પુસ્તક :
અનુત્તરૌપપાતિકદશાંગ સૂત્ર
અન્તકૃદ્દશાગ સૂત્ર
ઔપપાતિક સૂત્ર

પ્રકાશક :
પ્રેમ-જિનાગમ – પ્રકાશન સમિતિ

પ્રથમ સસ્કરણ

મૂલ્ય : ૮) રૂપિયા

પ્રાપ્તિસ્થાન
શ્રમણી વિદ્યાપીઠ,
હીંગવાળા લેન, ઘાટકોપર, મુબઈ ૪૦૦ ૦૭૭

પ્રત · ૧૦૦૦

સવત ૨૦૩૨, ઈ સ. ૧૯૭૬

મુદ્રક ·
ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ
સ્ટેટ્સ પીપલ પ્રેસ,
ઘોગા સ્ટ્રીટ, મુંબઈ ૪૦૦ ૦૦૧

# અનુક્રમ



## અનુત્તરૌપપાતિક



## અન્તકૃદ્દશાંગ

# ઔપપાતિક

## ( પૂર્વાર્ધ )



## ( ઉત્તરાર્ધ )

# ધર્મપ્રેમી સુશ્રાવક પ્રેમજી હીરજી ગાલા

(સંક્ષિપ્ત પરિચય)

કચ્છની ધરતી ઉપર કાંડાગરા નામના ગામમાં ધર્મપ્રેમી શ્રી પ્રેમજીભાઈનું કુટુમ્બ વસે છે કચ્છની ભૂમિ ઉજ્જડ છે પરતુ ત્યા વસતા માનવીઓના હૈયા માનવતાથી ભરેલા છે ધર્મની ભાવનાવાળા છે માતા પિતામા ઊંડા ધાર્મિક સસ્કારો હોવાના કારણે પ્રેમજીભાઈને ધર્મનો વારસો મળ્યો છે બાળપણથી જ ધર્મના રગે રગાયેલા છે એટલે આગમ તરફનો પ્રેમ અને અભ્યાસ હોય તે સ્વાભાવિક છે

જ્યારે માનવી ધર્મને ધર્મના સાચા સ્વરૂપમા સમજે છે ત્યારે તેના જીવનમા ત્યાગવૃત્તિ જાગૃત થાય છે અને મળેલા આ માનવભવને સાર્થક કરવા પ્રયત્ન કરે છે પ્રેમજીભાઈ છેલ્લા ત્રેવીસ વર્ષથી ચઉવિહાર કરે છે અને સાત વર્ષથી આજીવન બ્રહ્મચર્ય વ્રત અગીકાર કરેલ છે

પુણ્યશાળી જીવ હોવાના કારણે જીવન સાથી પણ ખૂબ જ સુયોગ્ય મળ્યા છે તેમના ધર્મપત્ની પણ ખૂબ જ ધાર્મિક વૃત્તિવાળા છે તેથી પતિ-પત્ની બને ધાર્મિક ક્રિયાઓમા લગભગ સાથે જ રહે છે અને નાની મોટી તપશ્ચર્યાઓ સાથે કરે છે

પ્રેમજીભાઈનું ધાર્મિક પ્રવૃત્તિઓ તરફ લક્ષ્ય હોવાના કારણે કુટુમ્બના વડીલ હોવા છતા પણ સસારના વ્યવહારો છોકરાઓને સોપી પોતે જેટલો બની શકે તેટલો સમય ધાર્મિક પ્રવૃત્તિઓમા ગાળે છે ભગવાન મહાવીરની વાણી એટલે આપણા સૂત્ર-સિદ્ધાન્તો તે બધા માગધી ભાષામાં હોવાના કારણે ગુજરાતીમા અનુવાદ કરી પ્રગટ કરવામા આવે તો જિજ્ઞાસુ આત્માઓ વાચી જીવનમા કઈક મેળવી શકે, પરતુ આ ભગીરથ પુરુષાર્થ કોણ કરે? ધર્મપ્રેમી શ્રી જેચદભાઈ તેજાણી સાથે વિચાર વિનિમય કરતા ઘાટકોપરમા ચાલતી શ્રામણી વિદ્યાપીઠ તરફ નજર કરી અને તેઓ પૂજ્ય મહાસતીજી પ્રાણકુવરબાઈ સ્વામી, પૂજ્ય મુકતાબાઈ મહાસતીજી તથા પૂ લીલમબાઈ મહાસતીજીના પરિચયમા આવ્યા પ્રેમજીભાઈના આવા સુદર વિચારો જાણી સાધ્વી ગણને ખૂબ જ આનંદ થયો અને ત્યાં અભ્યાસ કરતા સાધ્વીજીઓ તથા દીક્ષાર્થી બહેનોએ ગુજરાતીમા અનુવાદ કરી આપશે એમ સહર્ષ સ્વીકાર્યું સૂત્રોનું ગુજરાતીમાં પ્રકાશન કરવાના ખર્ચની પોતે વ્યવસ્થા કરી આપશે એમ જણાવ્યું

વિદ્યાપીઠના અધિષ્ઠાતા પંડિતરત્ન શોભાચન્દ્રજી ભારિલ્લ તથા શ્રાવક શ્રી દુર્લભજીભાઈ ખેતાણીનો સુયોગ સાપડ્યો અને પ્રેમજીભાઈની ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવા કાગળની ખરીદી કરવામા આવી અને તે કાર્યનો પ્રારભ થયો આ પ્રારભના ફળ સ્વરૂપે આચારાગ સૂયગડાગ, ઉપાસકદશાગ તથા વિપાક સૂત્ર આપણી પાસે આવી ગયા છે અને આ પાચમુ પુસ્તક જેમાં ત્રણ સિદ્ધાન્તો એક સાથે છે તે આપણા હાથમા છે

ધર્મપ્રેમી દાનવીર પ્રેમજીભાઈની આવી ઉચ્ચ ભાવના બદલ અમે તેમનો અન્તઃકરણપૂર્વક આભાર માનીએ છીએ અમોએ નક્કી કર્યું છે કે જેમ બને તેમ સૂત્રો ગુજરાતી અનુવાદ સાથે જનતા સમક્ષ નજીકના ભવિષ્યમા તુરત જ મૂકવા

- જેચંદ જમનાદાસ તેજાણી
- હરજીવનદાસ રૂગનાથ ગાધી
- હિમતલાલ ભગવાનજી શેઠ
- ચીમનલાલ દામોદરદાસ વોરા
- નરોત્તમદાસ જીવનલાલ લાખાણી

# પ્રાસ્તાવિક....

અનાદિ અનત સસારમાં આત્માએ જન્મ, મરણ વગેરે કરી અનેક પ્રકારના કષ્ટો સહન કર્યા છે, એ કષ્ટોને સહન કરતા ક્યારેક એવી સ્થિતિ આવે છે કે જ્યા તે કઈક સમજી શકે છે સસારના પરિભ્રમણની ચાર ગતિ કહી છે તેમા મનુષ્ય ગતિની એ વિશેષતા છે કે તે ઉત્થાનનુ કારણ બની શકે છે અન્ય ગતિમા અમુક અશે ઉત્થાન કરી શકે છે પરતુ મનુષ્ય ગતિમા તો પુરુષાર્થ કરે તો સર્વાશે શ્રેષ્ઠતા પ્રાપ્ત કરી જીવ ઈશ્વર બની શકે છે, જૈન શાસનના વિધાન પ્રમાણે દરેક આત્મા ઈશ્વર બની શકે છે અમુક વ્યકિત જ ઈશ્વર હોય તેમ નથી ઈશ્વરતાને પ્રાપ્ત કરી પોતાનુ સ્વતત્ર અસ્તિત્વ જાળવવા સમર્થ થાય છે ઈશ્વરતાને પ્રાપ્ત કરવા માટેના મુખ્ય ત્રણ કારણો છે સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ચારિત્ર સમ્યગ્દર્શનના અભાવમા જ્ઞાન અજ્ઞાન રૂપે હોય છે જીવ, અજીવની યથાર્થ ભેદદષ્ટિ, તેની પ્રતીતિ અને રુચિ થવાથી જીવ સમ્યક્ત્વનો સાક્ષાત્કાર કરે છે યથાર્થ શ્રદ્ધા થતાની સાથે જ અજ્ઞાન જ્ઞાન રૂપે પરિણમે છે, કારણ કે જ્ઞાન અને દર્શન બને સહચર છે આ જ્ઞાન પાચ પ્રકારે કહ્યુ છે–મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મન પર્યવજ્ઞાન, અને કેવળજ્ઞાન તે જ જ્ઞાનને સક્ષેપથી બે પ્રકારે કહ્યુ છે પ્રત્યક્ષ અને પરોક્ષ મતિ અને શ્રુત જ્ઞાનમા ઇન્દ્રિયાદિની અપેક્ષા રહે છે તેથી તેને પરોક્ષમા ગ્રહણ કરેલ છે, બાકીના ત્રણ જ્ઞાન ઇન્દ્રિયાદિની સહાયતા વિના આત્મમાત્રથી થાય છે તેથી પ્રત્યક્ષ છે આ પાચ જ્ઞાનોમા શ્રુતજ્ઞાન જ એક એવુ છે કે તે સ્વાર્થ અને પરાર્થ બને રૂપે છે, કારણ કે તે જ્ઞાનાત્મક અને વચનાત્મક છે શ્રુતજ્ઞાનના મુખ્ય બે ભેદો છે– અગપ્રવિષ્ટ અને અગબાહ્ય. અગપ્રવિષ્ટમા ૧૨ અગોનો સમાવેશ છે અને અગબાહ્યમા ઉપાગ, મૂળ, છેદ ચૂલિકા અને પ્રકીર્ણક આદિનો સમાવેશ થાય છે જેની રચનાનો સાક્ષાત સબધ ગણધરો સાથે છે તે અગપ્રવિષ્ટ સૂત્ર છે આ દ્વાદશાગીમાથી અહીં આઠમા તથા નવમા અગનો તથા પ્રથમ ઉપાગ ઔપપાતિક સૂત્રનો સમાવેશ છે

## અનુત્તરૌપપાતિક દશાંગ

આ નવમુ અગ છે જેનાથી અન્ય કોઈ શ્રેષ્ઠ વિમાન નથી એવા વિજયાદિ વિમાનોમા જેમની ઉત્પત્તિ થઈ છે તેવા જીવોનું વર્ણન જેમા છે તે અનુત્તરોપપાત્તિક દશાગ સૂત્ર છે આ એક શ્રુતસ્કધ છે તેના ત્રણ વર્ગ છે અને ૩૩ અધ્યયનો છે દરેક અધ્યયનમા એક એક મહાપુરુષના જીવનનો આદર્શ છે જાલિકુમારાદિ સાધારણ વ્યક્તિ ન હતા તે મગધાધિપતિ રાજા શ્રેણિકના પુત્રો હતા પુણ્યોદયના કારણે સાસારિક વિષયસુખોનો અનુભવ કરતા હતા. તે સમયમાં ભગવાન મહાવીરની દિવ્ય દેશનાનુ શ્રવણ થવાથી ભોગથી નિવૃત્ત થઈ યોગમા પ્રવૃત્ત થયા, ગુણરત્નાદિ તપશ્ચર્યાઓ કરી, અતિમ સમયમા સલેખના કરી સર્વાર્થસિદ્ધ વિમાનમા ઉત્પન્ન થયા ત્યાથી આયુષ્ય પૂર્ણ કરી મહા-વિદેહ ક્ષેત્રમા જન્મ ધારણ કરી સિદ્ધિ પામશે ધન્ય (ધન્ન.) કુમારની તપશ્ચર્યાનુ જે વર્ણન છે તે અસાધારણ છે તપ-શ્ચર્યાના અતે શરીરમા કેવળ હાડ અને ચામડી રહી અર્થાત્ લોહી, માસાદિ સૂકાય ગયા છતા પણ ગ્લાનિરહિત અતિમ સમય સુધી તપથી આત્માને ભાવિત કરતા રહ્યા

## અન્તકૃતદશાંગ

અન્તર્મુહૂર્ત આયુષ્ય શેષ રહેવા પર કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રાપ્ત કર્યા પછી તુરત જ નિર્વાણ પદ જે પામ્યા છે તેવા મહાત્માઓના વૃત્તાતને બતાવનાર આ અગ છે માટે તેને અન્તકૃતદશાગ સૂત્ર કહ્યું છે

આ સૂત્ર એક શ્રુતસ્કધ રૂપ છે તેના ૮ વર્ગ છે અને ૯૦ જીવોનો અધિકાર છે પહેલા વર્ગમા ગૌતમ-કુમારાદિ ૧૦ કુમારોનો અધિકાર છે તે સર્વ ભાઈઓ હતા તેમના પિતા અધકવિષ્ણુ ને માતા ધારિણી દેવી હતા તેમની નગરી દ્વારિકા છે તેનુ વર્ણન સારી રીતે કર્યું છે તેની રચના કુબેરે કરી હતી ભગવાન અરિષ્ટનેમિ પાસે પ્રવ્રજ્યા સ્વીકારી અગિયાર અગના જ્ઞાના થયા. અનેકવિધ તપશ્ચર્યા કરી અતિમ સમયમા શત્રુંજય પર્વત ઉપર એક માસની સલે-ખના કરી સિદ્ધિ પામ્યા

બીજા વર્ગમાં અક્ષોભાદિ આઠ જીવોનો અધિકાર છે ત્રીજા વર્ગમા અનીકસેનાદિ ૧૩ અધ્યયનો છે પ્રથમનને

છ અધ્યયનોના નાયક સહોદર છે જે ૩૫ ગુણ, લાવણ્યમા સમાન છે તે ૧૪ પૂર્વોના જ્ઞાતા હતા સાતમુ અધ્યયન સુરણ-કુમારનુ છે આઠમા અધ્યયનમા ગજસુકુમારની વાત છે લઘુવયમા ભગવાન અરિષ્ટનેમિ પાસે સયમ અગીકાર કરી અઠમના પ્રત્યાખ્યાન કર્યા અને ૧૨ મી ભિક્ષુની પ્રતિમા સ્વીકારી તે જ દિવસે તેને સોમિલ બ્રાહ્મણનો ઉપસર્ગ આવ્યો તે દૃઢતા અને ધૈર્યતાથી પાર પામ્યા આ સાથે કૃષ્ણનરાધીશની પ્રજા પ્રત્યે જે વત્સલતા છે તથા દયા અને સહાનુભૂતિ છે તે પ્રગટ કરી છે નવમાદિ અધ્યયનોમા સુમુખાદિનો અધિકાર છે ચોથા વર્ગમાં જાલિકુમારાદિ દશનો અધિકાર છે પાચમા વર્ગમા પદ્માવતી દેવી આદિ દશ દેવીઓનુ વર્ણન છે તેની સાથે દ્વારિકાનો વિનાશ કેવી રીતે થશે અને કૃષ્ણ નરેશનુ મૃત્યુ કયારે અને કેવા સયોગોમા થશે તે ભવિષ્ય બતાવ્યુ છે ચોથા અને પાચમા વર્ગમા કૃષ્ણ વાસુદેવના જ કુટુમ્બીજનો છે છઠ્ઠા વર્ગમા મોકાતિ આદિ સોળ જીવોની વાત છે તેમણે ભગવાન મહાવીર પાસે અનગાર ધર્મનો સ્વીકાર કર્યો હતો વિપુલગિરિ ઉપર સલેખના કરી સિદ્ધિ પામ્યા આ વર્ગમા અર્જુન માળીનો અધિકાર છે તે શેષ ચરિત્રનાયકોથી વિલક્ષણ છે, કારણ કે શેષ નાયકો રાજકુમાર કે શ્રેષ્ઠી છે અર્જુન માળીએ છ માસની દીક્ષા પર્યાયમા અનેક પરિષહો સહ્યા આ સાથે સુદર્શનની ધર્મશ્રદ્ધાને દેવ પણ ડગાવી શકતા નથી તે બતાવ્યું છે અતિમુકતક કુમારનુ ચરિત્ર પણ રોચક અને જ્ઞાતવ્ય છે, તે ગહન ભાવનાથી વ્યાપ્ત છે સાતમા વર્ગમા નદા આદિ ૧૩ રાણીઓનુ જીવન છે તે રાજગૃહ નગરીના શ્રેણિક મહારાજાની રાણીઓ હતી તેઓના જીવનને જોતા જણાય છે કે પુરુષની જેમ સ્ત્રી પણ પુરુષાર્થથી નિર્વાણ પદને પામી શકે છે પાચમા, સાતમા અને આઠમા વર્ગમાં સ્ત્રીઓનું કથન છે તે નારીના ઉજ્જવલ આદર્શને ઉપસ્થિત કરે છે આ જ રીતે આઠમા વર્ગમા કાલિ આદિ રાણીની વાત છે તેમના જીવનમા આત્મશુદ્ધિનુ મુખ્ય સાધન તપ રહ્યુ છે

ભગવાન અરિષ્ટનેમિના શાસનમા ૪૧ અને ભગવાન મહાવીરના શાસનમા ૪૯ આત્માર્થીઓ સિદ્ધિ પામ્યા.

## ઔપપાતિક સૂત્ર

દ્વાદશાંગીમાં જેમ પ્રથમ આચારાગ સૂત્ર છે તે જ રીતે દ્વાદશ ઉપાગોમા પ્રથમ ઔપપાતિક સૂત્ર છે તે આચા-રાગનુ ઉપાગ છે ઉપપાત એટલે જન્મ દેવ અને નારકના જન્મને ઉપપાત કહે છે તેને બતાવનાર ઔપપાતિક સૂત્ર છે તે પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધમાં વિભાજિત છે ઉત્તરાર્ધમા જન્મનુ વર્ણન છે પરતુ તેનો પૂર્વાર્ધ તો કેવળ વર્ણનાત્મક જ રહ્યો છે નગરી, ચૈત્ય, વનખડ, વૃક્ષ, પૃથ્વી શિલાપટ્ટક, રાજા, રાણી આદિનુ સંપૂર્ણ વર્ણન કર્યું છે તે વર્ણન તે સમયની સુખ, સગવડતાને પ્રકાશિત કરે છે બીજા શાસ્ત્રોમા જયા નગરી આદિની વાત આવે ત્યા તેનુ સપૂર્ણ વર્ણન કરવામા આવ્યુ નથી પરતુ કહેવામા આવે છે કે 'जहा उववाइए' ઔપપાતિક સૂત્રમાથી જાણી લેવુ તે સમયના રાજા કુણિકે ભગવાન મહાવીર કયા બીરાજે છે? તેમનો વિહાર કઈ બાજુ છે? ઈત્યાદિ સમાચાર માટે અમુક વ્યકિતઓને નિયુકત કર્યા હતા. તે બતાવે છે કે રાજયમા પણ ધર્મનું વાતાવરણ હતું અને રાજા પણ ધર્મગુરુને સર્વ શ્રેષ્ઠ ગણતા હતા આ સૂત્રમા ભગવાન મહાવીરના શરીરનુ સાંગોપાંગ સુદર વર્ણન કર્યું છે એ વર્ણન તેમની ઉત્કૃષ્ટ શરીર સંપત્તિનું દ્યોતક છે ભગવાન મહાવીરના શિષ્યો રાજન્ય, ભોગાદિ કુળના હતા તે જ્ઞાનાદિમા રત હતા તથા તેમનુ જીવન બાહ્ય, આભ્યતર તપશ્ચર્યામય હતુ ભગવાનના દર્શન માટે અસુરકુમારાદિ દેવો આવે છે તેમનુ વર્ણન પણ કર્યું છે

ભગવાનનું પદાર્પણ થવાથી નગરીમા ઘોષણા કરવામા આવે છે તેથી પ્રજાજન સહિત રાજા સપરિવાર ભગ-વાનને વદન કરવા જાય છે વદન કરવા જતા કેવો વિવેક જોઈએ તે માટે પાચ અભિગમ બતાવ્યા છે ભગવાનના ઉપદેશને સાભળી પોત પોતાની શકિત અનુસાર વ્રતાદિનો સ્વીકાર કરે છે

ઉત્તરાર્ધમા ઉપપાતનુ વર્ણન છે તેમા અનેક પ્રકારની શિક્ષા અને અનેક પ્રકારના મૃત્યુ બતાવ્યા છે તે સમયમાં તાપસોની જે વિવિધતા હતી તે બતાવી તેમના ઉપપાતને કહ્યા છે અમ્બડ પરિવ્રાજક અને તેના શિષ્યોનું વર્ણન કરી તેઓની વ્રત પ્રત્યેની જે દૃઢ મનોભાવના છે તે પ્રગટ થાય છે એમનું જીવન જૈન પરપરાની દૃષ્ટિએ એક મહત્ત્વપૂર્ણ અને ચિન્તનીય વિષય છે ૭૨ પ્રકારની કળાનુ વર્ણન છે શ્રાવકાદિના ઉપપાતને બતાવી સંયમી સાધકનો ઉપપાત બતાવ્યો છે જે કર્મરહિત થાય છે તેનું સ્થાન સિદ્ધ ક્ષેત્ર છે તે સિદ્ધ ક્ષેત્ર તથા ત્યા સ્થિત મુકતાત્માઓ કેવા સુખનો અનુભવ કરે છે તેનુ વર્ણન સુદર રીતે કર્યું છે

આ સગ્રહમા ઉલ્લિખિત ત્રણ સૂત્રોનો સમાવેશ થાય છે અહિયા આ સૂત્રોનો સક્ષિપ્તતર પરિચય આપવામાં આવ્યો છે વિશેષ જાણવા માટે પાઠકો પોતે જ આ સૂત્રોનુ અવલોકન કરે અને તેમા ઉલ્લિખિત મહાપુરુષોના જીવનનું અનુકરણ કરી કૃતાર્થતા પ્રાપ્ત કરે એ જ કામના

શ્રમણી વિદ્યાપીઠ, ઘાટકોપર
તા ૧૦-૩-'૭૬

— હસુમતીબાઈ

# બત્રીસ અસજ્ઝાય

( આ બત્રીસ અસજ્ઝાય વખતે સૂત્રસિદ્ધાંત વાંચવા નહીં )

૧ નજદીકમાં હાડકાં પડયાં હોય
૨ માંસ પડયુ હોય
૩ લોહી પડયું હોય
૪ વિષ્ટા પડી હોય
૫ સ્મશાન હોય
૬ ચદ્રગ્રહણ હોય
૭ સૂર્યગ્રહણ હોય
૮ મોટુ (પ્રખ્યાત) માણસ ગુજરી ગયું હોય
૯ રાજ્યમાં વિઘ્ન હોય
૧૦ નજદીકમાં પંચેન્દ્રિય કલેવર હોય
૧૧ તારા ખર્યા હોય
૧૨ દશે દિશા રાતી થઇ હોય
૧૩ અકાળે ગાજવીજ થાય
૧૪ અકાળે વિજળી થાય
૧૫ અકાળે કડાકા થાય
૧૬ બાળચંદ્રમાં વખતે
(બીજના ચંદ્ર ને રોજ ચાર ઘડી)
૧૭ આકાશમાં નવીન ચિહ્ન થાય
૧૮ ધુમસ પડતી હોય
૧૯ ઠાર તથા આકળ પડતા હોય
૨૦ ઘણો તોફાની પવન વાતો હોય
૨૧ અશાડ સુદી ૧૫ ને રોજ
૨૨ અષાડ વદી ૧
૨૩ ભાદરવા સુદ ૧૫
૨૪ ભાદરવા વદ ૧
૨૫ કારતક સુદ ૧૫
૨૬ કારતક વદ ૧
૨૭ ચૈત્ર સુદ ૧૫
૨૮ ચૈત્ર વદ ૧
૨૯ પ્રભાતે બે ઘડી સુધી (સૂર્ય ઊગ્યાં પહેલાં)
૩૦ મધ્યાહ્નને બે ઘડી સુધી
૩૧ સાંજે બે ઘડી સુધી (સૂર્ય અસ્ત થયા પછી)
૩૨ મધ્ય રાત્રે બે ઘડી સુધી

(સૂત્ર ભણનારાઓએ સૂત્રની મૂળ ગાથાઓ આ અસજ્ઝાઇ વખતે કરવી જ નહીં.)



# અનુત્તરોવવાઈયદશાંગ સૂત્ર

## પ્રથમ અધ્યયન

### પ્રથમ વર્ગ

१- तेणं कालेणं, तेणं, समएणं रायगिहे णामं णयरे होत्था, सेणियनामं राया होत्था चेलणा देवीए, गुणसिलाए चेइए, वण्णओ ।

૧– તે કાળ અને તે સમયમાં રાજગૃહ નામનુ નગર હતુ તે નગરમાં શ્રેણિક રાજા હતા, તેમને ચેલણા નામની રાણી હતી તે નગરના ઇશાન કોણમાં ગુણશીલ નામનુ ઉદ્યાન હતુ. તેનું વર્ણન ઔપપાતિક સૂત્રના ચૈત્યવર્ણન જેવું જાણવું.

२- तेणं कालेणं तेणं समएणं रायगिहे नयरे, अज्जसुहम्मस्स समोसरणं, परिसा णिग्गया धम्मो कहिओ परिसा पडिगया ।

૨– તે કાળે અને તે સમયમાં રાજગૃહ નગરના ગુણશીલ ઉદ્યાનમાં આર્ય સુધર્માસ્વામી પધાર્યા પરિષદ્ (જન સમૂહ) દર્શન કરવા માટે અને ધર્મદેશના સાંભળવા આવી. ધર્મદેશના સાંભળીને પરિષદ્ પાછી ફરી

३- जंबू जाव पज्जुवासइ एवं वयासी जइ णं भंते ! समणेण जाव संपत्तेणं अट्ठमस्स अंगस्स अंतगडदसाण अयमट्ठे पण्णत्ते, नवमस्स णं भंत्ते ! अंगस्स अणुत्तरोववाइयदसाणं समणेणं जाव संपत्तेणं के अट्ठे पण्णत्ते ?

૩– આર્ય જંબૂસ્વામી શ્રી સુધર્માસ્વામીને વંદન-નમસ્કાર કરીને પૂછવા લાગ્યા-અહો ભગવન્ ! શ્રમણ યાવત્ મોક્ષને પ્રાપ્ત થયેલ ભગવાન મહાવીર સ્વામીએ આઠમા અગ અંતકૃત્દશાંગ સૂત્રનો આ પ્રમાણે અર્થ કહેલ છે, તો નવમા અગ અનુતરોવવાઈયદશાંગનો શું અર્થ કહેલ છે ?

४- तए णं से सुहम्मे अणगारे, जम्बू अणगारं एवं वयासी एवं खलु जंबू ! समणेणं जाव संमत्तेणं नवमस्स अंगस्स अणुत्तरोववाइयदसाणं तिण्णि वग्गा पण्णत्ता ।

૪– ત્યારે તે સુધર્માસ્વામી જંબૂસ્વામીને આ પ્રમાણે કહેવા લાગ્યા. હે જંબૂ ! શ્રમણ યાવત્ મોક્ષને પ્રાપ્ત થયેલ ભગવાન મહાવીર સ્વામીએ નવમા અગ અનુતરોવવાઈયદશાંગ સૂત્રના ત્રણ વર્ગ કહેલ છે.

५- जइ णं भंते ! समणेणं जाव संपत्तेणं नवमस्स अंगस्स अणुत्तरोववाइयदसाणं तओ वग्गा पण्णत्ता, पढमस्स णं भंते !

૫– જમ્બૂસ્વામી-ભગવન્ ! જો મોક્ષને પ્રાપ્ત એવા ભ. મહાવીર સ્વામીએ નવમા અંગ અનુત્તરોવવાઈય દશાંગ સૂત્રના ત્રણ વર્ગ કહેલ છે

वग्गस्स अणुत्तरोववाइयदसाणं [समणेणं जाव संपत्तेणं] कइ अज्झयणा पण्णत्ता ?

તો હે ભન્તે ! અનુત્તરોવવાઇયદશાંગ સૂત્રના પ્રથમ વર્ગના કેટલા અધ્યયનો પ્રરૂપ્યાં છે ?

६- एवं खलु जम्बू ! समणेणं जाव संपत्तेण अणुत्तरोववाइयदसाणं पढमस्स वग्गस्स दस अज्झयण पण्णता, तंजहा-जालि, मयालि, उवयालि, पुरिससेणे य वारिसेणे य । दीहदंते य, लट्ठदंते य, वेहल्ले, वेहासे अभये विय कुमारे ॥ १ ॥

૬–સુધર્મા સ્વામી હે જંબૂ ! ખરેખર શ્રમણ યાવત્ મોક્ષને પ્રાપ્ત થયેલા ભગવાન મહાવીર સ્વામીએ અનુતરોવવાઇયદશાંગ સૂત્રના પ્રથમ વર્ગના દશ અધ્યયનો પ્રરૂપેલા છે, તે આ પ્રમાણે–(૧) જાલિકુમાર (૨) મયાલિકુમાર (૩) ઉવયાલિ કુમાર (૪) પુરુષસેન કુમાર (૫) વારિષેણ કુમાર (૬) દીર્ઘદાન્ત કુમાર (૭) લષ્ટદાંત કુમાર (૮) વેહલ્લ કુમાર (૯) વેહાયસ કુમાર (૧૦) અભય કુમાર.

७- जइ णं भंते ! समणेणं जाव संपत्तेणं अनुत्तरोववाइयदसाणं पढमस्स वग्गस्स दस अज्झयण. पण्णत्ता, पढमस्स णं भंते ! अज्झयणस्स समणेणं जाव संपत्तेणं के अट्ठे पण्णत्ते ?

૭– જંબૂ સ્વામી–હે ભગવન્ ! મોક્ષને પ્રાપ્ત એવા શ્રમણ ભગવાન્ મહાવીર સ્વામીએ અનુત્તરોવવાઇયદશાંગ સૂત્રના પ્રથમ વર્ગના દશ અધ્યયનો કહ્યા છે તો પ્રથમ અધ્યયનનો ભગવાને શો અર્થ પ્રરૂપ્યો છે ?

८- एवं खलु जम्बू ! तेणं कालेणं तेणं समएणं रायगिहे णयरे रिद्धीत्थिमियसमिद्धे गुणसिलए चेइए सेणिए राया धारिणी देवी, सीहसुमिणं पासित्ताणं पडिबुद्धा जाव जालिकुमारे जाए, जहा मेहो जाव अट्ठट्ठओ दाओ, जाव उप्पि पासाए जाव विहरइ ।

૮– સુધર્માસ્વામી– જંબૂ ! તે કાળ અને તે સમયમાં રાજગૃહ નામે નગર હતું તે નગર ધન–વૈભવ ભવન અને જનસમૂહથી સંપન્ન હતું તે નગરની બહાર ગુણશીલ નામનું ઉધાન હતું. ત્યાં શ્રેણિક નામના રાજા હતા. તેમને ધારિણી નામની રાણી હતી. એકદા સમયે ધારિણી દેવીએ સ્વપ્નમાં સિંહને જોયો. સ્વપ્ન જોઇને જાગ્રત થાય છે યાવત્ જાલિકુમારનો જન્મ થાય છે. જે પ્રમાણે મેઘકુમારનું વર્ણન છે તે પ્રમાણે જાલિકુમારનું પણ સમજવું. જાલિકુમારના આઠ કન્યાઓની સાથે લગ્ન થાય છે. અને આઠે કન્યાઓને ઘણોજ દહેજ (આણું) આપે છે. યાવત્ જાલિકુમાર મહેલમાં સુખનો અનુભવ કરતો વિચરે છે.

९- तेणं कालेणं तेणं समएणं समणे भगवं महावीरे जाव समोसढे, सेणिओ णिग्गओ, जहा मेहो तहा जालीवि णिग्गओ, तहेव णिक्खंतो, जहा मेहो एक्कारस अंगाइं अहिज्जइ ।

૯— તે કાળ તે સમયમાં શ્રમણ ભગવાન મહાવીર સ્વામી ગુણશીલ ઉદ્યાનમાં પધાર્યા. શ્રેણિક રાજા દર્શન માટે નીકળે છે જાલિકુમાર પણ મેઘકુમારની માફક દર્શન કરવા માટે નીકળે છે મેઘકુમારની સમાન જાલિકુમાર પણ દીક્ષા અંગીકાર કરે છે દીક્ષા અગીકાર કરીને અગ્યાર અંગનો અભ્યાસ કરે છે

१०- तए णं से जाली अणगारे जेणेव समणे भगवं महावीरे तेणेव आगच्छइ २ त्ता समणं भगवं महावीरं वंदइ नमंसइ २ त्ता एवं वयासी इच्छामि णं भंते ! तुब्भेहिं अब्भणुण्णाय समाणे गुणरयणं संवच्छरं तवोकम्मं उवसंपजित्ताणं विहरित्तए ? अहासुहं देवाणुप्पिया ! मा पडिबंधं करेह ।

૧૦— ત્યાર પછી તે જાલિ અણુગાર જ્યાં શ્રમણ ભગવાન મહાવીર સ્વામી બિરાજતા હતા ત્યાં આવે છે આવીને શ્રમણ ભગવાન મહાવીર સ્વામીને વંદનન-મસ્કાર કરે છે વદન-નમસ્કાર કરીને, આ પ્રમાણે બોલ્યા-અહો ભગવન્ ! જો આપની અનુમતિ હોય તો હુ 'ગુણરત્ન સવત્સર' તપ કરવા ઈચ્છુ છુ ભગવાને કહ્યુ-હે દેવાનુપ્રિય ! તમોને સુખ ઊપજે તેમ કરો, પરન્તુ પ્રમાદ ન કરો

११- तए णं से जाली अणगारे समणेणं भगवया महावीरेणं अब्भणुण्णायसमाणे समणं भगवं महावीरं वंदइ नमंसइ २ त्ता गुणरयणं संवच्छरं तवो कम्मं उपसंपजित्ताणं विहरइ । तं जहा-

(१) पढमं मासं चउत्थं चउत्थेणं अणिक्खित्तेणं तवो कम्मेणं दियट्ठाणु कट्टुय सूराभिमूहे आयावणभूमीए आयावेमाणे रत्तिं वीरासणेणं अवाउड्ढेणय । (२) दोच्चं मासं छट्ठं छट्ठेणं अणिक्खित्तेणं तवो कम्मेणं दियट्ठाणुकट्टुए सूराभिमुहे आयावणभूमीए आयावेमाणे रत्तिं वीरासणेणं अवाउड्ढेणय (३) तच्चं मासं अट्ठमं अट्ठमेणं अणिक्खित्तेणं तवो कम्मेणं दियट्ठाणुकट्टुए सूराभिमुहे, आयावणभूमीए आयावेमाणे, रत्तिं वीरासणेणं

૧૧— ત્યાર પછી તે જાલિ અણુગાર ભગવાન મહાવીર સ્વામીની અનુમતિ મેળવીને શ્રમણ ભગવાન મહાવીર સ્વામીને વદન-નમસ્કાર કરે છે. વંદન-નમસ્કાર કરીને ગુણરત્ન સવત્સર તપશ્ચર્યા કરતાં થકા વિચરે છે. તે ગુણરત્ન સવત્સર તપ આ પ્રમાણે છે-પ્રથમ માસમાં નિરન્તર એકાન્તર ઉપવાસ કરવા અને સૂર્ય સામી નજર માડી જ્યાં તાપ આવતો હોય ત્યાં અર્થાત્ આતાપના ભૂમિમાં ઉકડાસને બેસી રહેવું તથા રાત્રિએ કોઈ પણ વસ્ત્ર વિના (અચેલક રહી) વીરાસને બેસી રહેવું એ પ્રમાણે બીજા માસમાં નિરતર છટ્ઠ-છટ્ઠ કરવા દિવસે સૂર્યસામી નજર માડી જ્યા તાપ આવતો હોય તેવી આતાપના ભૂમિમાં ઉકડાસને બેસી રહેવુ તથા રાત્રિએ કાંઇ વસ્ત્ર પહેર્યા કે ઓઢયા વિના વીરાસને બેસી રહેવુ ત્રીજા માસે નિરન્તર અટ્ઠમ-અટ્ઠમ તપશ્ચર્યા કરવી અને દિવસે સૂર્ય સામી નજર માંડી જ્યાં તાપ હોય તેવી

अवाउड्ढेणय। (४) चउत्थं मासं दसमं दसमेणं अनिक्खित्तेणं तवो कम्मेणं दियट्ठाणुकट्टुए सूराभिमुहे आयावणभूमीए आयावेमाणे रत्ति वीरासणेणं अवाउड्ढेणय। (५) पंचं मासं बारसमं बारसमेणं अनिक्खित्तेणं तवो कम्मेणं दियट्ठाणुकट्टुए सूराभिमुहे आयावणभूमीए आयावेमाणे रत्ति वीरासणेणं अवाउड्ढेणय। (६) छट्ठं मासं चउदसं चउदसमेणं अणिक्खित्तेण तवो कम्मेणं दियट्ठाणुकट्टुए सूराभिमुहे आयावणभूमीए, आयावेमाणे रत्ति वीरासणेणं अवाउड्ढेणय। (७) सत्तमं मासं सोलसमं सोलसमेणं अनिक्खित्तेण तवो कम्मेणं दियट्ठाणुकट्टुए सूराभिमुहे आयावणभूमीए आयावेमाणे रति वीरासणेणं अवाउड्ढेणय (८) अट्ठमं मासं अट्ठारसमं अट्ठारसमेणं अनिक्खित्तेणं तवो कम्मेणं दियट्ठाणु कट्टुए सूराभिमुहे आयावणभूमीए आयावेमाणे, रत्ति वीरासणेणं अवाउड्ढेणय। (९) णवमं मासं वीसइमं वीसइमेणं अनिक्खित्तेणं तवो कम्मेणं दियट्ठाणु कट्टुए सूराभिमुहे आयावणभूमीए, रत्ति वीरासणेणं अवाउड्ढेणय। (१०) दसमं मासं बावीसाए बावीसईमेणं अनिक्खित्तेणं तवो कम्मेणं दियट्ठाणुकट्टुए सूराभिमुहे आयावणभूमीए आयावेमाणेणं रतिं वीरासणेणं अवाउड्ढेणय। (११) एकारसमं मासं चउवीसाए चउवीसईमेणं अणिक्खित्तेणं तवो

આતાપના ભૂમિમાં ઉકડાસને બેસી રહેવું તથા રાત્રિએ કાંઇ પણ વસ્ત્ર પહેર્યા કે ઓઢયા વિના વીરાસને બેસી રહેવું. ચોથા માસે નિરંતર ચાર–ચાર ઉપવાસ કરવા દિવસે સૂર્યની સામે નજર માંડી જ્યા તાપ હોય તેવી આતાપના ભૂમિમાં ઉકડાસને બેસી રહેવું. અને રાત્રિએ કાંઇ પણ વસ્ત્ર પહેર્યા કે ઓઢયા વિના વીરાસને બેસી રહેવુ પાંચમાં માસમાં નિરતર પાંચ–પાંચ ઉપવાસ કરવા દિવસે સૂર્યની સામે નજર માંડી જ્યાં તાપ આવતો હોય તેવી આતાપના ભૂમિમાં બેસી રહેવું રાત્રિએ કાંઇ પણ વસ્ત્ર પહેર્યા કે ઓઢયા વિના જ વીરાસને બેસી રહેવું. છઠ્ઠા માસમાં નિરતર છ–છ ઉપવાસ કરવા અને દિવસે સૂર્યની સામે નજર માંડી જ્યાં તાપ આવતો હોય તેવી આતાપના ભૂમિમાં બેસી રહેવુ. અને રાત્રિએ કાંઇ પણ વસ્ત્ર પહેર્યા વિના કે ઓઢયા વિના વીરાસને બેસી રહેવું. સાતમાં માસમાં નિરંતર સાત-સાત ઉપવાસ કરવા અને દિવસે સૂર્યની સામે નજર માંડી જ્યાં તાપ આવતો હોય તેવી આતાપના ભૂમિમાં બેસી રહેવું અને રાત્રિએ કાંઇ પણ વસ્ત્ર પહેર્યા કે ઓઢયા વિના વીરાસને બેસી રહેવું. આઠમા માસમાં નિરતર આઠ–આઠ ઉપવાસ કરવા અને દિવસે સૂર્યની સામે નજર માંડી જ્યાં તાપ આવતો હોય તેવી આતાપના ભૂમિમાં ઉકડાસનથી બેસી રહેવું અને રાત્રિએ કાંઇ પણ વસ્ત્ર પહેર્યા કે ઓઢયા વિના વીરાસને બેસી રહેવું. નવમા માસમાં નિરંતર નવ–નવ ઉપવાસ કરવા. દિવસે સૂર્યની સામે નજર માંડી જ્યાં તાપ આવતો હોય તેવી આતાપના ભૂમિમાં બેસી રહેવું અને રાત્રિએ કાંઇ પણ વસ્ત્ર પહેર્યા કે ઓઢયા વિના વીરાસને બેસી રહેવું. દસમા માસે નિરતર દસ–દસ ઉપવાસ કરવા દિવસે સૂર્ય સામે નજર માંડી જ્યાં તાપ આવતો હોય

कम्मेणं दियट्ठाणु कट्टुए सूराभिमुहे आयावणभूमीए आयावेमाणे रत्तिं वीरासणेणं अवाउड्ढेणय। (१२) बारसमं मासं छव्वीसाए छव्वीसईमेणं अनिक्खित्तेणं तवो कम्मेणं दियट्ठाणुकट्टुए सूराभिमुहे आयावणभूमीए आयावेमाणे रत्तिं वीरासणेणं अवाउड्ढेणय। (१३) तेरसमं मासं अठावीसाए अठावीसईमेणं अनिक्खित्तेणं तवो कम्मेणं दियट्ठाणु कट्टुए सूराभिमुहे आयावणभूमीए आयावेमाणे रत्तिं वीरासणेणं अवाउड्ढेणय। (१४) चउदसमं मासं तीसइ तीसईमेणं अनिक्खित्तेणं तवो कम्मेणं दियट्ठाणु कट्टुए सूराभिमुहे आयावणभूमीए आयावेमाणे रत्तिं वीरासणेणं अवाउड्ढेणय। (१५) पन्नरसमं मासं बत्तीसईमं बत्तीसईमेणं अनिक्खित्तेणं तवो कम्मेणं दियट्ठाणु कट्टुए सूराभिमुहे आयावणभूमीए आयावेमाणे रत्तिं वीरासणेणं अवाउड्ढेणय। (१६) सोलमं मासं चोत्तीसईमं चोत्तीसईमेणं अनिक्खित्तेणं तवो कम्मेणं दियट्ठाणु कट्टुए सूराभिमुहे आयावणभूमीए आयावेमाणे रत्तिं वीरासणेणं अवाउड्ढेणय।

તેવી આતાપના ભૂમિમાં બેસી રહેવુ અને રાત્રિએ કાંઇ પણ વસ્ત્ર પહેર્યા કે ઓઢયા વિના વીરાસને બેસી રહેવું. અગિયારમા માસે અગિયાર-અગિયાર નિરંતર ઉપવાસ કરવા અને દિવસે સૂર્ય સામે નજર માંડી જ્યાં તાપ આવતો હોય ત્યાં આતાપના ભૂમિમાં બેસી રહેવુ અને રાત્રિએ કાંઇ પણ વસ્ત્ર પહેર્યા કે ઓઢયા વીરાસને બેસી રહેવુ બારમાં માસમાં નિરતર બાર–બાર ઉપવાસ કરવા. દિવસે સૂર્યની સામે નજર માંડી જ્યાં તાપ આવતો હોય તેવી આતાપના ભૂમિમાં બેસી રહેવુ અને રાત્રિએ કાંઇ પણ વસ્ત્ર પહેર્યા કે ઓઢયા વિના વીરાસને બેસી રહેવું. તેરમા માસે નિરતર તેર–તેર ઉપવાસ કરવા અને દિવસે સૂર્યની સામે નજર માંડી જ્યાં તાપ આવતો હોય તેવી આતાપના ભૂમિમાં બેસી રહેવુ અને રાત્રિએ કાંઇ પણ વસ્ત્ર પહેર્યા કે ઓઢયા વિના વીરાસને બેસી રહેવું ચૌદમા માસે નિરતર ચૌદ–ચૌદ ઉપવાસ કરવા દિવસે સૂર્યની સામે નજર માડી જ્યાં તાપ આવતો હોય તેવી આતાપના ભૂમિમાં બેસી રહેવું અને રાત્રિમાં પણ વસ્ત્ર પહેર્યા કે ઓઢયા વિના વીરાસને બેસી રહેવુ પદરમાં માસે નિરતર પદર–પદર ઉપવાસ કરવા અને દિવસે સૂર્યની સામે નજર માંડીને જ્યાં તાપ આવતો હોય તેવી આતાપના ભૂમિમાં ઉકડાસનથી બેસી રહેવું અને રાત્રિએ કોઇ પણ વસ્ત્ર પહેર્યા કે ઓઢયા વિના વીરાસને બેસી રહેવું સોળમા માસે નિરંતર સોળ–સોળ ઉપવાસ કરવા અને દિવસે સૂર્યની સામે નજર માડી જ્યાં તાપ આવતો હોય તેવી આતાપના ભૂમિમાં ઉકડાસને બેસી રહેવુ. અને રાત્રિએ કાંઇ પણ વસ્ત્ર પહેર્યા કે ઓઢયા વિના વીરાસને બેસી રહેવું.

१२- तए णं से जाली अणगारे गुणरयणं संवच्छरं तवो कम्मं अहासुत्तं अहाकप्पं अहामग्गं अहातच्चं सम्मं काएण फासित्ता पालित्ता सोहित्ता तिरित्ता किट्टइत्ता आणाए आराहित्ता ।

૧૨– ત્યાર પછી તે જાલિ અણુગારે ગુણુરત્ન સંવત્સર તપકર્મનું સૂત્રોક્ત વિધિ પ્રમાણે, સાધુના કલ્પ પ્રમાણે જિનમાર્ગાનુસાર, ભગવાને જેમ કહેલ છે તે જ પ્રમાણે સમ્યક્ પ્રકારે કાયાથી આરાધન કર્યું. સ્પર્શના કરી રૂડી રીતે પાલન કર્યું શ્રદ્ધાપૂર્વક પાર પહોંચાડયું કીર્તન કર્યું અને આજ્ઞાનુસાર આરાધન કર્યું.

१३- जेणेव समणे भगवं महावीरे तेणेव उवागच्छइ २ त्ता समणं भगवं महावीरं वंदइ नमंसइ वंदित्ता नमंसइत्ता बहूहिं चउत्थ छट्ठ अट्ठम दसम दुवालसेहिं मासेहिं अद्धमासखमणेहिं विचित्तेहिं तवो कम्मेहिं अप्पाणं भावेमाणे विहरइ ।

૧૩– ત્યાર પછી જાલિ અણુગાર જ્યાં શ્રમણુ ભગવાન મહાવીર સ્વામી બિરાજતા હતા ત્યાં આવે છે. આવીને શ્રમણુ ભગવાન મહાવીર સ્વામીને વંદન–નમસ્કાર કરે છે વંદન–નમસ્કાર કરીને ઉપવાસ, છઠ્ઠ, અઠ્ઠમ, ચાર ઉપવાસ, પાંચ ઉપવાસ, માસખમણુ, અર્ધમાસ ખમણુ આદિ વિવિધ પ્રકારના તપ કર્મથી આત્માને ભાવતા થકા વિચરે છે

१४- तए णं से जाली अणगारे ते ण उरालेणं विउलेणं पयत्तेणं पग्गहिएणं एवं जा चेव जहा खंदगस्स वत्तव्वया सा चेव चितणा आपुच्छणा थेरेहिं सद्धिं विवुलं तहेव दुरुहंति, णवरं सोलस्स वासाइं सामण्ण परियागं पाउणित्ता कालमासे कालं किच्चा उड्ढं चंदिमाई सोहम्मीसाण जाव आरणच्चुए कप्पे नव य गेवेज्जे विमाणपत्थडे उड्ढं दूरं वीतीवतित्ता विजयविमाणे देवत्ताए उववण्णे ।

૧૪– ત્યાર પછી તે જાલિ અણુગાર વિવિધ પ્રકારના ઉદાર–પ્રધાન વિપુલ, યત્નાપૂર્વક સેવિત, પ્રગૃહીત પ્રકર્ષપ્રાપ્ત તપ કરીને સ્કન્ધક મુનિની જેમ શરીરથી દુર્બલ થઈ જાય છે યાવત્ ધર્મ જાગરણુ કરતાં સંથારા ગ્રહણુ કરવાનો વિચાર કરે છે. પ્રભાત પછી ભગવાનને પૂછીને સ્થવિર સાધુઓની સાથે વિપુલ પર્વત ઉપર ચડે છે (જાય છે.) સંલેખના કરે છે વિશેષ એકે સોળ વર્ષની શ્રામણ્યપર્યાયને પાળીને અને કાળના અવસરે કાળ કરીને ઉપર ચન્દ્રમા, સૂર્ય આદિ તથા સૌધર્મ, ઇશાન, સનતકુમાર, માહેન્દ્ર ઇત્યાદિ બાર દેવલોક અને નવ ગ્રૈવેયકથી પણુ ઉપર જઇને વિજય નામક અનુત્તર વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયા

१५- तए ण ते थेरा भगवंतो जालिं अणगारं कालगयं जाणित्ता, परिनिव्वाणवत्तियं काउसग्गं करेइ, पत्तचीवराइं गिण्हंति तहेव उत्तरंति जाव इमे से आयारभंडए ।

૧૫–ત્યાર પછી (કોઈ સમયે) સ્થવિર ભગવતોએ જાલિ અણુગારને કાળને પ્રાપ્ત થયેલા જાણીને પરિનિર્વાણુવર્તી (મૃત્યુ નિમિત્તક) કાયોત્સર્ગ કર્યો અને તે જાલિ અણુગારના

ધર્મોપકરણ પાત્ર વસ્ત્રાદિ ગ્રહણ કરીને પર્વત ઉપરથી નીચે ઊતર્યા. ઊતરીને જ્યાં ભગવાન બિરાજમાન હતા ત્યાં ગયા અને ઉપકરણો સુપ્રત કરતા કહ્યું-જાલિ અણગારના ઉપકરણો આ રહ્યા

१६- भंते त्ति! भगवं गोयमे जाव एवं वयासी- एवं खलु देवाणुप्पियाणं अंतेवासी जाली- नामं अणगारं पगइभद्दए, से णं जाली अणगारे कालमासे कालं किच्चा कहिं गए कहिं? उववण्णे? एवं खलु गोयमा! ममं अंतेवासी तहेव जहा खंदयस्स जाव कालमासे कालं किच्चा उड्ढं चंदिम जाव विजएविमाणे देवत्ताए उववण्णे ।

૧૬–ત્યાર બાદ શ્રી ગૌતમસ્વામી 'ભંતે' સંબોધન કરીને ભગવાનને પૂછે છે–ભગવન્! આપના શિષ્ય પ્રકૃતિથી ભદ્ર જાલિઅણગાર કાળના અવસરે કાળ કરીને ક્યાં ગયા? ક્યાં ઉત્પન્ન થયા? ભગવતે ઉત્તર આપ્યો હે ગૌતમ! મારા અતેવાસી શિષ્ય સ્કન્ધકની જેમ કાળ કરી યાવત્ ચન્દ્રમા, સૂર્ય, બાર દેવલોક તથા નવ ગ્રૈવેયકનું ઉલ્લઘન કરીને વિજય વિમાનમાં ઉત્પન્ન થયા છે.

१७- जालिस्स णं भंते! देवस्स केवइयं कालं ट्ठिई पण्णत्ता ?
गोयमा! बत्तीसं सागरोवमाइं ट्ठिई पण्णत्ता ।

૧૭– ગૌતમ– અહો ભગવન્! જાલિદેવતાની કેટલા કાળની સ્થિતિ છે?

ભગવાન્–ગૌતમ! તેમની સ્થિતિ બત્રીશ સાગરોપમની છે.

१८- से णं भंते! ताओ देवलोगाओ आउक्खएणं भवक्खएणं ठिइक्खएणं चयं चइत्ता कहिं गच्छिहिस्सइ कहिं उववज्जिस्सइ ?
गोयमा! महाविदेहे वासे सिज्झिस्सइ जाव सव्वदुक्खाणं अंतं करिस्सइ ।

૧૮– ગૌતમ– અહો ભગવન્! જાલિદેવ દેવલોકથી આયુષ્ય, ભવ અને સ્થિતિનો ક્ષય કરી તે ક્યાં જશે? ક્યાં ઉત્પન્ન થશે?

ભગવાન્– ગૌતમ! મહાવિદેહ ક્ષેત્રમાં જન્મ ધારણ કરી દીક્ષા ગ્રહણ કરી સિદ્ધ થશે, બુદ્ધ થશે, મુક્ત થશે, સર્વ દુઃખોનો અત કરશે.

१९- एवं खलु जम्बू! समणेणं जाव संपत्तेणं अणुत्तरोववाइयदसाणं पढमस्स वग्गस्स पढमस्स अज्झयणस्स अयमट्ठे पण्णत्ते ।

૧૯– સુધર્મા સ્વામીએ કહ્યુ–જંબૂ! નિશ્ચયથી શ્રમણ યાવત્ મોક્ષ પ્રાપ્ત થયેલ ભગવાન મહાવીર સ્વામીએ અનુત્તરોવવાઇયદશાંગના પ્રથમ વર્ગના પ્રથમ અધ્યયનનો આ પ્રમાણે અર્થ કહેલ છે.

२०- एवं सेसाणवि नवण्हं भाणिअव्वं । नवरं सत्त धारिणिसुआ वेहल्लवेहासा चेल्लणाए। आइल्लाणं पंचण्ह सोलस वासाइं सामण-

૨૦– જેવી રીતે જાલિકુમારનો અધિકાર કહેવામાં આવ્યો તે જ પ્રમાણે શેષ નવકુમારોના અધિકારો જાણવા પરન્તુ તેમાં આટલી જ વિશે-

परियाओ, तिण्हं बारस वासाइं दोण्हं पंच वासाइं। आइल्लाणं पच्चण्हं आणुपुव्वीए उववाओ, विजए विजयंते जयंते अपराजिए सव्वट्ठसिद्धे, दीहदंते सव्वट्ठसिद्धे अणुक्कमेणं सेसा, अभओ विजये। सेसं जहा पढमे। अभयस्स नाणात्तं रायगिहे नगरे, सेणिए राया, नन्दा देवी माया, सेसं तहेव।

ષતા છે. સાત કુમાર ધારિણી રાણીના પુત્રો હતા અને વિહલ્લકુમાર તથા વેહાયસકુમાર ચેલણા રાણીના પુત્રો હતા

આદિના પાંચ અણગારોએ સોળ-સોળ વર્ષ શ્રામણ્ય પર્યાયનું પાલન કર્યું ત્રણ કુમારોએ બાર-બાર વર્ષ સુધી શ્રામણ્ય પર્યાયનુ પાલન કર્યું અને બેએ પાંચ-પાંચ વર્ષ સુધી શ્રામણ્ય પર્યાયનું પાલન કર્યું. પ્રથમના પાંચનો અનુક્રમથી ઉત્પાદ થયો-એટલે જાલિકુમાર વિજય વિમાનમાં, મયાલીકુમાર વૈજ્યંત વિમાનમાં, ઉવયાલીકુમાર જયંત વિમાનમાં, પુરુષસેનકુમાર અપરાજિત વિમાનમાં અને વારિસેનકુમાર સર્વાર્થસિદ્ધ વિમાનમાં ઉત્પન્ન થયા, દીર્ઘદાન્ત સવાર્થસિદ્ધ વિમાનમાં, લષ્ટદાંત અપરાજિત વિમાનમાં, વિહલ્લ જયંત વિમાનમાં, વિહાયસકુમાર વિજ્યંત વિમાનમાં અને અભયકુમાર વિજય વિમાનમાં ઉત્પન્ન થયા શેષ વૃત્તાંત પૂર્વવત્ જાણી લેવો જોઈએ છેલ્લા અભયકુમારના જીવનમાં વિશેષતા આ પ્રમાણે છે રાજગૃહીમાં જન્મ્યા, શ્રેણિક રાજા પિતા અને નન્દાદેવી માતા હતી શેષ પ્રથમ અધ્યયન પ્રમાણે

२१- एवं खलु जंबू! समणेणं जाव संपत्तेणं अणुत्तरोववाइयदसाणं पढमस्स वग्गस्स अयमट्ठे पण्णत्ते।

૨૧- હે જંબૂ! ખરેખર શ્રમણ યાવત્ મોક્ષને પ્રાપ્ત શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ અનુત્તરોવવાઇયદશાંગના પ્રથમ વર્ગનો અર્થ આ પ્રમાણે પ્રરૂપિત કરેલ છે.

## દ્વિતીય વર્ગ

१- जइ णं भंते ! समणेणं जाव संपत्तेणं अणुत्तरोववाइयदसाणं पढमस्स वग्गस्स अयमट्ठे पण्णत्ते, दोच्चस्स णं भंते ! वग्गस्स अणुत्तरोववाइयदसाणं समणेणं जाव संपत्तेणं के अट्ठे पण्णत्ते ?

૧– શ્રી જમ્બૂ સ્વામી આર્ય સુધર્મા સ્વામીને પૂછે છે–અહો ભગવન્ ! શ્રમણ યાવત્ નિર્વાણ પ્રાપ્ત ભગવાન મહાવીર સ્વામીએ અનુત્તરોપપાતિકદશાંગના પ્રથમ વર્ગનો આ પ્રમાણે અર્થ કહેલ છે તો હે ભગવન્ ! અનુત્તરોવવાઈયદશાંગના બીજા વર્ગનો શ્રમણ યાવત્ મોક્ષને પ્રાપ્ત ભગવન્તે શો અર્થ કહ્યો છે ?

२- एवं खलु जंबू ! समणेणं जाव सपत्तेणं अणुत्तरोववाइयदसाणं दोच्चस्स वग्गस्स तेरस अज्झयणा पण्णत्ता । तं जहा–

दीहसेणे, महासेणे, लट्ठदंते य गूढदंते य । सुद्धदंते य, हल्ले, दुमे दुमसेणे महादुमसेणे य आहिए ॥१॥

सीहे य, सोहसेणे य, महासीहसेणे य आहिए। पुन्नसेणे य, बोधव्वे, तेरसमे होति अज्झयणे ॥२॥

૨– શ્રી સુધર્મા સ્વામી જંબૂ સ્વામીને ઉત્તર આપે છે–હે જંબૂ ! ખરેખર શ્રમણ યાવત્ મોક્ષને પ્રાપ્ત થયેલ ભગવાન મહાવીરે અનુત્તરોવવાઈયદશાંગના બીજા વર્ગના તેર (૧૩) અધ્યયનો પ્રરૂપેલા છે. તે આ પ્રમાણે દીર્ઘસેનકુમાર. મહાસેનકુમાર, લષ્ટદન્તકુમાર, ગૂઢદન્તકુમાર, શુદ્ધદન્તકુમાર, હલ્લકુમાર, દ્રુમકુમાર, દ્રુમસેનકુમાર, મહાદ્રુમસેનકુમાર, સિંહકુમાર, સિંહસેનકુમાર, મહાસિંહસેનકુમાર અને પુણ્યસેનકુમાર આ પ્રમાણે બીજા વર્ગમાં તેર કુમારોનું જીવનનિરૂપણ કરનાર તેર અધ્યયનો કહ્યા છે

३- जइ णं भंते ! समणेणं जाव संपत्तेणं अणुत्तरोववाइयदसाणं दोच्चस्स वग्गस्स तेरस अज्झयणा पण्णत्ता, दोच्चस्स णं भंते ! वग्गस्स पढमस्स अज्झयणस्स समणेणं जाव संपत्तेणं के अट्ठे पण्णत्ते ?

૩– જમ્બૂસ્વામી–ભગવન્ ! જો મોક્ષને પ્રાપ્ત થયેલ શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ અનુત્તરોવવાયદશાંગના તેર (૧૩) અધ્યયનો પ્રરૂપ્યાં છે તો બીજા વર્ગના પ્રથમ અધ્યયનનો શું અર્થ (ભાવ) શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ કહ્યો છે ?

४- एवं खलु जंबू ! तेणं कालेणं तेणं समएणं रायगिहे णयरे, गुणसिलए चेइए सेणिए राया धारिणी देवी सीहो सुमिणे जहा जाली तहा जम्मं, बालत्तणं कलाओ,

૪– સુધર્મા સ્વામી–જમ્બૂ ! ખરેખર તે કાલ અને તે સમયમાં રાજગૃહ નામનુ નગર હતું. ત્યાં ગુણશીલ નામનું ઉદ્યાન હતુ ત્યાં શ્રેણિક રાજા હતાં. તેમની ધારિણી નામના રાણી હતાં. તે ધારિણી દેવી એકદા સિંહનું સ્વપ્ન જોવે છે.

णवरं दीहसेणे कुमारे सव्वेव वत्तव्वया, जहा-जालिस्स जाव अंतं काहिति ।

જાલિ કુમારની જેમ જન્મ, બાલ્યાવસ્થા, બહોંતેર કળામાં નિપુણતા આદિ જાણવું. વિશેષ એ કે એનુ નામ દીર્ઘસેન રાખવામાં આવ્યું હતુ જાલિકુમારની જેમ દીર્ઘસેન પણ સિદ્ધિ પ્રાપ્ત કરશે અને સમસ્ત દુઃખોનો અંત કરશે.

५- एवं तेरसण्हवि रायगिहे नयरे सेणिओ पिया धारिणी माया, तेरसण्हवि सोलस-वासा परियाओ मासियाए संलेहणाए आणुपुव्वीए उववाओ विजये दोण्णि विजयंते दोण्णि जयंते दोण्णि अपराजिते दोण्णि, सेसा महादुमसेणमाई पंच सव्वट्ठसिद्धे ।

૫-. દીર્ઘસેનની જેમજ શેષ રાજકુમારોના વિષયમાં જાણવુ બધાનું રાજગૃહ નગર હતું. શ્રેણિક રાજા પિતા હતા, ધારિણી દેવી માતા હતી, તે તેરે તેર અણગારોએ સોળ-સોળ વર્ષ સુધી શ્રામણ્ય પર્યાયનુ પાલન કર્યું. બધાએ એક મહિનાની સંલેખના કરી. અને અનુક્રમથી તેઓમાંથી બે વિજય વિમાનમાં, બે વૈજયંત વિમાનમાં, બે જયંત વિમાનમાં, બે અપરાજિત વિમાનમાં શેષ મહાસેન આદિ પાંચ સર્વાર્થ-સિદ્ધ વિમાનમાં ઉત્પન્ન થયા. ત્યાંથી મહાવિદેહમાં જશે અને મોક્ષ પામશે

६- एवं खलु जंबू ! समणेणं जाव संपत्तेणं अणुत्तरोववाइयदसाणं दोच्चस्स वग्गस्स अयमट्ठे पण्णत्ते मासियाए संलेहणाए दोसुवि वग्गेसु । त्ति बेमि । बीओ वग्गो सम्मत्तो ।

૬–હે જમ્બૂ ! શ્રમણ યાવત્ મોક્ષને પ્રાપ્ત થયેલ ભગવાને અનુત્તરોવવાઇયદશાંગ સૂત્રના બીજા વર્ગનો આ પ્રમાણે અર્થ કહ્યો છે. બન્ને વર્ગમાં વર્ણિત સર્વ મુનિઓએ એક-એક માસની સંલેખના કરી



## તૃતીય વર્ગ

१- जइ णं भंते ! समणेणं जाव संपत्तेणं अणुत्तरोववाइयदसाणं दोच्चस्स वग्गस्स अयमट्ठे पण्णत्ते, तच्चस्स णं भंते ! वग्गस्स अणुत्तरोववाइयदसाणं समणेणं जाव संपत्तेणं के अट्ठे पण्णत्ते ?

૧– શ્રી જમ્બૂસ્વામી આર્ય સુધર્માસ્વામીને પૂછે છે–ભગવન્ ! શ્રમણ ભગવાન યાવત્ મોક્ષને પ્રાપ્ત થયેલ મહાવીર સ્વામીએ અનુત્તરોવવાઇયદશાંગ સૂત્રના બીજા વર્ગનો આ પ્રમાણે અર્થ વર્ણવ્યો છે તો ભગવન્ ! શ્રમણ ભગવાન યાવત્ મોક્ષને પ્રાપ્ત થયેલા મહાવીર સ્વામીએ ત્રીજા વર્ગનો શો અર્થ વર્ણવ્યો છે ?

२- एवं खलु जंबू ! समणेणं जाव सपत्तेणं अणुत्तरोववाइयदसाणं तच्चस्स वग्गस्स दस अज्झयणा पण्णत्ता, तंजहा–

धण्णे य, सुनक्खत्ते य इसिदासे य, आहिते। पेल्लए, रामपुत्ते य, चंदिमा, पिट्ठिमाइया ।।१।।

पेढालपुत्ते अणगारे, नवमे पोट्टिले वि य। विहल्ले, दसमे वुत्ते, एते अज्झयणा आहिया ।।२।।

૨– શ્રી સુધર્મા સ્વામીએ ઉત્તર આપ્યો-જંબૂ ! શ્રમણ યાવત્ મોક્ષને પ્રાપ્ત થયેલ ભગવન્તે અનુત્તરોવવાઇયદશાંગના ત્રીજા વર્ગના દસ અધ્યયનો પ્રરૂપ્યા છે તે આ પ્રમાણે છે–

(૧) ધન્યકુમાર (૨) સુનક્ષત્રકુમાર (૩) ઋષદાસ-કુમાર (૪) પેલ્લકકુમાર (૫) રામપુત્રકુમાર (૬) ચન્દ્રકુમાર (૭) પૃષ્ટિમાતૃકા કુમાર (૮) પેઢાલ કુમાર (૯) પોટિલ્લકુમાર (૧૦) વિહલ્લકુમાર આ પ્રમાણે દસ અધ્યયનો કહેલ છે

३- जइ णं भंते ! समणेणं जाव संपत्तेण अणुत्तरोववाइयदसाणं तच्चस्स वग्गस्स दस अज्झयणा पण्णत्ता, पढमस्स णं भंते ! अज्झयणस्स समणेणं जाव सपत्तेणं के अट्ठे पण्णत्ते ?

૩– જમ્બૂ સ્વામી–ભગવન્ ! શ્રમણ યાવત્ નિર્વાણ પ્રાપ્ત ભગવાન મહાવીરે અનુત્તરોવવાઇયદશાંગના દસ અધ્યયનો કહ્યા છે તો, ભગવન્ ! શ્રમણ ભગવાને ત્રીજા વર્ગના પ્રથમ અધ્યયનનો શુ અર્થ કહ્યો છે ?–શું ભાવ વર્ણવેલ છે ?

४- एवं खलु जंबू ! तेणं कालेणं तेणं समएणं काकंदी नामं नयरी होत्था, रिद्धत्थिमिय-समिद्धा, सहसंबवणे उज्जाणे सव्वोउय-समिद्धे जियसत्तू राया ।

૪– સુધર્માસ્વામી–હે જમ્બૂ ! તે કાળે અને તે સમયે કાકંદી નામની નગરી હતી તે નગરી જન, ધન અને ભવનોથી સમૃદ્ધ હતી તે નગરીના ઇશાન ખૂણામા સહસ્રામ્રવન નામનુ ઉદ્યાન હતું. તે ઉદ્યાન સર્વ ઋતુઓના પુષ્પ, ફળ આદિથી સમૃદ્ધ હતુ. ત્યાં જિતશત્રુ નામનો રાજા રાજ્ય કરતો હતો.

५- तत्थ णं काकंदीए नयरीए भद्दा णामं सत्थवाही परिवसइ, अड्ढा जाव अपरिभूया ।

૫- તે કાકદી નગરીમાં ભદ્રા નામની સાર્થ-વાહિની રહેતી હતી તે સાર્થવાહિની સમૃદ્ધ યાવત્ કોઇથી પરાભવ પામનારી ન હતી

६- तीसे णं भद्दाए सत्थवाहीए पुत्ते धन्ने नामं दारए होत्था, अहीण जाव सुरूवे, पंचधाई परिग्गहिए, तंजहा-खीरधाए जहा महब्बले जाव बावत्तरिं कलाओ अहिज्जंति जाव अल भोगसमत्थे जाए यावि होत्था ।

૬-તે ભદ્રા સાર્થવાહિનીનો ધન્ના નામક પુત્ર હતો. તે પુત્ર સમસ્ત અંગોપાંગોથી પરિપૂર્ણ યાવત્ સુદર રૂપવાળો હતો. તે બાળક પાંચ ધાવ માતાથી ઘેરાયેલો રહેતો. તે પાંચ ધાવમાતાઓનુ કામ આ પ્રમાણે હતુ– (૧) એક દૂધ પીવડાવનાર ધાવમાતા (૨) એક સ્નાન મંજન આદિ કરાવનાર (૩) વસ્ત્રાભૂષણુ પહેરાવનાર (૪) ખોળામાં રમાડનાર (૫) વિવિધ પ્રકારની ક્રીડા કરાવનાર ભગવતીમાં જે પ્રમાણે મહાબલકુમારનો વૃત્તાન્ત છે તે પ્રમાણે અહી પણુ સમજવું યાવત્ બહોંતેર (૭૨) કળાઓનું ધન્નાએ અધ્યયન કર્યું. ત્યાર બાદ તે બાળક ધીરે ધીરે ભોગ ભોગવવા સમર્થ થઇ ગયો

७- तए णं से भद्दा सत्थवाही धण्णदारयं उमुक्कबालभावं जाव भोगसमत्थं वा विजाणित्ता, बत्तीसं पासायवडिंसए कारेइ २ त्ता अब्भुग्गयमूसिए जाव तेसिं मज्झे एगं भवणं अणेग-खंभ-सयसन्निविट्ठं जाव बत्तीसाए इब्भवरकन्नगाणं एगदिवसेणं पाणि गिण्हावेइ २ त्ता बत्तीसओ दाओ जाव उप्पि पासायवडिंसए फुट्टेर्एहिं जाव विहरइ ।

૭– ત્યાર બાદ ભદ્રા સાર્થવાહિનીએ ધન્નાકુમારને બાલભાવથી મુક્ત અને સર્વ ભોગોને ભોગવવા સમર્થ થયેલ જાણીને બત્રીસ ઊંચા અને શ્રેષ્ઠ મહેલ કરાવ્યા તેમની મધ્યમાં અનેક સેંકડો સ્તમ્ભથી યુક્ત પ્રધાનભવન કરાવ્યુ યાવત્ બત્રીસ ઉત્તમ શ્રેષ્ઠીઓની કન્યાઓ સાથે એક જ દિવસમાં પાણિગ્રહણુ કરાવ્યુ, કરાવીને બત્રીસે બત્રીસ કન્યાઓને દાસ–દાસી, ધન–ધાન્ય આદિ દહેજ આવે છે યાવત્ ધન્નાકુમાર ઉપર મહેલમાં વાદ્યોના નાદ સાથે મનુષ્ય સંબધી સુખ ભોગવતો થકો વિચરે છે

८- तेणं कालेणं तेणं समएणं समणे भगवं महावीरे समोसढे, परिसा निग्गया, राया जहा कोणिओ तहा जियसत्तू णिग्गओ ।

૮– તે કાળમાં અને તે સમયમાં શ્રમણુ ભગવાન મહાવીર સ્વામી સહસ્રામ્રવન ઉદ્યાનમાં પધાર્યા પરિષદ્ દર્શન માટે નીકળી જેવી રીતે કોણિક રાજા દર્શન કરવા માટે નીકળેલ તે પ્રમાણે જિતશત્રુરાજા પણુ ભગવાનની દેશના સાંભળવા માટે નીકળ્યા.

९- तए णं तस्स धण्णदारयस्स तं महया जणसद्दं जहा जमाली तहा णिग्गओ, णवरं पायविहारेणं जाव जं णवरं अम्मयं भद्दं सत्थवाहिं आपुच्छामि, तए णं अहं देवाणुप्पियाणं अंतिए जाव पव्वयामि जाव जहा जमाली तहा आपुच्छइ, मुच्छिया, वुत्तपडिवुत्तिया, जहा महब्बले जाव जाहे नो संचाएइ, जहा थावच्चा पुत्तस्स जहा जियसत्तू आपुच्छइ, छत्त-चामराओ सयमेव जियसत्तू निक्खमणं करेइ, जहा थावच्चा पुत्तस्स कण्हो जाव पव्वइए अणगारे जाए, इरियासमिए जाव गुत्त बंभयारी ।

૯– ત્યાર બાદ તે ધન્નાકુમારે ભગવાનના આગમનના સમાચાર લોકોના મહાશબ્દો દ્વારા જાણ્યા. સમાચાર જાણીને જેવી રીતે જમાલિકુમાર ભગવાનના દર્શન કરવા માટે ગયા હતા તે પ્રમાણે ધન્નાકુમાર પણ જાય છે. વિશેષતા એટલી કે તે પગે ચાલીને જાય છે ધર્મકથા સાંભળી પરિષદ્ સહિત રાજા સ્વસ્થાને ગયા ધન્નાકુમાર ધર્મકથા સાંભળીને વૈરાગ્યવન્ થયા યાવત્ કહેવા લાગ્યા. અહો ભગવન્! હું મારી માતા ભદ્રા સાર્થવાહિની ને પૂછીને આપની પાસે દીક્ષા લેવા ઈચ્છુ છુ. યાવત્ જેમ જમાલી આજ્ઞા મેળવે છે તેમ આ ધન્નાકુમાર પોતાની માતાને પૂછે છે. પૂછતાં જ માતાભદ્રા મૂર્ચ્છિત થઇ જાય છે. મૂર્ચ્છા દૂર થવા પર માતા આ પ્રમાણે કહે છે– જેવી રીતે મહાબલ કુમારને માતા પિતાની સાથે વાત થઇ હતી તે પ્રમાણે અહીં પણ જાણવુ. યાવત્ માતા પુત્રને ઘેર રાખવામાં સમર્થ ન થઇ ત્યારે, જે પ્રમાણે થાવચ્ચા પુત્રની માતાએ કૃષ્ણ મહારાજાને દીક્ષા વિષયક પૂછયુ હતુ તે જ પ્રમાણે ભદ્રા સાર્થવાહિનીએ જિતશત્રુ રાજાને દીક્ષા માટે કહ્યુ, અને છત્ર ચામરની યાચના કરી જિતશત્રુ રાજાએ સ્વયં દીક્ષામહોત્સવ કર્યો, જેમ મહારાજાએ થાવચ્ચાપુત્રનો કર્યો હતો. ધન્ના કુમાર દીક્ષિત થયા અણગાર બની ઈરિયા સમિતિથી યુક્ત યાવત્ ગુપ્ત બ્રહ્મચારી બની વિચરવા લાગ્યા

१०- तए णं से धण्णे अणगारे, जं चेव दिवसं मुंडे भवित्ता जाव पव्वइए तं चेव दिवसं समणं भगवं महावीरं वंदइ नमंसइ वंदित्ता नमंसित्ता एवं वयासी-एवं खलु इच्छामि णं भंते! तुब्भेहिं अब्भणुण्णाए समाणे जावज्जीवाए छट्ठं छट्ठेणं अणिक्खित्तेणं आयंबिलपरिग्गहिएणं तवो कम्मेणं

૧૦– ત્યાર પછી ધન્ના અણુગારે જે દિવસે દીક્ષા ગ્રહણ કરી તે જ દિવસે શ્રમણ ભગવાન મહાવીરને વદન–નમસ્કાર કરીને આ પ્રમાણે કહ્યું–હે ભગવન્! જો આપની અનુમતિ પ્રાપ્ત થાય તો હુ જીવનપર્યંત નિરતર છઠ્ઠ–છઠ્ઠ કરી, છઠ્ઠના પારણે આયમ્બિલ કરવા અને તપ-કર્મથી આત્માને ભાવિત કરતા થકા વિચરવા ઇચ્છુ છુ છઠ્ઠ–છઠ્ઠના પારણામાં આયમ્બિલમાં

अप्पाणं भावेमाणे विहरित्तए, छट्ठस्सवि य णं पारणगंसि कप्पइ मे आयंबिलं पडिग्गहित्तए, णो त्रेव णं अणायंबिलं, तं पि य संसट्ठेणं णो चेव णं असंसट्ठे णं, तंपि य णं उज्झियधम्मियं, णो चेव णं अणुज्झियधम्मियं, तंपि य णं जं अन्ने बहवे समणमाहणे अतिहि--किवण--वणिमग्गा णावकखंति? अहासुहं देवाणुप्पिया। मा पडिबंधं करेह।

લુખો સૂકો આહાર ગ્રહણ કરવો કલ્પે પણ આયંબિલ વિનાનો આહાર ગ્રહણ કરવો કલ્પે નહિ તે પણ ભોજનથી લિપ્ત (ખરડાયેલા) હાથથી દીધેલ જ આહાર કલ્પે પણ અસંસૃષ્ટ હાથથી આપેલ ન કલ્પે તે પણ ઘરના પ્રત્યેક સભ્યોના જમ્યા બાદ વધેલો, નાંખી દેવા જેવો આહાર લેવો મને કલ્પે પણ ઘરમાં રાખવા યોગ્ય ન કલ્પે અને તેમાં પણ તેવો આહાર કલ્પે જેને અનેક શ્રમણો, બ્રાહ્મણો, કૃપણો, અતિથિઓ અને ભિક્ષાચરો પણ ગ્રહણ કરવાની ઇચ્છા ન કરે એવો તુચ્છ આહાર ગ્રહણ કરવો મને કલ્પે. આ પ્રમાણે ધન્ના અણગારે પોતાની ઇચ્છા ભગવાન પાસે વ્યક્ત કરી ત્યારે ભગવાન કહે છે–અહો દેવાનુપ્રિય! તમોને સુખ ઉપજે તેમ કરો પણ પ્રમાદ ન કરો.

११- तएणं से धण्णे अणगारे समणेणं भगवया महावीरेणं अब्भणुण्णाए समाणे हट्ठ-तुट्ठ जावज्जीवाए छट्ठ छट्ठेणं अणिखित्तेण तवो कम्मेणं अप्पाणं भावेमाणे विहरइ।

૧૧–ત્યાર બાદ ધન્ના અણગાર શ્રમણ ભગવાન મહાવીર સ્વામીની અનુમતિ પ્રાપ્ત કરીને હર્ષિત થયા, સંતુષ્ટ થયા યાવત્ નિરંતર આજીવન છઠ્ઠ-છઠ્ઠ કરતાં થકા અને તપ કર્મ વડે આત્માને ભાવિત કરતાં થકા વિચરવા લાગ્યા

१२- तए णं से धण्णे अणगारे पढम--छट्ठखमणं पारणयंसि पढमाए पोरसिए सज्झायं करेति जहा गोयमसामी तहेव आपुच्छति जाव जेणेव काकंदी णयरी तेणेव उवागच्छइ २ त्ता काकंदीए नयरीए उच्च-नीच जाव अडमाणे आयंबिलं जाव नावकंखंति।

૧૨– ત્યાર બાદ ધન્ના અણગાર પ્રથમ છઠ્ઠના પારણાના દિવસે પ્રથમ પ્રહરમાં સ્વાધ્યાય કરે છે બીજે પ્રહોરે ધ્યાન ધરે છે અને ત્રીજી પોરસીએ ગૌતમસ્વામીની જેમ ગોચરી માટે ભગવાનને પૂછે છે. પૂછીને કાકંદી નગરમાં આવે છે ત્યાં આવીને ઊંચ, નીચ અને મધ્યમ કુલોમાં ભિક્ષાર્થે પરિભ્રમણ કરે છે લુખો સૂકો યાવત્ અન્ય કોઈ જેને ન ઇચ્છે તેવા આહાર માટે પરિભ્રમણ કરે છે.

१३- तए णं से धण्णे अणगारे ताए आभुज्जताए पययाए पयत्ताए पग्गहियाए एसणाए, एसमाणे जइ णं भत्तं लभइ तो पाणं ण लभइ, अह पाणं लभइ तो भत्तं ण लभइ।

૧૩– ભિક્ષા માટે અટન કરતાં ધન્ના અણગારે પોતાની ઉદ્યમવાળી ઉત્કૃષ્ટ યત્નાવાળી ભગવાન પાસે સ્વીકાર કરેલી એષણાના કારણે ક્યારેક આહાર મળે તો પાણી ન મળતું અને પાણી મળતુ તો આહાર ન મળતો.

१४- तए णं से धन्ने अणगारे अदीणे अविमणे अकलुसे अविसाई अपरितंतजोगी जयण-घडण-जोगचरित्ते अहापज्जत्तं समुदाणं पडिगाहेत्ति २ त्ता काकंदीओ णयरीओ पडिणिक्खमइ २ त्ता जहा गोयमो तहा पडिदंसेइ ।

૧૪– એવી પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ ધન્ના અણગાર દીન થતા નહિ, ઉદાસ થતા નહિ, ચિત્તામા કાલુષ્ય ઉત્પન્ન થવા દેતા નહિ. દીન-પણાથી રહિત, વિમનસ્કતા રહિત, આકુળતા વ્યાકુળતા રહિત, નિરતર સમાધિમાં લીન રહેતા તે અણગાર પ્રાપ્ત યોગમાં યતના કરનાર, અપ્રાપ્ત યોગ માટે ઉદ્યમ કરનાર, મન અને ઈન્દ્રિયોનો સંયમ કરનાર હતા. જેટલુ પર્યાપ્ત હોય તેટલુ જ ભિક્ષાવૃત્તિથી પ્રાપ્ત કરે છે. પ્રાપ્ત કરીને કાકંદી નગરીમાંથી નીકળે છે. નીકળીને જ્યાં ભગવાન છે ત્યાં આવે છે. યાવત્ ગૌતમ સ્વામીની જેમ ગોચરી દેખાડે છે.

१५- तए णं से धण्णे अणगारे, समणेण भगवया महावीरेण अब्भणुण्णाए समाणे अमुच्छिए जाव अणज्झोववन्ने बिलमिव पणगभूएणं अप्पाणेणं आहारं आहारेइ २ त्ता, संजमेणं तवसा अप्पाणं भावेमाणे विहरइ ।

૧૫– ત્યાર પછી તે ધન્ના અણગાર ભગવાન મહાવીર સ્વામીની આજ્ઞા પ્રાપ્ત થવા પર મૂર્ચ્છાથી રહિત, રાગદ્વેષથી રહિત, જેવી રીતે સર્પ બીલમાં પ્રવેશ કરે તે પ્રમાણે મમત્વ રહિત આહાર કરે છે આહાર કરીને સંયમ અને તપવડે આત્માને ભાવિત કરતા થકા વિચરે છે.

१६- तए णं समणे भगवं महावीरे अण्णया कयाइ काकंदीओ णयरीओ सहसंबवणाओ उज्झाणाओ पडिणिक्खमइ २ त्ता बहिया जणवय विहारं विहरइ ।

૧૬– ત્યાર પછી શ્રમણ ભગવાન મહાવીર અન્યદા કોઈ સમયે કાકદી નગરીના સહસ્રામ્રવન ઉદ્યાનમાંથી નીકળે છે નીકળીને જનપદોમાં વિચરવા લાગે છે.

१७- तए णं से धण्णे अणगारे समणस्स भगवओ महावीरस्स तहारूवाणं थेराणं अंतिए सामाइयमाइयाइं एक्कारस्स अंगाइं अहिज्जति२ त्ता, संजमेणं तवसा अप्पाणं भावेमाणे विहरइ ।

૧૭– ત્યાર પછી તે ધન્ના અણગારને શ્રમણ ભગવાન મહાવીર સ્વામીના તથા રૂપ સ્થવિર ભગવતો પાસેથી સામાયિકથી લઈ અગિયાર અગોનુ અધ્યયન કરે છે. અધ્યયન કરતા થકા વિચરે છે સયમ અને તપથી આત્માને ભાવિત કરતા થકા વિચરે છે

१८- तए णं से धण्णे अणगारे तेणं ओरालेणं जहा खदओ जाव सुहुयहुयासणे इव तेयसा जलते उवसोभेमाणे चिट्ठइ ।

૧૮– ત્યાર પછી તે ધન્ના અણગાર એવી ઉદાર-પ્રધાન તપશ્ચર્યાના કારણે સ્કન્ધક અણુ-ગારની જેમ સૂકાઈ ગયા–કૃશ થઈ ગયા પણ ઉદાર તપના તેજથી હવનની અગ્નિની સમાન દેદીપ્યમાન થઇ ગયા તેમનુ મુખમણ્ડલ શોભા-યમાન થઇ ગયું

१९- धन्नस्स णं अणगारस्स पायाणं अयमे-यारूवे तव-रूव-लावण्णे होत्था से जहा नामए सुक्कछल्लीइ वा, कट्ठपाउयाइ वा, जरग्गओवाहणाइ वा, एवामेव धन्नस्स अणगारस्स पाया सुक्का भुक्खा लुक्खा निम्मंसा अट्ठिचम्मछिरत्ताए पन्नायति, नो चेव णं मंससोणियत्ताए।

૧૯– ધન્ના અણુગારના પગ તપના પ્રભાવથી એવા થઈ ગયા હતા જાણે કે વૃક્ષની છાલ હોય, લાકડાની પાવડી (ચાખડી) હોય અથવા જીર્ણ થયેલ ઉપાનહ (જુતા) હોય, એ પ્રમાણે ધન્ના અણુગારના પગ સૂકાઇ ગયા–માસ રહિત થઈ ગયા. હાડકાથી, ચામડીથી અને નસોથી ઓળખાઇ શકતા હતા, પરન્તુ લોહી કે માંસથી ઓળખાઇ શકતા ન હતા.

२०- धन्नस्स णं अणगारस्स पायंगुलीयाणं अयमेयारूवे तवरूवलावण्णे होत्था से जहानामए कलसंगलियाइ वा मुग्गसंगलियाइ वा, तरुणिया छिण्णा उण्हे दिण्णा सुक्का समाणी मिलायमाणी मिलायमाणि चिट्ठति, एवामेव धन्नस्स पायंगुलियाओ सुक्काओ, जाव णो मंससोणियत्ताए।

૨૦– ધન્ના અણુગારના પગની આંગળીઓ તપ જનિત રૂપ લાવણ્યથી એવી જણાતી હતી કે તુવેરની શીંગ, મગની શીંગ કોમળ હોય ત્યારે જ તોડીને તડકામાં રાખવામાં આવી હોય અને કરમાઇ ગઇ હોય તેવા પ્રકારે તેમના પગની આંગળીઓ સુકાઇ ગઇ હતી યાવત્ લોહી માંસ રહિત બની ગઇ હતી

२१- धन्नस्स अणगारस्स जंघाणं अयमेयारूवे से जहानामए काकजंघाइ वा, कंकजंघाइ वा, ढेणियालियाजंघाइवा, जाव णो सोणियत्ताए।

૨૧– તે ધન્ના અણુગારની જઘાઓ એવી થઈ ગઇ હતી જાણે કે કાગની જંઘા હોય, કંક પક્ષીની જઘા હોય, ઢંક પક્ષીની જંઘા હોય યાવત્ લોહી અને માસરહિત થઇ ગઇ હતી.

२२- धन्नस्स णं जाणूणं अयमेयारूवे से जहानामए-कालीपोरेइ वा मयूरपोरेइ वा, ढेणियालियापोरेइवा एवं जाव सोणियत्ताए।

૨૨– ધન્ના અણુગારના પગના જાનુ (ઘૂંટણ) એવા થઇ ગયા હતા. કે જાણે કાગની ઘૂટણ, મોરની ઢીચણ, ઢક પક્ષીના ઢીચણ ન હોય! યાવત્ લોહી અને માસ રહ્યા ન હતા.

२३- धण्णस्स णं ऊरुस्ससे जहा नामए-सामकरिल्लेइ वा, बोरिकरिल्लेइ वा, सल्लइयकरिल्लेइ वा, सामलीकरिल्लेइ वा, तरुणाये छिन्ना उण्हे दिण्णा जाव चिट्ठइ, एवामेव धन्नस्स ऊरु, जाव सोणियत्ताए।

૨૩– તે ધન્ના અણુગારના ઉરુભાગ (સાથળ) એવા થઇ ગયા હતા જાણે કે પ્રિયંગુ વૃક્ષની શાખાને, બોરડીના વૃક્ષની શાખાને, સાંગરી વૃક્ષની શાખાને તે કોમળ હોય ત્યારે જ કાપી નાખવામા આવેલ હોય અને તડકામાં સૂકવવામાં આવેલ હોય અને સૂકાઇ જવાથી કૃશ થઈ ગયા હોય આ પ્રમાણે તેમના ઉરુભાગ લોહી અને માસથી રહિત થઇ ગયા હતા

२४- धन्नस्स णं कडिपत्तस्स इमेयारूवे, से जहा नामए उट्टपाएइ वा, जरग्गपाएइ वा, महिसपाएइ वा, जाव णो सोणियत्ताए।

૨૪– ધન્ના અણુગારની કમરનો ભાગ ઊંટના પગ જેવો, વૃદ્ધ બળદના પગ જેવો, ભેંસના પગ જેવો યાવત્ લોહી અને માસથી રહિત થઇ ગયો હતો.

२५- धन्नस्स णं उदरभायणस्स अयमेयारूवे से जहा नामए सुक्कदइएइ वा, भज्जणय-कभल्लेइ वा, कट्ठकोलंबएइ वा, एवामेव उदरं सुक्कं लुक्खं निम्मंसं।

૨૫– ધન્ના અણુગારનો ઉદરનો ભાગ એવો થઇ ગયો હતો જેમ સૂકાઇ ગયેલા ચામડાની મશક હોય, ચણાદિ ભુંજવાનુ ભાજન હોય અથવા કાષ્ટની કથરોટ હોય યાવત્ લોહી માંસ રહિત બની ગયું હતુ.

२६- धन्नस्स णं पांसुलियकडयाणं अयमेयारूवे से जहा नामए थासयावलीइ वा, पाणावलीइ वा, मुंडावलीइ वा, एवामेव।

૨૬– ધન્ના અણુગારની પાંસળીયો તપરૂપ લાવણ્યથી એવી બની ગઇ હતી કે વાંસનો કરડીયો હોય, વાસની ટોપલી હોય, વાંસના પાસા હોય, વાંસનો સુડલો હોય યાવત્ લોહી અને માંસરહિત તેમની પાંસળીઓ બની ગઇ હતી.

२७- धण्णस्स पिट्ठकरंडगाणं अयमेयारूवे से जहा नामए, कन्नावल्लीइ वा, गोलावलीइ वा वट्टयावलीइ वा, एवामेव।

૨૭–ધન્ના અણુગારની પીઠનો ભાગ તપરૂપ લાવણ્યથી એવો બની ગયો હતો જાણે કે વાસની પટી હોય, સૂકાયેલ ભૃત્તાહારવાળા પાનની પંકિત હોય તેવો તેનો પીઠનો ભાગ થઇ ગયો હતો અર્થાત્ લોહી અને માસરહિત બની ગયો હતો.

२८- धण्णस्स उरकडयस्स अयमेयारूवे से जहा नामए चित्तकट्टरेइ वा, वियणपत्तेइ वा, तालियंटपत्तेइ वा एवामेव।

૨૮–ધન્ના અણુગારનુ વક્ષ:સ્થળ એવુ બની ગયુ હતું જાણે કે વાંસની ચટાઇ હોય, વાંસનો પંખો હોય, તાડનો પંખો હોય યાવત્ લોહી માંસરહિત વક્ષ:સ્થળ થઇ ગયું હતુ.

२९- धन्नस्स, वाहाणं अयमेयारूवे से जहा नामए समिसंगलियाइ वा, वाहायासंगलियाइ वा अगत्थियसंगलियाइ वा एवामेव।

૨૯–ધન્ના અણુગારની બાહુ એવી બની ગઇ હતી જાણે કે શમીવૃક્ષની શીંગ, ડાંભાની શીંગ, અગથીયાની શીંગ હોય યાવત્ લોહી–માંસરહિત થઇ ગઇ હતી

३०- धण्णस्स हत्थाणं अयमेयारूवे से जहा नामए सुक्कछगणियाइ वा, वडपत्तेइ वा, पलासपत्तेइ वा,एवामेव।

૩૦– ધન્ના અણુગારના હાથ (પંજા) એવા બની ગયા હતા જાણે કે સૂકાયેલુ છાણુ હોય, સૂકાયેલ વટવૃક્ષના પાન હોય, પલાશ (ખાખરા) ના સૂકાયેલા પાન હોય યાવત્ તે લોહી અને માંસથી રહિત બની ગયેલા હતા.

३१- धन्नस्स हत्थंगुलियाणं अयमेयारूवे से जहा नामए कलायसंगलियाइ वा, मुग्गसंगलियाइ वा, माससंगलियाइ वा, तरुणिया छिन्ना आयवे दिण्णा सुक्का समाणी एवामेव ।

૩૧–ધન્ના અણુગારના હાથની આંગળીઓ એવી બની ગઇ હતી જાણે કે તુવેરની શીંગને, મગની શીંગને, અડદની શીંગને, તે જ્યારે કોમલ હોય ત્યારે જ કાપીને તડકે સૂકવવામાં આવે અને જેમ કરમાઇ જાય યાવત્ તેની આંગળીઓ લોહી અને માંસથી રહિત બની ગઇ હતી

३२- धन्नस्स गीवाए से जहा नामए करगगीवाइ वा, कुंडियागीवाइ वा (कोत्थवणाइ वा) उच्चत्थवणएइ वा, एवामेव ।

૩૨–ધન્ના અણુગારની ગરદન (ડોક) એવી થઇ ગઇ હતી જાણે કે માટીના નાના ઘડાની ડોક હોય, કુડિકા (કમહલુ)ની ડોક હોય, ઊંચી ગરદનવાળા ભાજન (ભૂભલી) હોય યાવત્ લોહી અને માંસથી રહિત બની ગઇ હતી

३३- धन्नस्स णं हणुयाए से जहा नामए लाउयफलेइ वा, हकुवफलेइ वा, अवंगट्ठियाइ वा, एवामेव ।

૩૩–ધન્ના અણુગારની દાઢી એવી થઇ ગઇ હતી જાણે કે સૂકાયેલુ તુંબડફળ હોય, હકુક નામક વનસ્પતિનું ફળ હોય અથવા આંબાની ગોઠલી યાવત્ લોહી તથા માંસથી રહિત બની ગઇ હતી

३४- धन्नस्स णं उट्ठाणं से जहा नामए-सुक्कजलोइ वा, सिलेसगुलियाइ वा, अलत्तगगुलियाइ वा (अंबाडगपेसीयाइ वा) एयामेव।

૩૪–ધન્ના અણુગારના હોઠ એવા બની ગયા હતા જાણે કે સૂકાયેલ જલોક હોય, શ્લેષની ગુટિકા હોય અથવા અલકતક (મહાવર)ની ગુટિકા હોય યાવત્ લોહી અને માંસથી રહિત થઇ ગયા હતા

३५- धन्नस्स जिब्भाए से जहा नामए वडपत्तेइ वा पलासपत्तेइ वा, ( उंबरपत्तेइ वा, ) सागपत्तेइ वा, एवामेव ।

૩૫–ધન્ના અણુગારની જીભ વટવૃક્ષના પાન જેવી, પલાશ (ખાખરા) ના પાન જેવી અને સાગના પાન જેવી બની ગઇ હતી યાવત્ લોહી અને માંસથી રહિત બની ગઇ હતી

३६- धन्नस्स नासाए से जहा नामए अंबगपेसियाइ वा, अंबाडगपेसयाइवा, माउलिंगपेसियाइ वा, तरुणियाइ वा, एवामेव ।

૩૬– ધન્ના અણુગારની નાસિકા એવી બની ગઇ હતી જાણે કે કેરીની ફાંક (ચીર) હોય, અંબાડગની ફાંક (ચીર) હોય, બીજોરાની ચીર હોય યાવત્ લોહી અને માંસથી રહિત થઇ ગઇ હતી

३७- धण्णस्स अच्छीणं से जहा नामए-वीणाछिड्डेइ वा, बद्धीसगछिड्डेइ वा, पाभाइयतारगाइ वा, एवामेव ।

૩૭–ધન્ના અણુગારની આંખો એવી બની ગઇ હતી જાણે કે વીણાનું છિદ્ર હોય, વદ્ધીસકનામક વાદ્યનુ છિદ્ર હોય અથવા જાણે કે પ્રાતઃકાળના તારા હોય યાવત્ લોહી અને માંસથી રહિત થઇ ગઇ હતી

३८- धन्नस्स कन्नाणं, से जहा नामए मूलछल्लियाइ वा, वालुंक छल्लियाइ वा, कारेल्लयछल्लियाइ वा, एवामेव ।

૩૮– ધન્ના આણુગારના કાન એવા થઇ ગયા હતા જાણે કે મૂળાની છાલ હોય, ચીભડાની છાલ હોય, અથવા કારેલાની છાલ હોય યાવત્ રક્ત માંસથી રહિત થઇ ગયા હતા

३९- धन्नस्स णं अणगारस्स सीसस्स अयमेवारूवे से जहा तरुणगलाउएइ वा, तरुणगएलालुएइ वा सिण्हालएइ वा. तरुणए जाव चिट्ठइ, एवामेव धन्नस्स अणगारस्स सीसं सुक्कं-भुक्खं-लुक्खं-निम्मंसं अट्ठिचम्मछिरत्ताए पन्नायइ नो चेव णं मंससोणियत्ताए ।

૩૯– ધન્ના અણુગારનુ શીર્ષ (મસ્તક) એવું બની ગયુ હતું જાણે કે કોમળ તુમ્બડાનુ ફળ હોય, કોમળ બટાટા હોય અથવા કોમળ સિસ્તાલક (ફળ વિશેષ) હોય તેને કાપી તાપમાં સૂકવ્યા હોય અને કરમાઇ જાય એવુ તેનુ મસ્તક થઇ ગયું હતું, તે સૂકાઇ ગયું હતું, રુક્ષ થઇ ગયું હતું, માંસરહિત થઇ ગયુ હતું, તે હાડકાં, ચામડી અને નાસિકા જાલથી જ ઓળખી શકાતુ હતું, પરંતુ તેમા લોહી માંસ ન હતા

४०- एवं सवत्थमेव णवरं उदर-भायणं, कन्ना जीहा उट्ठा, एएसिं अट्ठी न भण्णइ चम्मछिरत्ताए पन्नायति इति भणति।

૪૦– આ પ્રમાણે સર્વ અંગોપાંગના વિષયમાં જાણવુ જોઇએ વિશેષતા એટલી કે ઉદર, કાન, જીભ અને હોઠ આટલાં અંગોમા (અસ્થિ) હાડકા નથી હોતા. ઉપરોકત અંગો ચામડી અને નાસાજાલથી જ ઓળખાતા હતા, આ પ્રમાણે કહેવુ.

४१- धन्ने णं अणगारे सुक्केणं भुक्खेणं पायजंघोरुणा विगततडिकरालेण कडिकडाहेणं पिट्ठमणुस्सिएणं उदरभायणेणं जोइज्जमाणेहिं पासुलियकरंडएहिं अक्खसुत्तमालाइ वा गणिज्जमाणेहि पिट्ठकरंडगसंधिहिं गंगातरंग-भूएणं, उरकडग-देसभाएण सुक्कसप्पसमाणेहिं वाहाहि सिढिल कडाली विव लंबंतेहि य अग्गहत्थेहि कंपणवाइओ विव वेवमाणीए, सीस-

૪૧– ધન્ના અણુગાર માંસ આદિના અભાવથી સૂકાઇ ગયેલા અને ભૂખને કારણે રૂક્ષ બની ગયેલા પગ, જાંઘ અને ઉદરના કારણે, માંસ ક્ષીણ થઇ જવાથી પ્રાન્ત ભાગમાં ઉન્નત બનેલા અસ્થિઓના કારણે પીઠ સાથે મળી ગયેલા ઉદર ભાગના કારણે, માંસહીન થઇ જવાથી દેખાતા પાર્શ્વ અસ્થિઓના કારણે, દોરામાં પરોવેલ માળાના પારાની જેમ અલગ અલગ ગણી શકાતી પાંસળીઓના કારણે, ગંગાના તરંગો સમાન વક્ષ:સ્થળ રૂપી કટક ભાગ દેખાતો હોવાથી, સૂકાયેલા સર્પ

घडिए पम्मानवदनकमले उब्भडघडमुहे उव्वुडुनयणकोसे ।

જેવી ભુજાઓના કારણે, શિથિલ લગામ જેવા હાથોના કમ્પાયમાન અગ્રભાગથી, કમ્પરોગથી પીડિત પુરુષ સમાન કમ્પાયમાન શિર રૂપી ધરીથી, કરમાયેલા મુખવાળા હોવાથી, ઓષ્ઠ ક્ષીણ થઇ જવાથી તે અત્યંત દુર્બલ થઇ ગયા હતા. તેમનો અગ્રભાગ સૂકાયેલા થોરના હાથા જેવો લાગતો હતો. તે ચાલે ત્યારે તેમનુ શરીર કમ્પતુ હતું. તેમની આંખો ઊંડી ઊતરી ગઇ હતી. ધન્ના અણગારનુ શરીર અત્યન્ત દુર્બલ થઇ ગયુ હતું

४२- जीवं जीवेणं गच्छइ, जीव जीवेण चिट्ठइ, भासं भासित्ता गिलाइ, भासं भासमाणे गिलाइ भास भासिस्सामित्ति गिलाइ। से जहा नामए-इंगालसगडियाइ वा, जहा खंदओ तहा जाव हुयासणे इव भास-रासिपलिछन्ने, तवेणं तेएणं तवतेयसिरिए उवसोभेमाणे २ चिट्ठइ ।

૪૨- ધન્ના અણગાર આત્મબળથી જ ચાલતા હતા. આત્માની શક્તિથી જ ઊભા રહેતા હતા. 'બોલીશ' આમ વિચાર કરવા માત્રથી ભાષા બોલવા પહેલાં અને બોલ્યા બાદ તે શ્રાન્ત થઇ જતાં હતા. ઊઠવા બેસવાથી તેમના શરીરમાંથી 'કરડ-કરડ' અવાજ આવતો હતો જેવી રીતે કોલસાની ભરેલી સગડીનો 'ખડ-ખડ' અવાજ હોય તેવી રીતે શરીરના હાડકાનો અવાજ આવતો હતો ઇત્યાદિ જેવી રીતે ભગવતી સૂત્રમાં સ્કંધકનું વર્ણન કરેલ છે તેમ ધન્નામુનિનું વર્ણન જાણવું આમ શરીરથી કૃશ હોવા છતાં પણ ધન્ય મુનિ ઢાંકેલી અગ્નિની જેમ દીપ્ત થઇ રહેલા હતા. યાવત્ તે તપના તેજથી-તપસ્તેજની શોભાથી શોભાયમાન થઇ રહ્યા હતા.

४३- तेणं कालेणं तेणं समएणं रायगिहे, णयरे, गुणसिलए चेइए, सेणिए राया। समणे भगवं महावीरे समोसढे परिसा णिग्गया सेणिओ णिगओ, धम्मकहा, परिसा पडिगया ।

૪૩- તે કાળે અને તે સમયમાં રાજગૃહ નગર હતુ ત્યાં ગુણશીલ નામનુ ઉદ્યાન હતું. શ્રેણિક રાજા હતા. તે રાજગૃહ નગરીમાં ભગવંત મહાવીર પધાર્યા પરિષદ્ અને રાજા શ્રેણિક ધર્મદેશના સાંભળવા આવ્યા. ધર્મકથા સાંભળી પરિષદ્ પાછી ફરી.

४४- तए णं से सेणिए राया समणस्स भगवओ महावीरस्स अंतिए धम्मं सोच्चा निसम्म समण भगवं महावीरं वंदइ नमंसइ वंदित्ता नमंसित्ता एवं वयासी-इमेसि णं भंते !

૪૪- ત્યાર બાદ તે શ્રેણિક રાજા શ્રમણ ભગવાન મહાવીર સ્વામીની પાસે ધર્મદેશના સાંભળીને હર્ષિત થયા. અને સંતોષ પામ્યા સંતોષ પામી તે શ્રમણ ભગવાન મહાવીર સ્વામીને વંદન નમસ્કાર કરે છે વંદન-નમસ્કાર કરીને પૂછે છે.

इंदभूइपामोक्खाणं चउद्दसण्हं समणसाहस्सीण कइरे अणगारे महादुक्करकारए चेव महाणिज्जरतराए चेव ?

અહો ભગવન! આ ઈન્દ્રભૂતિ પ્રમુખ ચઉદ હજાર સાધુઓમાં દુષ્કરમાં દુષ્કર ક્રિયા કરનાર કોણ અણગાર છે? મહા નિર્જરા કરનાર કોણ છે?

४५- एवं खलु सेणिया! इमेसि इंदभूइपामोक्खाणं चउद्दसण्हं समणसाहस्सीणं धन्ने अणगारे महादुक्करकारए चेव, महानिज्जरतराए चेव।

૪૫– ત્યારે ભગવાને કહ્યુ હે શ્રેણિક! આ ઈન્દ્રભૂતિ પ્રમુખ ચઉદ હજાર સાધુઓમાં ધન્ના અણગાર મહા દુસ્કર તપ કરનાર અને મહાનિર્જરા કરનાર છે.

४६- से केणट्ठेणं भंते! एवं वुच्चइ इमेसि चउद्दसहिं समणसाहस्सीणं धन्ने अणगारे महादुक्करकारए चेव महानिज्जरतराए चेव?

૪૬– ત્યારે શ્રેણિક રાજાએ ફરી પૂછયું– અહો ભગવન્! આ ચઉદ હજાર સાધુઓમાં ધન્ના અણગાર દુષ્કર તપ અને મહાનિર્જરા કરનાર છે તેમ આપ કયા કારણથી કહો છો?

४७- एवं खलु सेणिया! तेणं कालेणं तेणं समएणं काकंदी नामं नयरी होत्था, जाव उप्पि पासायवडिंसए विहरइ। तत्तेणं अहं अण्णया कयाइ पुव्वाणुपुव्वीए चरेमाणे गामाणुगामं दुइज्जमाणे जेणेव काकंदी नयरी जेणेव सहसंबवणे उज्जाणे तेणेव उवागच्छइ २ त्ता अहापडिरूवं उग्गहं उगाहित्ता संजमेणं तवसा जाव विहरामि। परिसा णिग्गया तं चेव जाव पव्वइए जाव बिलमेव जाव आहारंति, धन्नस्स णं अणगारस्स पादाणं सरीरवन्नओ सव्वो जाव उवसोभेमाणे २ चिट्ठइ। से तेणट्ठेणं सेणिया! एवं वुचइ इमेसिं चउद्दसण्हं समणसाहस्सीणं धन्ने अणगारे महादुक्करकारए चेव महानिज्जरतराए चेव।

૪૭–ત્યારે ભગવાને શ્રેણિકને કહ્યુ–હે શ્રેણિક! તે કાળ અને તે સમયમાં કાકદી નામની નગરી હતી. ત્યાં ભદ્રાસાર્થવાહિનીનો પુત્ર ધન્ના કુમાર બત્રીસ સ્ત્રીઓની સાથે મહેલોમાં મનુષ્ય સંબધી ભોગોને ભોગવી રહ્યો હતો. ત્યાં અન્યદા કોઈ સમયે હું અનુક્રમથી ચાલતો થકો ગ્રામાનુગ્રામ વિચરતો કાકદી નગરીના સહસ્રાગ્રવનમાં ગયો સાધુયોગ્ય અવગ્રહ ગ્રહણ કરીને સયમ અને તપથી આત્માને ભાવિત કરતો વિચરવા લાગ્યો. પરિષદ્ દર્શન કરવા માટે આવી. ધન્ય પણ દર્શન માટે આવ્યો યાવત્ દીક્ષા ધારણ કરી યાંવત્ સર્પ જેમ બિલમાં પ્રવેશ કરે તેમ પારણાના દિવસે આહાર કરે છે. અહીંયા પૂર્વવત્ સંપૂર્ણ શરીરનું વર્ણન ભગવાને શ્રેણિક સામે કર્યું, યાવત્ તપ તેજથી શોભતા થકા વિચરે છે એટલા માટે હે શ્રેણિક! મે એમ કહ્યુ કે ચૌદ હજાર સાધુઓમાં ધન્ના અણગાર દુષ્કરમાં દુષ્કર તપ કરનાર અને મહાનિર્જરા કરનાર છે

४८- तए णं सेणिए राया समणस्स भगवओ महावीरस्स अंतिए एयमट्ठं सोच्चा निसम्म हट्ठतुट्ठे समण भगव महावीरं

૪૮–શ્રેણિક રાજા ભગવાન મહાવીર સ્વામીની પાસેથી ઉક્ત કથન સાંભળીને હૃષ્ટ-તુષ્ટ થયા શ્રમણ ભગવાન મહાવીર સ્વામીને ત્રણવાર

तिक्खुत्तो आयाहिणं पयाहिणं करेइ वंदइ नमंसइ २ त्ता जेणेव धन्ने अणगारे तेणेव उवागच्छइ २ त्ता, धन्नं अणगारं तिक्खुत्तो आयाहिण पयाहिणं करेइ वंदेइ नमंसइ वंदइत्ता नमसइत्ता एवं वयासी-धन्ने सि णं तुमं देवाणुप्पिया ! सुपुण्णे सुकयत्थे सुकयलक्खणे सुलद्धेणं देवाणुप्पिया ! तव माणुस्सए जम्मजीवियफले त्ति कट्टु वंदइ नमंसइ २ त्ता जेणेव समणे भगवं महावीरे तेणेव उवागच्छइ २ त्ता समणं भगवं महावीरं तिक्खुत्तो जाव वंदइ २ त्ता जामेव दिसिं पाउब्भूए तामेव दिसिं पडिगए ।

આદક્ષિણા પ્રદક્ષિણા કીધી, વંદન-નમસ્કાર કર્યા વદન-નમસ્કાર કરીને જ્યાં ધન્ના અણગાર બિરાજતાં હતાં ત્યાં આવે છે, આવીને ધન્ના અણગારને ત્રણવાર આદક્ષિણા–પ્રદક્ષિણાપૂર્વક વદન–નમસ્કાર કરે છે. વંદન–નમસ્કાર કરીને આ પ્રમાણે કહે છે—અહો દેવાનુપ્રિય ! આપ ધન્ય છો, આપ પુણ્યશાળી છો હે દેવાનુપ્રિય ! તમો કૃતાર્થ છો, કૃતલક્ષણી છો, અહો દેવાનુપ્રિય ! તમોએ મનુષ્ય જન્મનું અને જીવનનુ સુફળ સારી રીતે પ્રાપ્ત કરેલ છે. આ પ્રમાણે કહીને વદન–નમસ્કાર કરે છે. વંદન-નમસ્કાર કરીને જ્યાં શ્રમણ ભગવાન્ મહાવીર સ્વામી બિરાજે છે ત્યાં આવે છે ત્યાં આવીને ભગવાનને ત્રણવાર વંદન–નમસ્કાર કરીને જે દિશામાંથી આવેલ હતા તે દિશામાં પાછા જાય છે

४९- तए णं तस्स धन्नस्स अणगारस्स अन्नया कयाइ पुव्वरत्तावरत्तकाले समयंसि धम्मजागरियं जागरमाणस्स इमेयारूवे अज्झत्थिए चिंतिए, मणोगए संकप्पे समुप्पज्जित्था, एवं खलु अहं इमेण ओरालेण जहा खंदओ तहेव चिता आपुच्छण, थेरेहिं सद्धि विपुलं दुरुहइ । मासियाए संलेहणाए नवमास परियाओ जाव कालमासे काल किच्चा, उड्ढं चंदिम जाव नवेयगेविज्जविजयविमाणपत्थडे उड्ढं दूरविइवइत्ता सव्वट्ठसिद्धे विमाणे देवत्ताए उववन्ने ।

૪૯—ત્યાર બાદ ધન્ના અણગારને અન્યદા કોઇ સમયે અર્ધ રાત્રિ વ્યતીત થવા પર ધર્મજાગરણ કરતાં આવા પ્રકારનો અધ્યવસાય મનોગત સંકલ્પ ઉત્પન્ન થયો—ખરેખર આ ઉદાર તપના કારણે આ શરીર શુષ્ક થઇ ગયું છે, યાવત્ સ્કન્ધકમુનિને જેવો વિચાર ઉત્પન્ન થયો હતો તેવો વિચાર થાય છે, યાવત્ તે ભગવાનને પૂછીને સ્થવિર સાધુઓની સાથે વિપુલ પર્વત ઉપર ચડીને એક માસની સંલેખના અંગીકાર કરે છે નવ માસનો સંયમ પાળી યાવત્ કાળના અવસરે કાળ કરી, ઉપર ચન્દ્ર, સૂર્ય, યાવત્ નવ ગ્રૈવેયક તથા વિજય વિમાનનુ ઉલ્લંઘન કરીને સર્વાર્થસિદ્ધ વિમાનમાં દેવ પણે ઉત્પન્ન થાય છે.

५०- थेरा तहेव उत्तरंति जाव इमे से आयारभंडए ।

૫૦—ધન્ના અણગાર કાળધર્મ પામ્યા, ત્યાર પછી સ્થવિર અણગારો પર્વત ઉપરથી નીચે ઊતર્યા યાવત્ ધન્ના અણગારના ભંડોપકરણ ભગવાનને સોંપે છે

५१- भंते त्ति, भगवं गोयमे तहेव पुच्छइ जहा खंदयस्स। भगवं वागरेति जाव सव्वट्ठसिद्धे विमाणे उववन्ने।

૫૧– ત્યાર બાદ ભગવાન ગૌતમ સ્વામીએ જેમ ભગવતી સૂત્રમાં સ્કન્ધક અણુગારના વિષયમાં પ્રશ્ન કર્યો હતો તેમજ ધન્ના અણુગારના વિષયમાં પ્રશ્ન કર્યો અને ભગવાને જવાબમાં કહ્યું–હે ગૌતમ! ધન્ના અણુગાર કાળના સમયે કાળ કરીને યાવત્ સર્વાર્થસિદ્ધ વિમાનમાં ઉત્પન્ન થયા છે

५२- धन्नस्स णं भंते! देवस्स केवइयं कालं ठिई पन्नत्ता? गोयमा! तेत्तीसं सागरोवमाइं ठिई पन्नत्ता।

૫૨– ગૌતમ સ્વામી ફરી પૂછે છે–ભગવન્! ધન્ના દેવની કેટલા કાળની સ્થિતિ છે? ભગવાને કહ્યુ–ગૌતમ! તેત્રીસ સાગરોપમની સ્થિતિ છે.

५३- से णं भंते! ताओ देवलोगाओ आउक्खएणं भवक्खएणं ठिइक्खएणं कहिं गच्छिहिति कहि उववज्जिहिति?

गोयमा! महाविदेहवासे सिज्झिहिइ बुज्झिहिइ मुच्चिहिइ परिणिव्वाहिइ सव्वदुक्खाणमंतं करेहिइ।

૫૩– ગૌતમ સ્વામી–અહો ભગવાન્! તે દેવલોકનું આયુ પૂર્ણ કરીને કયાં જશે? કયાં ઉત્પન્ન થશે?

ભગવાન– હે ગૌતમ! મહાવિદેહ ક્ષેત્રમાં જન્મ લઇ સંયમને ધારણ કરી યાવત્ સિદ્ધ થશે, બુદ્ધ થશે, મુક્ત થશે, પરિનિર્વાણને પ્રાપ્ત કરશે, યાવત્ સર્વ દુઃખનો અંત કરશે.

५४- एवं खलु जम्बू! समणेण भगवया महावीरेणं जाव संपत्तेणं पढमस्स अज्झयणस्स अयमट्ठे पण्णत्ते।

।। पढमं अज्झयणं सम्मत्तं ।।

૫૪–શ્રી સુધર્મા સ્વામીએ કહ્યુ–હે જમ્બૂ! ખરેખર શ્રમણ યાવત્ નિર્વાણ પ્રાપ્ત ભગવાન મહાવીરે ત્રીજા વર્ગના પ્રથમ અધ્યયનનો આ પ્રમાણે અર્થ વર્ણવ્યો છે.



## અધ્યયન બીજું

१- जइ णं भंते ! उक्खेवओ एवं खलु जम्बू ! तेणं कालेणं तेणं समएण काकंदी नयरी होत्था, भद्दा सत्थवाही परिवसइ ।

૧–ઉત્ક્ષેપ- પ્રસ્તાવના સમજી લેવી જોઈએ એટલે કે જંબૂ સ્વામીના પ્રશ્નના ઉત્તરમાં શ્રી સુધર્માસ્વામી કહે છે– તે કાળ અને તે સમયમાં કાકંદી નામની નગરીમાં ભદ્રા નામની સાર્થવાહિની રહેતી હતી.

२- तीसे णं भद्दाए सत्थवाहीए पुत्ते सुनक्खत्ते नामं दारए होत्था, अहीण जाव सुरूवे, पंचधाईपरिक्खित्ते जहा धन्ने तहेव बत्तीसओ दाओ जाव उप्पि पासायवडिसए विहरइ ।

૨– ભદ્રાસાર્થવાહિનીનો સુનક્ષત્રનામનો પુત્ર હતો. તે સમસ્ત અંગોપાંગોથી પરિપૂર્ણ યાવત્ સુંદર રૂપવાન હતો. તે પાંચ ધાવમાતાથી વૃદ્ધિ પામતો હતો. જેવી રીતે ધન્ય કુમારનું વર્ણન કરેલ તેવી રીતે જાણવુ ધન્ય કુમારની જેમજ બત્રીસ સ્ત્રીઓની સાથે ઉત્તમ મહેલમાં મનુષ્ય સંબંધી સુખોને ભોગવતો રહેતો હતો

३- तेणं कालेण तेणं समएण सामी समोसढे जहा धन्ने तहा सुणक्खतेवि निग्गए जहा थावच्चापुत्तस्स तहा निक्खमणं जाव अणगारे जाए इरियासमिए जाव गुत्त बंभयारिए ।

૩– તે કાળે અને તે સમયે ભગવાન પધાર્યા. ધન્ય કુમારની જેમ સુનક્ષત્રે પણ દીક્ષા ગ્રહણ કરી. જેમ થાવચ્ચાપુત્રનો દીક્ષા મહોત્સવ ઊજવાયો તેમ સુનક્ષત્રનો પણ. દીક્ષિત થયા બાદ ઈર્યાદિ સમિતિ આદિથી યુક્ત યાવત્ ગુપ્ત બ્રહ્મચારી થયા.

४- तए णं से सुनक्खत्ते अणगारे ज चेव दिवसं समणस्स भगवओ महावीरस्स अंतिए मुंडे जाव पव्वइए तं चेव दिवस अभिग्गहं तहेव बिलमिव पणगभूएण आहार आहारेइ, सजमेण जाव विहरइ ।

૪– ત્યાર પછી તે સુનક્ષત્ર અણગારે જે દિવસે દીક્ષા લીધી તેજ દિવસથી ધન્યમુનિની જેમ અભિગ્રહ ધારણ કર્યો, તેમજ બિલમાં જેમ સર્પ પ્રવેશ કરે તે પ્રમાણે અનાસક્તભાવે આહાર કરે છે તે પ્રમાણે આહાર કરતા થકા સંયમ અને તપથી આત્માને ભાવિત કરતાં વિચરે છે.

५- समण जाव बहिया जणवयविहारं विहरइ । एक्कारस अंगाइं अहिज्जइ संजमेणं तवसा अप्पाण भावेमाणे विहरइ ।

૫– ત્યાર બાદ શ્રમણ ભગવાન બહાર જનપદોમાં વિચરવા લાગ્યા અને સુનક્ષત્ર અણગારે અગિયાર અંગોનુ અધ્યયન કર્યું અને તપ તથા સંયમથી આત્માને ભાવિત કરતા વિચરવા લાગ્યા.

६- तए णं से सुनक्खत्ते अणगारे तेणं उरालेणं जहा खंदओ ।

૬– ત્યાર પછી તે સુનક્ષત્ર અણગાર ઉદાર–પ્રધાન તપ કરીને જેમ સ્કન્ધક કૃશકાય થયા હતા તેમ સુનક્ષત્ર મુનિ પણ થઈ ગયા.

७- तेणं कालेणं तेणं समएणं रायगिहे णयरे गुणसिलए चेइए, सेणिए राया, सामी समोसढे, परिसा णिग्गया, राया निग्गओ। धम्मो कहिओ राया पडिग्गओ, परिसा पडिगया ।

૭– તે કાળ અને તે સમયમાં રાજગૃહ નામક નગરીમાં ગુણશીલ નામનુ ઉદ્યાન હતુ. શ્રેણિક રાજા હતા. ત્યાં ભગવાન પધાર્યા પરિષદ્ દર્શન માટે નીકળી. રાજા પણ નીકળ્યા. ધર્મકથા સાંભળી રાજા પાછા ફર્યા અને પરિષદ પણ પાછી ફરી.

८- तए णं तस्स सुनक्खत्तस्स अन्नया कयाइ पुव्वरत्ता जाव धम्मजागरियं जाव खंदयस्स बहुवासाओ परियाओ ।

૮– ત્યાર પછી તે સુનક્ષત્ર અણુગારને કોઇ વખતે ધર્મજાગરણુ જાગતાં એવા પ્રકારનો અધ્યવસાય ઉત્પન્ન થયો જેમ સ્કંધકને વિચાર આવેલ તે પ્રમાણે વિચાર થયો, યાવત્ તે સંલેખના અંગીકાર કરે છે તે ઘણા વર્ષ સુધી દીક્ષા પર્યાયનુ પાલન કરી કાળ સમયે કાળ કરે છે સ્કન્ધક મુનિની જેમ વૃત્તાત જાણવો.

९- गोयमपुच्छा जाव सव्वट्ठसिद्धे विमाणे देवत्ताए उववण्णे। जाव महाविदेहवासे सिज्जिहिति ।

।। इति बीयं अज्झयणं सम्मत्तं ।।

૯– સુનક્ષત્ર અણુગાર કાળધર્મ પામ્યા ત્યાર પછી ગૌતમ સ્વામી પ્રશ્ન કરે છે– હે ભગવન્! સુનક્ષત્ર અણુગાર કયા ગયા? કયા ઉત્પન્ન થયા? ત્યાંથી કયા જશે? કયાં ઉત્પન્ન થશે?

ભગવાને કહ્યુ– હે ગૌતમ! તે સર્વાર્થસિદ્ધ વિમાનમાં તેત્રીસ સાગરોપમની સ્થિતિએ ઉત્પન્ન થયા છે. ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમા દીક્ષા ગ્રહણ કરી સિદ્ધ થશે, યાવત્ સર્વ દુઃખોનો અંત કરશે.



## શેષ અધ્યયનો

१- एवं खलु जम्बू ! सुनक्खत्तगमेणं सेसावि अट्ठ भाणियव्वा णवरं आणुपुव्वीए दोण्णि रायगिहे, दोण्णि साइए, दोण्णि वाणियग्गामे नवमो हत्थिणाउरे दसमो रायगिहे ।

૧–હે જમ્બૂ ! જેવી રીતે સુનક્ષત્ર અણગારનું કથન કરવામાં આવ્યુ તે પ્રમાણે શેષ આઠેયનુ કહેવુ. વિશેષતા આ પ્રમાણે છે– અનુક્રમથી બે રાજગૃહ નગરમાં ઉત્પન્ન થયા, બે સાકેત નગરમાં જન્મ્યા, બે વાણીજ્ય ગ્રામમાં ઉત્પન્ન થયા, નવમા હસ્તિનાપુરમાં અને દસમા રાજગૃહ નગરમાં ઉત્પન્ન થયા

२- नवण्हं भद्दाओ जणणीओ, नवण्हंवि बत्तीसओ दाओ, नवण्हं निक्खमणं थावच्चापुत्तस्स सरिसं, वेहल्लस्स पिया करेइ, नवमास धण्णे वेहल्ल छमासा परियाओ, सेसाणं वहुवासाइं, मासं संलेहणाए, सव्वे महाविदेहवासे सिज्झिहिंति । एवं दस अज्झयणाणि । एवं खलु जम्बू ! समणेणं भगवया महावीरेणं अणुत्तरोववाइयदसाणं तच्चस्स वग्गस्स अयमट्ठे पन्नत्ते । अणुत्तरोववाइयदसाओ सम्मत्ताओ । अणुत्तरोववाइयदसाणं एगो सुयखंधो तिण्णि वग्गा तिसु दिवसेसु उद्दिसिज्जंति, पढमे वग्गे दस उद्देसगा, बीए वग्गे तेरस उद्देसगा, तइए वग्गे दस उद्देसगा, सेसं जहा णाथा धम्मकहा तहा नायव्वं । इति ।

૨– આ નવની માતા ભદ્રા હતી. નવેયને બત્રીસ સ્ત્રીઓ હતી. નવનો દીક્ષામહોત્સવ થાવચ્ચા પુત્રની સમાન થયો વેહલ કુમારની દીક્ષાનો ઉત્સવ તેમના પિતાએ કર્યો ધન્ના અણગારની નવમાસની દીક્ષા પર્યાય, વેહલ કુમારની છમાસની દીક્ષા પર્યાય, બાકી શેષની ઘણા વર્ષની દીક્ષા પર્યાય, સર્વની એક માસની સલેખના, સર્વ સર્વાર્થસિદ્ધ વિમાનમાં ઉત્પન્ન થયા. સર્વ મહાવિદેહક્ષેત્રમાં સિદ્ધ થશે આ પ્રમાણે દસે અધ્યયન સપૂર્ણ થયા સુધર્માસ્વામી કહે છે–હે જમ્બૂ ! શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ અનુત્તરોપપાતિકદશાના ત્રણ વર્ગનો આ અર્થ કહ્યો છે

અનુત્તરોપપાતિકદશાનો એક જ શ્રુતસ્કધ છે. તેમાં ત્રણ વર્ગ છે ત્રણ દિવસમાં એમનો ઉપદેશ કરાય છે. પ્રથમ વર્ગના દશ ઉદ્દેશકો–અધ્યયનો છે બીજા વર્ગના તેર અધ્યયનો છે, ત્રીજા વર્ગના દશ અધ્યયનો છે, સર્વ મળીને તેત્રીસ અધ્યયન છે. અહી જે વર્ણન કર્યુ નથી તે જ્ઞાતાધર્મકથાથી જાણી લેવુ જોઇએ



# અન્તકૃદ્દશાંગ સૂત્ર

## પ્રથમ વર્ગ

१- तेणं कालेणं तेणं समएणं चपानामं नगरी । पुण्णभद्दे चेइए । वण्णओ ।
तेणं कालेणं तेणं समएणं अज्जसुहम्मे समोसरिए । परिसा निग्गया जाव पडिगया । तेणं कालेणं तेणं समएणं अज्जसुहमस्स अंतेवासी अज्ज-जंबू जाव पज्जुवासमाणे एवं वयासी ।

૧– તે કાળે અને તે સમયે ચમ્પા નામક નગરી હતી તેની ઉત્તરપૂર્વ અર્થાત્ ઇશાન દિશામાં પૂર્ણભદ્ર ચૈત્ય હતું તે ચૈત્યનુ વર્ણન ઔપપાતિક સૂત્રના ચૈત્ય વર્ણન સમાન સમજવું

તે કાળે અને તે સમયે આર્ય સુધર્મા સ્વામી સમોસર્યા (પધાર્યા) પરિષદ્ ધર્મદેશના શ્રવણ કરવા માટે નગરીમાંથી નીકળી અને ધર્મદેશના સાંભળી પાછી ફરી. તે કાળે અને તે સમયે આર્ય સુધર્મા સ્વામીના શિષ્ય આર્ય જબૂસ્વામી, સુધર્મા સ્વામીની પર્યુપાસના કરતા બોલ્યા

२- जइ णं भंते ! समणेण आदिकरेणं जाव सम्पत्तेणं, सत्तमस्स अंगस्स उवासगदसाणं अयमट्ठे पण्णत्ते, अट्ठमस्स णं भते ! अंगस्स अंतगडदसाणं समणेणं० के अट्ठे पण्णत्ते ?

एवं खलु जंबू ! समणेणं जाव सम्पत्तेणं अट्ठमस्स अंगस्स अंतगडदसाणं अट्ठवग्गा पण्णत्ता ।

૨– ભગવન્! શ્રુત ધર્મની આદિ કરવાવાળા યાવત્ નિર્વાણને પ્રાપ્ત શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ સાતમા અગ ઉપાસકદશાંગ સૂત્રનો આ અર્થ પ્રતિપાદન કર્યો છે, જે અર્થ મે આપશ્રીના મુખારવિંદથી સાંભળેલ છે, તો ભગવન્! શ્રમણ ભગવાન મહાવીરે આઠમા અંગ અતકૃદ્દશાંગ સૂત્રનો શુ અર્થ કહેલ છે?

આર્ય સુધર્મા સ્વામીએ કહ્યુ– જંબૂ! શ્રમણ ભગવાન મહાવીરે આઠમા અંગ અતકૃદ્દશાંગના આઠ વર્ગો પ્રતિપાદન કરેલ છે

३- जइ णं भंते ! समणेणं जाव संपत्तेणं अट्ठमस्स अंगस्स अन्तगडदसाणं अट्ठ वग्गा पण्णत्ता, पढमस्स णं भंते ! वग्गस्स अंतगडदसाणं समणेणं जाव सम्पत्तेणं कइ अज्झयणा पण्णत्ता ?

૩– જબૂ– શ્રમણ ભગવાન યાવત્ નિર્વાણ પ્રાપ્ત મહાવીર સ્વામીએ આઠમા અંગ અંતકૃ-દ્દશાગના આઠ વર્ગો પ્રરૂપેલ છે, તો હે ભગવન્! યાવત્ મોક્ષપ્રાપ્ત મહાવીર સ્વામીએ અંતકૃ-દ્દશાંગના પ્રથમ વર્ગના કેટલા અધ્યયનો કહેલ છે?

एवं खलु जंबू ! समणेणं जाव सम्पत्तेणं अट्ठमस्स अंगस्स अंतगडदसाणं पढमस्स वग्गस्स दस अज्झयणा पण्णत्ता, तंजहा–
गोयम-समुद्द-सागर-गंभीरे
चेव होइ थिमिए य ।
अयले कंपिल्ले खलु
अक्खोभ-पसेणइ-विण्हू ॥

સુધર્મા સ્વામી–જંબૂ! યાવત્ મોક્ષપ્રાપ્ત મહાવીર સ્વામીએ આઠમા અંગ અંતકૃદ્દશાંગના પ્રથમ વર્ગના દશ અધ્યયનો કહેલ છે તે આ પ્રમાણે–

૧ ગૌતમ, ૨ સમુદ્ર, ૩ સાગર, ૪ ગભીર, ૫ સ્તિમિત, ૬ અચલ, ૭ કાંપિલ્ય, ૮ અક્ષોભ, ૯ પ્રસેનજિત અને ૧૦ વિષ્ણુકુમાર

४- जइ णं भंते ! समणेणं जाव संपत्तेणं अट्ठमस्स अंगस्स अंतगडदसाणं पढमस्स वग्गस्स दस अज्झयणा पण्णत्ता, पढमस्स णं भंते ! अज्झयणस्स अन्तगडदसाणं समणेणं जाव संपत्तेणं के अट्ठे पण्णत्ते ?

૪– ભગવન્! શ્રમણ ભગવંત યાવત્ મોક્ષપ્રાપ્ત મહાવીરે જો આઠમા અગ અતગડદશાંગના પ્રથમ વર્ગના દશ અધ્યયનો કહ્યા છે તો હે ભગવન્! શ્રમણ ભગવંત યાવત્ મોક્ષ પ્રાપ્ત ભગવાન મહાવીર સ્વામીએ અંતગડદશાંગના પ્રથમ વર્ગના પ્રથમ અધ્યયનનો શું અર્થ પ્રરૂપેલ છે?

५- एवं खलु जंबू ! तेणं कालेणं, तेण समएणं बारवती णामं नगरी होत्था । दुवालसजोयणायामा, नव-जोअण-वित्थिण्णा, धणवइमतिनिम्माया, चामीकरपागारा, नानामणिपंचवण्ण–कविसीसग–मंडिया, सुरम्मा, अलकापुरिसकासा, पमुदितपक्कीलिया, पच्चक्खं देवलोगभूया पासादीया ४ ।

तीसे णं बारवतीए नयरीए बहिया उत्तरपुरच्छिमे दिसीभागे एत्थ णं रेवतते नामं पव्वते होत्था । तत्थ णं रेवतते पव्वते नंदणवणे नामं उज्जाणे होत्था । वण्णओ । सुरप्पिए नामं जक्खायतणे होत्था, पोराणे० से णं एगेणं वणसंडेणं०, असोगवरपायवे० ।

૫– સુધર્મા સ્વામી બોલ્યા –

જંબૂ! તે કાળે અને તે સમયે દ્વારિકા નામની નગરી હતી આ નગરી બાર યોજન લાંબી અને નવ યોજન પહોળી હતી, વૈશ્રમણદેવ કુબેરની વિલક્ષણ બુદ્ધિથી તેની રચના કરાઈ હતી, તેનો પ્રાકાર–કિલ્લો સુવર્ણનો બનેલ હતો. તેનાં કાંગરાઓમાં ઈન્દ્રનીલ વૈડૂર્ય આદિ મણિઓ જડવામાં આવેલ હતા. તેથી તેનાં કાંગરા પચવર્ણ દેખાતા હતા તે નગરી રમણીય હતી, કુબેરની નગરીની સમાન પ્રતીત થતી હતી તે પ્રમોદ અને ક્રીડાનું સ્થાન હતી. પ્રત્યક્ષ દેવલોક જેવી ચિત્તને હરનારી હતી, દર્શનીય હતી તેને વારવાર જોવાની ઈચ્છા થતી હતી. તે નિત્ય નૂતન જણાતી હતી.

દ્વારિકા નગરીની બહાર ઇશાન ખૂણામાં રૈવતક નામનો પર્વત હતો. તેની ઉપર નદનવન નામનું એક ઉદ્યાન હતું. એ ઉદ્યાનનુ વર્ણન ઔપપાતિક સૂત્ર પ્રમાણે જાણવું. ત્યાં સુરપ્રિય નામના યક્ષનું એક યક્ષાયતન હતું. તે ઘણુ

પ્રાચીન હતું અને તે એક વનખંડ (અનેક વિધ વૃક્ષોના સમુદાય)થી ઘેરાયેલું હતું. તે વનખંડની મધ્યમાં એક સુંદર શ્રેષ્ઠ અશોક વૃક્ષ હતું.

६- तत्थ णं बारवतीनयरीए कण्हे णामं वासुदेवे राया परिवसइ। महया० रायवण्णतो। से णं तत्थ समुद्दविजयपामोक्खाणं, दसण्हं दसाराणं, बलदेवपामोक्खाणं पंचण्हं महावीराणं, पज्जुन्नपामोक्खाणं अद्धुट्ठाणं कुमारकोडीणं, संबपामोक्खाणं सट्ठीए दुद्दन्तसाहस्सीणं, महासेणपामोक्खाणं छप्पण्णाए वलवग्गसाहस्सीणं, वीरसेणपामोक्खाणं एगवीसाते वीरसाहस्सीणं उग्गसेणपामोक्खाणं सोलसण्हं रायसाहस्सीणं, रुप्पणीपामोक्खाणं सोलसण्हं देविसाहस्सीणं, अणंगसेनापामोक्खाणं अणेगाणं गणियासाहस्सीणं, अन्नेसिं च बहूणं ईसर जाव सत्थवाहाणं बारवतीए नयरीए अद्धभरहस्स य समत्थस्स आहेवच्चं जाव विहरति।

૬- દ્વારિકા નગરીમાં કૃષ્ણ નામના વાસુદેવ રાજા રાજ્ય કરતા હતા. તે હિમવન્ત પર્વતની જેમ મહાન હતા. ઈત્યાદિ રાજાનું વર્ણન ઔપપાતિક સૂત્રથી જાણી લેવું જોઈએ. દ્વારિકા નગરીમાં કૃષ્ણ મહારાજ, સમુદ્રવિજય પ્રમુખ દશ દશાર્ણ, બલદેવ પ્રમુખ પાંચ મહાવીર, પ્રદ્યુમ્ન પ્રમુખ સાડાત્રણ કરોડ રાજકુમાર, શામ્બ પ્રમુખ ૬૦ (સાઠ) હજાર દુર્દાન્તકુમાર, મહાસેન પ્રમુખ ૫૬ હજાર સૈનિક, વીરસેન પ્રમુખ ૨૧ હજાર વીર, ઉગ્રસેન પ્રમુખ ૧૬ હજાર રાજા, રુક્મિણી પ્રમુખ ૧૬ હજાર રાણીઓ, અનંગસેના વિગેરે હજારો ગણિકાઓ, તેમજ બીજા પણ અનેક ઐશ્વર્યશાળી યાવત્ શ્રેષ્ઠી આદિ ઉપર તેમજ દ્વારિકા ઉપર તેમજ સંપૂર્ણ અર્ધભારત (ભરત ક્ષેત્રના ત્રણ ખંડ) ઉપર અધિપતિત્વ (શાસન) કરતા હતા.

७- तत्थ णं बारवतीए नयरीए अंधगवण्ही णामं राया परिवसइ। महता हिमवन्त वण्णओ। तस्स णं अंधगवण्हिस्स रण्णो धारिणी नामं देवी होत्था। वण्णओ। तते णं सा धारिणी देवी अण्णया कदाइं तंसि तारिसगंसि सयणिज्जंसि एवं जहा महब्बले--

सुमिणदंसणकहणा, जम्मं बालत्तणं कलातो य।
जोव्वणपाणिग्गहणं, कंता वासा य भोगा य ॥१॥

૭- તે દ્વારિકા નગરીમાં અંધકવૃષ્ણિ નામના રાજા નિવાસ કરતા હતા. પર્વતોમાં જેમ હિમવાન પર્વત મહાન છે તેવી જ રીતે તે રાજા અન્ય રાજાઓથી મહાન હતા. તેની ઋદ્ધિ-સમૃદ્ધિનું વિશેષ વર્ણન ઔપપાતિક સૂત્રમાં કરેલા વર્ણનની જેમ સમજવું, તે રાજાની રાણીનું નામ ધારિણી હતુ તેનું વર્ણન પણ ઔપપાતિક સૂત્રથી જાણવું.

એકદા સમયે મહારાણી ધારિણી એક ઉત્તમ શય્યા પર શયન કરી રહી હતી. તેણે એક સ્વપ્ન જોયું. તે સ્વપ્ન તેણે પોતાના પતિને કહ્યું:

नवरं गोयमे अट्ठण्हं रायवरकण्णाणं एगदिवसेणं पाणिं गेण्हावेंति, अट्ठट्ठओ दाओ ।

સ્વપ્નદર્શનનું કહેવુ. બાળકનો જન્મ, બાળકનો બાળભાવ, કલાઓનું વર્ણન, યુવાવસ્થાની પ્રાપ્તિ, રાજકુમારીઓ સાથે વિવાહ, મહેલોનુ નિર્માણ અને કામભોગોનો ઉપભોગ આદિ વાતો ભગવતી સૂત્રમાં વર્ણિત મહાબલની જેમ જાણી લેવી જોઈએ

પરંતુ વિશેષ એ છે કે રાજકુમારનું નામ ગૌતમ રાખવામા આવ્યુ અને એક જ દિવસમાં આઠ શ્રેષ્ઠ રાજકુમારીઓ સાથે તેનું પાણિગ્રહણ થયુ. દહેજમાં આઠ આઠ પ્રકારની વસ્તુઓ આપવામાં આવેલ.

८- तेणं कालेणं तेणं समएणं अरहा अरिट्ठनेमी आदिकरे जाव विहरइ, चउव्विहा देवा आगया । कण्हे वि णिग्गए । तते णं से गोयमे कुमारे जहा मेहे तहा णिग्गए। धम्मं सोच्चा जं नवरं देवाणुप्पिया! अम्मापियरो आपुच्छामि । देवाणुप्पियाणं०

एवं जहा मेहे जाव अणगारे जाते इणमेव णिग्गंथं पावयणं पुरओ काउं विहरइ ।

૮- તે કાળે અને તે સમયે ધર્મતીર્થનો આરંભ કરવાવાળા, ધર્મના પ્રવર્તક અરિહંત અરિષ્ટનેમિ–નેમિનાથ ભગવાન વિચરતા હતા. જ્યારે તેઓ દ્વારિકા નગરીની બહાર ઉદ્યાનમાં પધાર્યા ત્યારે તેના સમવસરણમાં ચાર પ્રકારનાં દેવ ઉપસ્થિત થયા કૃષ્ણ વાસુદેવ પણ ત્યાં આવ્યા. ત્યાર પછી ગૌતમકુમાર પણ તેઓના દર્શન કરવા માટે તૈયાર થયા. જેવી રીતે મેઘકુમાર શ્રમણ ભગવાન મહાવીર સ્વામી પાસે ગયા હતા તેવી જ રીતે ગૌતમકુમાર પણ ભગવાન અરિષ્ટનેમિના દર્શન કરવા ગયા. ધર્મનું શ્રવણ કરીને તેના પર વિચાર કરતા કહેવા લાગ્યા– ભગવન્! હુ મારા માતા પિતાને પૂછીને આપની પાસે દીક્ષા ગ્રહણ કરીશ.

જેવી રીતે શ્રમણ ભગવાન મહાવીર સ્વામી પાસે મેઘકુમાર દીક્ષિત થયા હતા તેવી જ રીતે ભગવાન નેમિનાથ પાસે ગૌતમકુમાર દીક્ષિત થઈ ગયા ત્યાર પછી મુનિ ગૌતમકુમાર નિર્ગ્રંથ પ્રવચનને સન્મુખ રાખીને અર્થાત્ તદનુસાર સાધુના આચારનુ પાલન કરવા લાગ્યા

९- तते णं से गोयमे अणगारे अन्नदा कयाइ अरहतो अरिट्ठनेमिस्स तहारूवाणं थेराणं अंतिए सामाइयमाइयाइं एक्कारस अंगाइं

૯– સાધુ થયા પછી ગૌતમ અણગાર ભગવાન અરિષ્ટનેમિના ઉપાસક એવં તથારૂપ આચાર વિચારોની ઉચ્ચતાને પૂર્ણરૂપે પ્રાપ્ત થયેલ

अहिज्जइ, अहिजित्ता बहूहिं चउत्थ जाव अप्पाणं भावेमाणे विहरइ। ते अरिहा अरिट्ठनेमी अन्नदा कदाइ बारवतीओ नंदनवणाओ पडिनिक्खमइ, पडिनिक्खमित्ता बहिया जणवयविहारं विहरइ।

સ્થવિરોની પાસે સામાયિક આચારાંગ આદિ ૧૧ અંગોનું અધ્યયન કરતા કરતા વ્રત–નિયમ આદિ અનેકવિધ તપસ્યાથી પોતાના આત્માને ભાવિત કરતા થકા વિચરવા લાગ્યા. અરિહંત ભગવાન અરિષ્ટનેમિએ હવે દ્વારિકા નગરીના નંદન વનમાંથી વિહાર કર્યો અને અન્ય જનપદોમાં વિચરવા લાગ્યા.

१० तए णं से गोयमे अणगारे अण्णदा कदाइ जेणेव अरहा अरिट्ठनेमी तेणेव उवागच्छइ, उवागच्छित्ता अरहं अरिट्ठनेमिं तिक्खुत्तो आयाहिणं पयाहिणं करेइ, करित्ता वंदइ नमंसइ, वंदित्ता नमंसित्ता एवं वयासी–

इच्छामि णं भंते! तुब्भेहिं अब्भणुण्णाए समाणे मासियं भिक्खुपडिमं उवसंपज्जित्ताणं विहरित्तए, एवं जहा खंदओ तहा बारस भिक्खुपडिमाओ फासेइ, फासित्ता गुणरयणं पि तवोकम्मं तहेव फासेइ निरवसेसं जहा खंदओ तहा चिंतइ, तहा आपुच्छइ तहा थेरेहिं सद्धिं सेत्तुंजं दुरूहइ, मासियाए सलेहणाए बारसवरिसाइं परियाए जाव सिद्धे।

૧૦–તપસ્યા અને શાસ્ત્રસ્વાધ્યાયમાં તત્પર ગૌતમ અણગાર એક દિવસ જ્યાં અરિહંત ભગવાન અરિષ્ટનેમિ બિરાજમાન હતા ત્યાં ગયા. ત્યાં જઈ અરિહંત ભગવાન અરિષ્ટનેમિને તિક્ખુત્તો આયાહિણ પયાહિણં કરીને (વિધિપૂર્વક) વંદન કર્યા. નમસ્કાર કરીને તેણે ભગવાનને આ પ્રમાણે કહ્યું–

"ભગવન્! જો આપ આજ્ઞા આપો તો મારી ભાવના છે કે હું માસિક (એક મહિનાની) ભિક્ષુ–પ્રતિમાની આરાધના કરું" ભગવાન પાસેથી આજ્ઞા પ્રાપ્ત કરી તેઓ સાધનામાં લીન બન્યા. ભગવતી સૂત્રમાં સ્કંધક મુનિનું વર્ણન આવે છે જેવી રીતે તેણે બાર ભિક્ષુની પ્રતિમાઓ* તેમજ ગુણરત્ન સંવત્સર તપની આરાધના કરેલી હતી તેવી જ રીતે ગૌતમ અણગારે ભિક્ષુની બાર પ્રતિમાઓ તેમજ ગુણરત્ન સંવત્સર તપની આરાધના કરી. મનન કર્યું, ચિંતન કર્યું, અધ્યયન કર્યું. સ્થવિર મુનિરાજો સાથે શત્રુંજય પર્વત પર જઈને એક માસના સંથારા દ્વારા બાર વર્ષ સુધી દીક્ષા પર્યાય પાળી અંતમાં સિદ્ધ થયા.

११- एवं खलु जंबू! समणेणं जाव संपत्तेणं अट्ठमस्स अंगस्स अंतगडदसाणं पढमवग्ग-पढम-अज्झयणस्स अयमट्ठे पण्णत्ते। एवं जहा गोयमे तहा सेसा वण्हीपिया

૧૧–સુધર્મા સ્વામી પોતાના શિષ્ય જંબૂને કહે છે કે હે જંબૂ! નિર્વાણ પામેલા શ્રમણ ભગવાન મહાવીરે આઠમા અંગ અંતગડ સૂત્રનાં પ્રથમ વર્ગના પ્રથમ અધ્યયનનો આ અર્થ કહેલ છે

* પ્રતિમાઓ તથા ગુણરત્ન સંવત્સર આદિ તપસ્યાઓ માટે જુઓ પરિશિષ્ટ

धारिणी माता, समुद्दे, सागरे, गंभीरे, थिमिए, अयले, कंपिल्ले, अक्खोभे, पसेणति, विण्हुए, एए एगगमा। पढमो वग्गो, दस अज्झयणा पण्णत्ता।

જેવી રીતે ગૌતમકુમારનુ વર્ણુન કરેલ છે તે જ પ્રમાણે બાકીના સમુદ્ર, સાગર, ગંભીર, સ્તિમિત, અચલ, કાંપિલ્ય, અક્ષોભ, પ્રસેનજિત અને વિષ્ણુ, આ નવ અધ્યયનોનો અર્થ પણ સમજી લેવો જોઇએ. બધાનાં પિતા મહારાજા વિષ્ણુ હતા માતા ધારિણી હતી બધાનું વર્ણુન એક સરખુ છે આ પ્રમાણે દશ અધ્યયનોનાં સમુદાય રૂપ પ્રથમ વર્ગનું વર્ણુન કરેલ છે.



# બીજો વર્ગ

१- जइ णं दोच्चस्स वग्गस्स उक्खेवओ। तेणं कालेणं तेणं समएणं बारवतीए णगरीए वण्हीपिया धारिणी माया--

अक्खोभसागरे खलु समुद्द
हिमवंत अचलनामे य।
धरणे य पूरणे वि य
अभिचन्दे चेव अट्ठमते ॥

૧–બીજા વર્ગનો ઉત્ક્ષેપ પૂર્વવત્ સમજી લેવો. અર્થાત્ જંબૂસ્વામીએ પ્રશ્ન કર્યો– ભતે! શ્રમણ ભગવાન મહાવીરે બીજા વર્ગનો શું અર્થ કહ્યો છે? ત્યારે સુધર્મા સ્વામી ઉત્તર આપે છે– હે જબૂ! તે કાળે અને તે સમયે દ્વારિકા નામની નગરી હતી ત્યાં મહારાજા અંધકવિષ્ણુ રાજ્ય કરતા હતા. રાણીનુ નામ ધારિણી દેવી હતુ તેને આઠ પુત્રો હતાઃ (૧) અક્ષોભકુમાર (૨) સાગરકુમાર (૩) સમુદ્ર કુમાર (૪) હિમવન્ત કુમાર (૫) અચલકુમાર (૬) ધરણકુમાર (૭) પૂર્ણકુમાર (૮) અને અભિચંદ્રકુમાર

२- जहा पढमो वग्गो तहा सव्वे अट्ठ अज्झयणा गुणरयणतवोकम्मं सोलसवासाइं परिआओ। सेत्तुंजे मासियाए संलेहणाए सिद्धो।

૨– જેવી રીતે પ્રથમ વર્ગમાં ગૌતમકુમારનુ વર્ણન કરેલ છે તેવી જ રીતે પ્રસ્તુત આઠ અધ્યયનોનુ વર્ણન પણ સમજી લેવું જોઇએ. આ કુમારોએ પણ "ગુણરત્ન સંવત્સર" તપની આરાધના કરી અને ૧૬ વર્ષ સુધી સંયમ પાળી અંતમાં શત્રુંજય પર્વત ઉપર એક માસની સંલેખના કરી સિદ્ધપદને પ્રાપ્ત થયા



# ત્રીજો વર્ગ

## ૧-૯ અધ્યયન

તૃતીય વર્ગમાં તેર જીવન ચરિત્રોનુ વર્ણન પ્રસ્તુત કરતાં સૂત્રકાર ભૂમિકા રૂપમાં કહે છે:

१- जइ णं तच्चस्स उक्खेवओ। एवं खलु जंबू! तच्चस्स वग्गस्स अंतगडदसाणं तेरस अज्झयणा पण्णत्ता, तंजहा—

१-अणीयसे, २-अणंतसेणे, ३-अणिहय, ४-विऊ, ५-देवजसे, ६-सत्तुसेणे, ७-सारणे, ८-गए, ९-सुमुहे, १०-दुम्मुहे, ११-कूवए, १२-दारुए, १३-अणादिट्ठी।

૧- જમ્બૂ સ્વામી સુધર્મા સ્વામીને નિવેદન કરવા લાગ્યા—હે ભગવન્! શ્રમણ યાવત્ મોક્ષપ્રાપ્ત મહાવીર સ્વામીએ જો અંતગડદશાંગના બીજા વર્ગનો આ અર્થ કહેલ છે તો અંતગડ સૂત્રના ત્રીજા વર્ગનો શું અર્થ પ્રતિપાદન કરેલ છે? આ પ્રશ્નનો ઉત્તર આપતા સુધર્મા સ્વામી કહેવા લાગ્યા:—

જમ્બૂ! શ્રમણ ભગવાન યાવત્ મોક્ષપ્રાપ્ત મહાવીર સ્વામીએ અંતગડ સૂત્રના ત્રીજા વર્ગના તેર અધ્યયનો કહ્યા છે: જેમકે—(૧) અનિયસ કુમાર (૨) અનન્તસેનકુમાર (૩) અનિહત કુમાર (૪) વિદ્વતકુમાર (૫) દેવયશકુમાર (૬) શત્રુસેનકુમાર (૭) સારણકુમાર (૮) ગજ કુમાર (૯) સુમુખકુમાર (૧૦) દુર્મુખકુમાર (૧૧) કૂપકકુમાર (૧૨) દારૂકકુમાર (૧૩) અનાદૃષ્ટિકુમાર

२- जइ णं भंते! समणेणं जाव संपत्तेणं तच्चस्स वग्गस्स अंतगडदसाणं तेरस अज्झयणा पण्णत्ता, तच्चस्स णं भंते! वग्गस्स पढम-अज्झयणस्स अंतगडदसाणं के अट्ठे पण्णत्ते?

एवं खलु जंबू! तेणं कालेणं तेणं समएणं भद्दिलपुरे णामं नगरे होत्था, वण्णओ। तस्स णं भद्दिलपुरस्स उत्तरपुरच्छिमे दिसिभाए सिरिवणे णामं उज्जाणे होत्था वण्णओ। जितसत्तू राया। तत्थ णं

૨- જંબૂ- ભગવન્! શ્રમણ યાવત્ મોક્ષપ્રાપ્ત ભગવાન મહાવીર સ્વામીએ જો અંતગડ સૂત્રનાં તેર અધ્યયનો પ્રરૂપ્યા છે, તો ભગવન! શ્રમણ યાવત્ મોક્ષપ્રાપ્ત ભગવાન મહાવીર સ્વામીએ અંતગડ સૂત્રના ત્રીજા વર્ગના પ્રથમ અધ્યયનનો શુ અર્થ પ્રતિપાદન કરેલ છે?

સુધર્મા સ્વામી:- હે જમ્બૂ! તે કાળે અને તે સમયે ભદ્દિલપુર નામનુ નગર હતું. તેના ઇશાન ખુણામાં શ્રીવન નામનું એક ઉદ્યાન હતું. વર્ણક— તેનુ વર્ણન ઉવવાઇ સૂત્ર પ્રમાણે જાણવુ. તે નગરમાં મહારાજા જિતશત્રુ રાજ્ય કરતા હતા.

भद्दिलपुरे णयरे नागे नामं गाहावती होत्था । अड्ढे०। तस्स णं नागस्स गाहावतिस्स सुलसा नामं भारिया होत्था। सुमाला जाव सुरूवा ।

તેજ નગરમાં નાગ નામનો એક ગાથાપતિ રહેતો હતો. તે ઘણો ધનવાન અને તેજસ્વી હતો. તે ગાથાપતિ (ગૃહપતિ) ને સુલસા નામની એક પત્ની હતી. સુલસા અત્યંત સુકોમળ યાવત્ સ્વરૂપવતી હતી.

३- तस्स णं नागस्स गाहावतिस्स पुत्ते सुलसाए भारियाए अत्तए अणीयसे नामं कुमारे होत्था । सुमाले जाव सुरूवे। पंचधातीपरिक्खित्ते, तंजहा—खीरधाती जहा दढपइण्णे जाव गिरि० सुहं परिवड्ढइ । ततेणं तं अणीयसं कुमारं सातिरेग अट्ठवासजायं अम्मापियरो कलायरिय जाव भोगसमत्थे जाते यावि होत्था। तते णं तं अणीयसं कुमारं उम्मुक्कबालभावं जाणेत्ता अम्मापियरो सरि० जाव बत्तीसाए इब्भवरकन्नगाणं एगदिवसे पाणिं गेण्हावेंति ।

૩– તે નાગ ગૃહપતિનો પુત્ર અને સુલસા ભાર્યાનો આત્મજ (ઉદરજાત) અનિયસ નામનો પુત્ર હતો. તે પણ ઘણો કોમળ અને સ્વરૂપવાન હતો. ક્ષીરધાત્રી-આદિ પાંચ ધાવમાતાઓ દ્વારા તે પરિરક્ષિત હતો. તેનું બધું જીવન દૃઢપ્રતિજ્ઞની જેમ સમજી લેવુ જોઈએ તે ગિરિ ગુફામાં ઉત્પન્ન થતી ચંપકલતાની જેમ દિન-પ્રતિદિન વૃદ્ધિ પામતો અનીયસ કુમાર જ્યારે આઠ વર્ષથી કંઈક-થોડો વધારે મોટો થયો ત્યારે માતા-પિતાએ તેને ભણાવવા માટે કલાચાર્ય પાસે મોકલ્યો. વિદ્યા પ્રાપ્ત કર્યા પછી અને બાલભાવને (બાળક બુદ્ધિને) છોડીને જ્યારે અનિયસકુમાર ભોગ ભોગવવાને યોગ્ય થઈ ગયો ત્યારે માતાપિતાએ તેનાં અનુરૂપ બત્રીશ શ્રેષ્ઠ કન્યાઓ સાથે એક જ દિવસે લગ્ન કર્યાં.

४- तते णं से नागे गाहावती अणीयसस्स कुमारस्स इमं एयारूवं पीतिदाणं दलयति। तं जहा-बत्तीसं हिरण्णकोडीओ जहा महब्बलस्स जाव उप्पिं पासा० फुट्ट० विहरइ ।

૪– લગ્ન પછી તે નાગ ગાથાપતિએ અનિયસ કુમારને પ્રીતિદાન દેતી સમયે બત્રીસ કરોડ ચાંદીના સિક્કા તેમજ અન્ય બત્રીશ પ્રકારની અનેક વસ્તુઓ આપી જેવી રીતે મહાબલ કુમાર મહેલોમાં નાટક જોતાં આનંદમય જીવન વ્યતીત કરે છે તેવી રીતે અનિયસકુમાર પણ સાંસારિક વૈષયિક આનંદ ભોગવતો જીવન વ્યતીત કરવા લાગ્યો.

तेणं कालेणं तेणं समएणं अरहा अरिट्ठनेमी जाव समोसढे, सिरिवणे उज्जाणे। जहा जाव विहरइ । परिसा णिग्गया ।

તે કાળે અને સમયમાં શ્રીવન નામના ઉદ્યાનમાં ભગવાન અરિષ્ટનેમિ પધાર્યા. જનતા તેમનો ધર્મોપદેશ સાંભળવા ઉદ્યાનમાં ગઈ અને ધર્મોપદેશ સાંભળી પાછી ફરી

तते णं तस्स अणीयसस्स तं महा० जहा गोयमे तहा नवरं सामाइयमातियाइं चउद्दस पुव्वाइं अहिज्जइ । वीसं वासाति

ભગવાનના દર્શન કરવા અનિયસકુમાર પણ આવ્યો તેણે પણ ભગવાનનું પ્રવચન સાંભળ્યું

परिताओ। सेसं तहेव जाव सेत्तुंजे पव्वते मासियाए संलेहणाए जाव सिद्धे।

અને પ્રવચનના પ્રભાવથી તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો. અંતમાં ગૌતમકુમારની જેમ તે ભગવાન પાસે દીક્ષિત થઈ ગયો. દીક્ષિત થઈ ગયા પછી તેમણે સામાયિકથી લઇ ચૌદ પૂર્વોનું અધ્યયન કર્યું. વીસ વર્ષ દીક્ષાનું પાલન કર્યું. અંત સમયે એક માસના સંલેખના દ્વારા શત્રુંજય પર્વત પર મુક્તિ પામ્યા

५- एवं खलु जंबू ! समणेणं अट्ठमस्स अंगस्स अंतगडदसाणं तच्चस्स वग्गस्स पढम अज्झयणस्स अयमट्ठे पण्णत्ते।

एवं जहा अणीयसे एवं सेसा वि अणंतसेणे जाव सत्तुसेणे छअज्झयणा एक्कगमा। बत्तीसदो दाओ। वीसं वासा परियाओ। चउद्दस पुव्वाइं अहिज्जंति। सेत्तुंजे सिद्धा।

૫–આ પ્રમાણે હે જંબૂ! શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ આઠમા અંગ અંતગડના તૃતીય વર્ગના પ્રથમ અધ્યયનનો અર્થ પ્રતિપાદન કરેલ છે.

આવી રીતે અનન્તસેનથી લઈને શત્રુસેન કુમાર સુધીના છ અધ્યયનોનું વર્ણન પણ જાણી લેવું જોઈએ. બધાના લગ્ન બત્રીશ–બત્રીશ શ્રેષ્ઠ કન્યાઓ સાથે થયા હતા અને બધાને બત્રીશ બત્રીશ કરોડ અને બત્રીશ-બત્રીશ વસ્તુઓ આપી હતી. વીસ વર્ષ સુધી સંયમનું પાલન કર્યું. અને ચૌદ પૂર્વોનું અધ્યયન કર્યું હતું. અંતમાં એક માસની સલેખના કરી શત્રુજય પર્વત પર અનન્તસેન આદિ પાંચે સિદ્ધગતિએ પામ્યા



## સાતમુ અધ્યયન

१- तेणं कालेणं तेणं समएणं बारवतीए नयरीए जहा पढमे नवरं वसुदेवे राया धारिणी देवी। सीहो सुमिणे। सारणे कुमारे। पन्नासतो दातो, चउद्दस पुव्वा। वीसं वासा परितात्रो। सेसं जहा गोयमस्स जाव सेत्तुंजे सिद्धे।

૧- તે કાળે અને તે સમયે દ્વારિકા નગરી હતી. તેમાં વસુદેવ રાજા રાજ્ય કરતા હતા. તેની રાણીનું નામ ધારિણી દેવી હતું. તેણે ગર્ભવતી થયા પછી કોઈ વાર સ્વપ્નમાં સિંહ જોયો. યથા સમયે બાળકનો જન્મ થયો. તેનું નામ સારણકુમાર રાખ્યું. ૫૦ કન્યાઓ સાથે તેના લગ્ન થયા. પિતાએ ૫૦-૫૦ વસ્તુ આણામાં આપી. ત્યાર પછી ભગવાનની દેશના સાંભળી દીક્ષિત થયા. ચૌદ પૂર્વોનું અધ્યયન કર્યું. વીસ વર્ષનો દીક્ષાપર્યાય પાળી શત્રુંજય પર્વત પર એક માસની સંલેખના કરી સિદ્ધ ગતિ પામ્યા. સારણ કુમારનું બાકીનું વર્ણન ગૌતમકુમારની જેમ સમજી લેવું જોઈએ.



# આઠમુ અધ્યયન

१- जइ णं उक्खेवओ अट्ठमस्स ।
एवं खलु जंबू ! तेणं कालेणं तेणं समएणं बारवतीए नयरीए जहा पढमे जाव अरहा अरिट्ठनेमी सामी समोसढे ।

૧– આઠમા અધ્યયનનો ઉત્ક્ષેપ પૂર્વવત્ સમજી લેવો જોઈએ

આ પ્રમાણે હે જંબૂ! તે કાળે અને તે સમયે દ્વારિકા નામની નગરી હતી. પહેલાની જેમ તે નગરીની બહાર ઉદ્યાનમાં અરિહંત અરિષ્ટનેમિ પધાર્યા.

२- तेणं कालेणं तेणं समएणं अरहतो अरिट्ठनेमिस्स अन्तेवासी छ अणगारा भायरो सहोदरा होत्था । सरिसया सरित्तया सरिव्वया नीलुप्पलगवलगुलियअयसिकुसुमप्पगासा, सिरिवच्छंकियवच्छा, कुसुम-कुंडल-भद्दालया नलकूब्बरसमाणा ।

तते णं ते छ अणगारा जं चेव दिवसं मुंडे भवेत्ता अगाराओ अणगारियं पव्वतिया तं चेव दिवसं अरहं अरिट्ठनेमिं वंदंति, नमंसंति, वंदित्ता नमसित्ता एवं वयासी—इच्छामो णं भंते ! तुब्भेहिं अब्भणुण्णाया समाणा जावज्जीवाए छट्ठंछट्ठेणं अणिक्खित्तेणं तवकम्मसंजमेणं अप्पाणं भावेमाणे विहरित्तते ।

अहासुहं देवाणुप्पिया ! मा पडिबंधं करेह।

तते णं छ अणगारा अरहया अरिट्ठनेमिणा अब्भणुण्णाया समाणा जावज्जीवाए छट्ठं छट्ठेणं जाव विहरंति ।

तते णं छ अणगारा अण्णया कयाइं छट्ठक्खमणपारणयंसि पढमाए पोरिसीए सज्झायं करेंति जहा गोयमो जाव

૨– તે કાળે અને તે સમયે અર્હંત અરિષ્ટનેમિ ભગવાનના છ શિષ્યો સહોદર–સગા ભાઈ હતા. તેઓ સમાન હતા તેઓની ત્વચા અને આયુષ્ય પરસ્પર એકબીજાના સરખા પ્રતીત થતા હતા. તેઓનો વર્ણ નીલકમલ જેવો, ભેંસના શિંગડા જેવો અને અળસીનાં ફૂલ જેવો નીલ હતો. તેનુ વક્ષસ્થળ શ્રીવત્સના ચિહ્નથી ચિહ્નિત હતુ. તેઓનાં માથાનાં વાળ પુષ્પ જેવા કોમળ અને કુંડળની જેમ વાંકડીયા હતા. તેઓ વૈશ્રમણ દેવના પુત્રની જેમ પ્રતીત થતા હતા.

આ છએ ભાઈઓ જે દિવસે અર્હંત અરિષ્ટનેમિ પાસે ઘર છોડી દીક્ષિત થયા તેજ દિવસે ભગવાનનાં ચરણ–કમલમાં વંદન નમસ્કાર કરી કહેવા લાગ્યા–ભગવન! જો આપશ્રી આજ્ઞા કરો તો અમારી ભાવના છે કે અમે જીવન પર્યંત નિરન્તર છઠ-છઠ ભકત કરીને આત્માને સંયમ અને તપથી ભાવિત કરતા થકા વિચરીએ

પોતાનાં શિષ્યોની આવી વિનયયુકત–પ્રાર્થના સાંભળી ભગવાન બોલ્યા:–હે દેવાનુપ્રિયો! જેમ તમને સુખ ઊપજે તેમ કરો. શુભ કાર્યમાં વિલંબ ન કરો

આ પ્રમાણે ભગવાનની આજ્ઞા મળી જવા પર છએ ભાઈઓ જીવનપર્યંત નિરન્તર ષષ્ઠ-ભકત કરતા થકા આત્માની સાધના કરવા લાગ્યા

इच्छामो णं छट्ठक्खमणस्स पारणाए तुब्भेहिं अब्भणुण्णाया समाणा तिहिं संघाडएहिं बारवतीए नयरीए जाव अडित्तए । अहासुहं देवाणुप्पिया ।

ત્યારપછી તે છએ અણગાર એકદા છઠ્ઠના પારણાના દિવસે પ્રથમ પ્રહરમાં સ્વાધ્યાય કરે છે. બીજા પ્રહરમાં ધ્યાન કરે છે અને ગૌતમ અણગારની જેમ ચર્યા કરતા થકા ભગવાન અરિષ્ટનેમિને કહે છે:-ભગવન ! આજે છઠ્ઠના પારણે આપની અનુજ્ઞાથી અમે છએ ભાઈઓ ત્રણ સંઘાડામાં દ્વારિકા નગરીમાં ભિક્ષા માટે નીકળીએ ભગવાન અરિષ્ટનેમિએ અનુમતિ આપી-દેવાનુપ્રિયો ! જેમ તમને સુખ ઊપજે તેમ કરો.

तते णं ते छ अणगारा अरहया अरिट्ठनेमिणा अब्भणुण्णाया समाणा अरहं अरिट्ठनेमिं वंदंति, णमंसंति, वंदित्ता, णमंसित्ता अरहतो अरिट्ठनेमिस्स अन्तियाओ सहसंबवणाओ पडिनिक्खमंति २ त्ता तिहिं संघाडएहिं अतुरिया जाव अडंति ।

ભગવાન અરિષ્ટનેમિની આજ્ઞા પ્રાપ્ત કરીને અરિહંત અરિષ્ટનેમિ ભગવાનને વંદન કરે છે, નમસ્કાર કરે છે, વંદન નમસ્કાર કરીને અરિહંત અરિષ્ટનેમિ ભગવાન પાસેથી સહસ્રામ્ર નામના વનમાંથી નીકળે છે. નીકળીને ત્રણ સંઘાડામાં (વિભકત થઈને) શીઘ્રતા અને ચપળા વગર યાવત્ દ્વારિકા નગરીમાં ભિક્ષા માટે ફરે છે.

३- तत्थ णं एगे संघाडए बारवतीए नयरीए उच्चनीयमज्झिमाइं कुलाइं घरसमुदाणस्स भिक्खायरियाए अडमाणे अडमाणे वसुदेवस्स रण्णो देवतीए देवीए गेहे अणुपविट्ठे, तते णं सा देवती देवी ते अणगारे एज्जमाणे पासति, पासित्ता हट्ठ जाव हियया आसणातो अब्भुट्ठेति, अब्भुट्ठित्ता सत्तट्ठपयाइं तिक्खुत्तो आयाहिणपयाहिणं करेति, करित्ता वंदति, णमंसति, वंदित्ता णमंसित्ता जेणेव भत्तघरे तेणेव उवागया, सीहकेसराणं मोयगाणं थालं भरेति ते अणगारे पडिलाभेति, वंदति, णमंसति वंदित्ता, णमंसित्ता पडिविसज्जेइ ।

૩- ત્રણે સંઘાડામાંથી એક સંઘાડાના બે મુનિઓ દ્વારિકા નગરીના સધન, નિર્ધન તેમજ મધ્યમ ઘરોમાં વચ્ચે આવેલા ઘરોને મૂકયા વગર ગૌચરી માટે ફરતા થકા મહારાજા વસુદેવની રાણી દેવકી દેવીનાં ઘરમાં પધાર્યા ત્યારે દેવકી દેવી ઘરમાં આવતા મુનિઓને જુએ છે. જોઇને હૃદયથી પ્રસન્ન થાય છે. (અત્યંત આનંદ પામે છે) યાવત્ આસન ઉપરથી ઊઠે છે ઊઠીને સાત-આઠ પગલા સામે જઈને ત્રણવાર દક્ષિણ બાજુએથી (જમણી-બાજુએથી) પ્રદક્ષિણા કરે છે. પ્રદક્ષિણા કરીને વંદના કરે છે, નમસ્કાર કરે છે. વંદના નમસ્કાર કરીને જ્યાં રસોડુ હતુ ત્યાં આવી આવીને સિંહ કેસર (સિંહનાં કેશ જેવા બૂંદીથી બનાવેલ) લાડવાનો થાળ ભરે છે થાળ ભરીને તે સાધુઓને વહોરાવે છે. ત્યાર પછી વંદના નમસ્કાર કરે છે વંદના-નમસ્કાર કરીને મુનિઓને વિદાય આપે છે.

४- तदाणंतरं च णं दोच्चे संघाडए वारवतीए उच्च जाव विसज्जेइ ।

४– ત્યાર પછી બીજો સંઘાડો દ્વારિકા નગરીના સધન, નિર્ધનાદિ ઘરોમાં યાવત્ ગૌચરી કરતા થકા દેવકીના ઘરમાં પધાર્યા. દેવકી તેઓને પણ સિંહકેસરીયા લાડુ વહોરાવીને વિદાય કરે છે

५- तदाणंतरं च णं तच्चे संघाडए बारवतीए नयरीए उच्च नीय जाव पडिलाभेइ, पडिलाभित्ता एवं वयासी–

किण्णं देवाणुप्पिया ! कण्हस्स वासुदेवस्स इमीसे बारवतीए नयरीए नवजोयणवित्थिण्णाए पच्चक्खदेवलोगभूताए समणा निग्गंथा उच्चनीय जाव अडमाणा भत्तपाणं णो लभंति, जन्नं ताइं चेव कुलाइं भत्तपाणाए भुज्जो भुज्जो अणुप्पविसंति ?

૫– ત્યાર પછી તે સાધુઓનો ત્રીજો સંઘાડો દ્વારિકા નગરીના સાધારણ–અસાધારણ તેમજ મધ્યમ શ્રેણીના ઘરોમાં ભિક્ષા માટે ફરતાં–ફરતાં દેવકી દેવીના ઘેરે આવ્યા. દેવકીદેવી તેઓને પણ વહોરાવે છે. વહોરાવ્યા પછી તે આ પ્રમાણે બોલી–

દેવાનુપ્રિયો ! કૃષ્ણ વાસુદેવની આ દ્વારિકા નગરી નવ યોજન પહોળી અને બાર યોજન લાંબી છે પ્રત્યક્ષ દેવલોક જેવી છે. (છતાં) સાધારણ–અસાધારણ તેમજ મધ્યમ શ્રેણીનાં લોકોના ઘરોમાં ભ્રમણ કરતા થકા શ્રમણ નિર્ગ્રંથોને શું આહાર–પાણી મળતું નથી? જેનાથી શ્રમણોને આહાર પાણી માટે વારવાર એકજ ઘરે (તેને તે જ ઘરોમાં) આવવુ પડે છે?

६- तते तं ते अणगारा देवतीं देवीं एवं वयासी–नो खलु देवाणुप्पिए ! कण्हस्स वासुदेवस्स इमीसे बारवतीए नयरीए जाव देवलोगभूयाए समणा निग्गंथा उच्चनीय जाव अडमाणा भत्तपाणं नो लभंति, नो चेव णं ताइं ताइं कुलाइं दोच्चंपि भत्तपाणाए अणुप्पविसन्ति ।

एवं खलु देवाणुप्पिए ! अम्हे भद्दिलपुरे नयरे नागस्स गाहावतिस्स पुत्ता सुलसाए भारियाए अत्तया छ भायरो सहोदरा सरिसया जाव नलकूब्बरसमाणा अरहओ अरिट्ठनेमिस्स अंतिए धम्मं सोच्चा संसार-भउव्विग्गा भीया जम्मण-मरणाणं मुंडा जाव पव्वइया । तते णं अम्हे जं

૬– ત્યારપછી તે મુનિઓ દેવકી દેવીને જવાબ આપતા આ પ્રમાણે બોલ્યા:

દેવાનુપ્રિયે! કૃષ્ણ વાસુદેવની નગરી ઘણી વિશાળ છે અને દેવલોક સમાન છે. ભિક્ષા માટે ભ્રમણ કરતાં શ્રમણો, સાધુઓને આહાર પાણી નથી મળતું એમ નથી. અને એમ પણ નથી કે સાધુઓ તેને તેજ ઘરોમાં બે વાર અથવા ત્રણ વાર પ્રવેશ કરતા હોય.

દેવાનુપ્રિયે! વાસ્તવમાં વાત એમ છે કે અમે ભદ્દિલપુર નગરનાં નિવાસી નાગ ગૃહપતિના પુત્ર છીએ, તેની સુલસા નામક ધર્મપત્નીના આત્મજ (પુત્રો) છીએ. અમે, છએ સહોદર ભાઈઓ છીએ. એક સરખી આકૃતિવાળા છીએ, યાવત્ વૈશ્રમણ દેવના પુત્ર જેવા છીએ. અરિહંત અરિષ્ટનેમિ પાસેથી ધર્મ સાંભળીને અમે સંસા-

चेव दिवसं पव्वतिता तं चेव दिवसं अरहं अरिट्ठनेमिं वंदामो नमंसामो, वंदित्ता, नमंसित्ता इमं एयारूवं अभिग्गहं अभिगेण्हामो–इच्छामो णं भंते ! तुब्भेहिं अब्भणुण्णाया समाणा जाव अहासुहं देवाणुप्पिया ! तते णं अम्हे अरहतो अब्भणुण्णाया समाणा जावज्जीवाए छट्ठंछट्ठेणं जाव विहरामो। तं अम्हे अज्ज छट्ठक्खमण-पारणयंसि पढमाए पोरिसीए जाव अडमाणा तव गेहे अणुप्पविट्ठा, तं नो खलु देवाणुप्पिए ! ते चेव णं अम्हे, अम्हे णं अन्ने, देवतिं देविं एवं वदंति, वइत्ता जामेव दिसं पाउब्भूया तामेव दिसं पडिगता।

રના ભયથી ઉદ્વિગ્ન બન્યા. જન્મ અને મરણથી ભયભીત થયા યાવત્ મુંડિત થઈને દીક્ષિત થઇ ગયા. ત્યાર પછી અમે જે દિવસે દીક્ષિત થયા તે જ દિવસે અરિહંત અરિષ્ટનેમિને વંદન નમસ્કાર કરીને તેમની સામે આવા પ્રકારનો અભિગ્રહ ગ્રહણ કર્યો–હે ભગવન ! જો આપની આજ્ઞા હોય તો અમારી ભાવના જીવન પર્યંત નિરન્તર ષષ્ઠ ભકત કરવાની છે યાવત્ ભગવાને કહ્યુ–હે દેવાનુપ્રિયો ! તમને જેમ સુખ ઊપજે તેમ કરો આ પ્રમાણે અરિહત ભગવાન અરિષ્ટનેમિની આજ્ઞા મળી જવાથી અમે એ ષષ્ઠભકત તપ આરંભ કર્યો અને તેનુ પાલન કરી રહ્યા છીએ. આજે અમારે છઠનું પારણું હતું. પહેલા પહોરમાં અમે સ્વાધ્યાય કર્યો, બીજા પહોરમાં ધ્યાન કર્યું ત્રીજા પહોરમાં અમે છએ ભાઈઓ ત્રણ ટોળી બનાવી છઠનાં પારણા નિમિત્તે ગોચરી માટે દ્વારિકા નગરીના સાધારણ–અસાધારણ આદિ બધા ઘરોમાં ભ્રમણ કરતાં આપનાં ઘરે આવી ગયા છીએ તેથી હે દેવાનુપ્રિયે ! (જે તમારે ઘરે પહેલા આવી ગયા છે) તે અમે નથી. અમે બીજા છીએ. આ પ્રમાણે દેવકી દેવીને પોતાની વાત કહી જે દિશામાંથી બંને મુનિ આવ્યા હતા તે જ દિશામાં પાછા ચાલ્યા ગયા.

७- तीसे देवतीए देवीए अयमेयारूवे अज्झत्थिए० समुप्पण्णे, एवं खलु अहं पोलासपुरे नगरे अतिमुत्तेणं कुमारसमणेणं बालत्तणे वागरिता-तुमण्णं देवाणुप्पिए ! अट्ठ पुत्ते पयाइस्ससि, सरिसए जाव नलकूब्बरसमाणे, नो चेव णं भरहे वासे अन्नातो अम्मयातो तारिसए पुत्ते पयाइस्सइ तं णं मिच्छा, इमं णं पच्चक्खमेव दिस्सइ भरहे वासे अन्नातो वि अम्मयातो एरिसे जाव पुत्ते पयायाओ।

૭– મુનિઓ ચાલ્યા ગયા પછી દેવકી દેવીનાં મનમાં આવા પ્રકારનો આધ્યાત્મિક (આત્મગત) માનસિક સંકલ્પ ઉત્પન્ન થયો કે મને પોલાસપુર નગરમાં અતિમુકતકુમાર શ્રમણે બાલ્યાવસ્થામાં કહ્યું હતુ કે–દેવાનુપ્રિયે ! તું વૈશ્રમણ કુમાર જેવા અને સમાન આકૃતિ અને વર્ણવાળા આઠ એવા પુત્રોને જન્મ આપીશ કે ભારત વર્ષમાં બીજી માતા આવા પ્રકારના પુત્રોને જન્મ નહીં આપે, તે કથન તો મિથ્યા થયુ કારણ કે આ પ્રત્યક્ષ દેખાઈ રહ્યુ છે કે ભારત વર્ષમાં અન્ય માતાઓએ પણ એવા પ્રકારના પુત્રોને

तं गच्छामि णं अरहं अरिट्ठनेमिं वंदामि नमंसामि, वंदित्ता, णमंसित्ता इमं च णं एयारूवं वागरणं पुच्छिस्सामित्ति कट्टु एवं सपेहेति, संपेहित्ता कोडुंबियपुरिसे सद्दावेइ, सद्दावित्ता एवं वयासी—लहुकरणप्पवरं जाव उवट्ठवेंति, जहा देवाणंदा जाव पज्जुवासइ ।

જન્મ આપ્યો છે. તો હવે હું અરિહંત અરિષ્ટનેમિ ભગવાન પાસે જાઉં અને તેમને વંદના નમસ્કાર કરીને આ પ્રશ્ન પૂછું. આવો મનમાં વિચાર કરીને દેવકીએ સેવકોને બોલાવ્યા અને તેઓને કહ્યું—જલદી ચાલે તેવા બળદોથી યુક્ત સુસજ્જિત ધર્મ-રથ તૈયાર કરો. આજ્ઞા મળતાં જ સેવકોએ શીઘ્રગામી બળદોથી જોડાયેલ રથને તૈયાર કર્યો જેવી રીતે દેવાનંદા બ્રાહ્મણી ભગવાન મહાવીરના ચરણોમાં ઉપસ્થિત થઈ હતી તેવી રીતે દેવકી દેવી પણ ગઈ અને ઉપાસના કરવા લાગી.

८- ते अरहा अरिट्ठनेमी देवतिं देविं एवं वयासी—से नूणं तव देवती! इमे छ अणगारे पासेत्ता अयमेयारूवे अज्झत्थि० एवं खलु अहं पोलासपुरे नगरे अतिमुत्तेणं तं जाव णिग्गच्छसि, णिग्गच्छित्ता जेणेव ममं अंतियं हव्वमागया, से नूणं देवति! अत्थे समट्ठे ?

૮— અરિહંત અરિષ્ટનેમિ દેવકી દેવીને જોતાં જ બોલ્યા—હે દેવકી! આ છ અણગારોને જોઇને તમારા મનમા આ સંકલ્પ ઉત્પન્ન થયો છે કે મને પોલાસપુર નગરમાં અતિમુક્તકુમારે કહ્યું હતું ઇત્યાદિ યાવત્ (વાસ્તવિક વાત જાણવા માટે) તું ઘરેથી નીકળી ઘણી ઉતાવળથી મારી પાસે આવી છો, શું આ વાત સત્ય છે?

९- हंता अत्थि! एवं खलु देवाणुप्पिए! तेणं कालेणं तेणं समएणं भद्दिलपुरे नगरे नागे नामं गाहावती परिवसइ अड्ढे० । तस्स णं नागस्स गाहावइस्स सुलसा नामं भारिया होत्था । सा सुलसा गाहावइणी बालत्तणे चेव निमित्तिएणं वागरिता—एस णं दारिया णिंदू भविस्सइ । तते णं सा सुलसा बालप्पभितिं चेव हरिणेगमेसी भत्तया यावि होत्था । हरिणेगमेसिस्स पडिमं करेइ, करित्ता कल्लाकल्लि ण्हाता जाव पायच्छित्ता उल्लपडसाडया महरिहं पुप्फच्चणं करेइ, करित्ता जन्नुपायपडिया

૯— દેવકી :—હાં ભગવન્ત સત્ય છે ત્યાર પછી ભગવતે કહ્યુ :—દેવાનુપ્રિયે! તે કાળે અને તે સમયે ભદ્દિલપુર નામક નગરમાં નાગ નામક શેઠ નિવાસ કરતો હતો. તે સમ્પન્ન હતો તે નાગ ગાથાપતિને સુલસા નામની પત્ની હતી તેને બાલ્યાવસ્થામાં કોઇ નૈમિતિકે—જ્યોતિષિએ કહ્યું હતું કે આ છોકરી નિંદુ—જે મરેલા બાળકોને જન્મ આપે તેવી થશે ત્યાર પછી તે સુલસા બાલ્યાવસ્થાથી જ હરિણગમૈષી દેવની ભકિત કરતી હતી તેણે હરિણગમૈષી દેવની મૂર્તિ બનાવી મૂર્તિ બનાવીને હંમેશા સ્નાન કરીને યાવત્ (વિઘ્નને દૂર કરવા માટે) પ્રાયશ્ચિત્ત કરીને ભીનું કપડું અને સાડી પહેરીને પૂજા યોગ્ય ફૂલોથી તેની પૂજા કરતી હતી પૂજા કરી

पणामं करेइ। ततो पच्छा आहारेति वा, नीहारेति वा, वरति वा।

पोતાનાં પાંચ અંગ નમાવીને પ્રણામ કરતી. ત્યાર પછી જ તે આહાર-નિહાર અથવા બીજી ક્રિયાઓ કરતી હતી-

तते णं तीसे सुलसाए गाहावइणीए भत्ति-बहुमाण-सुस्सूसाए हरिणेगमेसी देवे आराहिते यावि होत्था। तते णं से हरिणेगमेसी देवे सुलसाए गाहावइणीए अणुकंपणट्ठयाए सुलसां गाहावइणी तुमं च दोवि सम-उउयाओ करेइ। तते णं तुब्भे दोवि सममेव गब्भे गिण्हह, सममेव गब्भे परिवहह, सममेव दारए पयाहह। तए णं सा सुलसा गाहावइणी विणिहायमावण्णए दारए पयाइति। तते णं हरिणेगमेसी देवे सुलसाए अणुकंपणट्ठाते विणिहायमावण्णए दारए करतलसंपुडेणं गेण्हति, गेण्हित्ता तव अंतियं साहरइ। तं समयं च णं तुमं पि णवण्हं मासाणं० सुकुमालदारए पसवसि। जे वि अ णं देवाणुप्पिए! तव पुत्ता ते वि य तव अंतिआओ करयलसंपुडेणं गेण्हति, गेण्हित्ता सुलसाए गाहावइणीए अंतिए साहरइ। तं तव चेव णं देवइ! एए चेव पुत्ता, णो सुलसाते गाहावइणीए।

ત્યાર પછી સુલસાની ભક્તિ, અત્યંત સત્કાર તેમજ સેવાથી હરિણૃગમૈષી દેવ પ્રસન્ન થઈ ગયો. ત્યાર પછી તે હરિણૃમૈષી દેવે સુલસા શેઠાણી પર અનુકંપા આવવાથી સુલસા શેઠાણીને અને તમને બંનેને સમઋતુવાળા (એક જ સાથે માસિક ધર્મવાળા) કરે છે. પછી તમે બંનેએ એક જ સમયે ગર્ભ ધારણ કર્યો, એક જ સમયે ગર્ભનુ વહન કર્યું, એક જ સમયે બાળકોને જન્મ આપ્યા. પણ સુલસા મરેલા બાળકોને જન્મ આપે છે ત્યારે સુલસા પર દયા લાવીને હરિણૃગમૈષી દેવે તેના બાળકોને પોતાના બંને હાથોમાં ઉપાડીને તમારી પાસે મૂકી દીધા. તે સમયે તમે પણ કંઈક અધિક નવ માસ પસાર થવા પર સુકુમાર બાળકોને જન્મ આપ્યો. હે દેવાનુપ્રિયે! તમારા જે પુત્રો હતા તેઓને તમારી પાસેથી બંને હાથોથી ઊંચકી સુલસા શેઠાણી પાસે મૂકી દીધા. માટે હે દેવકી! આ છએ અણુગાર ખરેખર તમારા જ પુત્રો છે, સુલસા શેઠાણીના નથી.

१०- तते णं सा देवती देवी अरहओ अरिट्ठनेमिस्स अंतिए एयमट्ठं सोच्चा, णिसम्म हट्ठतुट्ठ जाव हियया अरहं अरिट्ठनेमिं वंदति, णमंसति, वंदित्ता णमंसित्ता जेणेव ते छ अणगारा तेणेव उवागच्छइ। ते छप्पि अणगारे वंदति, णमंसति, वंदित्ता णमंसित्ता आगतपण्हुता, पप्फुतलोयणा, कंचुयपडिक्खित्तया, दरियवलयबाहा धाराहय-

૧૦- ત્યારે દેવકી અર્હંત અરિષ્ટનેમિ પાસેથી આ વૃત્તાન્તને સાંભળીને, વિચારીને, ઘણી હર્ષિત થઈ, સંતુષ્ટ થઈ યાવત્ તેનુ હૃદય ખીલી ઊઠ્યુ પછી તેણે અર્હંત અરિષ્ટનેમિને વંદન નમસ્કાર કર્યા. વંદન, નમસ્કાર કરીને જ્યાં છએ મુનિઓ હતા ત્યાં જાય છે જઈને તે છએ સાધુઓને વંદન, નમસ્કાર કરે છે. ત્યાર પછી પ્રગાઢ પુત્ર-સ્નેહને કારણે તેના સ્તનોમાં દૂધ આવી ગયુ. તેની આંખો હર્ષાશ્રુથી છલકાઈ ગઈ. અત્યંત

कलंबपुप्फगं पिव समूससियरोमकूवा ते छप्पि अणगारे अणिमिसाए दिट्ठीए पेहमाणी २ सुचिरं निरिक्खइ, निरिक्खित्ता वंदति णमंसति, वंदित्ता नमंसित्ता जेणेव अरहा अरिट्ठनेमी तेणेव उवागच्छइ, उवागच्छित्ता अरहं अरिट्ठनेमिं तिक्खुत्तो आयाहिणं पयाहिणं करेति, करित्ता वन्दति, णमंसति, वन्दित्ता णमंसित्ता तमेव धम्मियं जाणं दुरूहति, दुरूहित्ता जेणेव वारवती नयरी तेणेव उवागच्छइ, उवागच्छित्ता वारवतिं नयरिं अणुप्पविसति, अणुप्पविसित्ता जेणेव सते गिहे, जेणेव बाहिरिया उवट्ठाणसाला तेणेव उवागच्छइ, उवागच्छित्ता धम्मियाओ जाणप्पवराओ पच्चोरुहइ २ त्ता जेणेव सते वासघरे जेणेव सए सयणिज्जे तेणेव उवागच्छइ, उवागच्छित्ता सयसि सयणिज्जंसि निसीयति ।

હર્ષના કારણે તેની કચુકીના બંધન તૂટી ગયા, હર્ષ અને રોમાંચથી શરીર ફૂલી જવાથી કંકણ ટૂંકા પડવા લાગ્યા, તેના રૂંવાડા મેઘધારાથી આહત થયેલ કદમ પુષ્પની જેમ ખીલી ઊઠયા તે છએ અણગારોને અનિમેષ દૃષ્ટિથી જુએ છે. જોઈને વંદના, નમસ્કાર કરે છે. વંદન, નમસ્કાર કરીને જ્યાં અરિષ્ટનેમિ ભગવાન છે ત્યાં આવે છે. આવીને ત્રણવાર દક્ષિણ બાજુએથી પ્રદક્ષિણા કરે છે. પ્રદક્ષિણા કરીને વદના કરે છે નમસ્કાર કરે છે. વંદન, નમસ્કાર કરીને ધાર્મિક રથ (ધર્મના કાર્યોમાં–ઉપયોગમાં આવનાર રથ) ઉપર સવાર થઈને જ્યાં દ્વારિકા નગરી હતી ત્યાં આવે છે દ્વારિકા નગરીમાં પ્રવેશ કરે છે જ્યાં પોતાનુ ઘર હતું, જ્યાં ઉપસ્થાન શાળા (બેસવાની જગ્યા) હતી ત્યાં જાય છે. રથ ઉપરથી નીચે ઊતરે છે. જ્યાં પોતાનું વાસગૃહ હતું, શય્યા હતી ત્યાં આવે છે. આવીને તે શય્યા પર બેસે છે.

११- तते णं तीसे देवतीते देवीए अयं अब्भत्थिए ४ समुप्पणे-एवं खलु अहं सरिसते जाव नलकूब्बरसमाणे सत्तपुत्ते पयाता, नो चेव णं मए एगस्स वि बालत्तणते समणुभूते, एसवि य णं कण्हे वासुदेवे छण्हं छण्हं मासाणं मम अंतियं पायवंदते हव्वमागच्छइ, तं धन्नातो णं ताओ अम्माओ जासिं मण्णे णियगकुच्छिसंभूतयाइं थणदुद्धलुद्धयाइं-महुर० समुल्लावयाइं मंमणपजंपियाइं थणमूलकक्खदेसभागं अभिसरमाणांति मुद्धयाइं पुणो य कोमलकमलोवमेहि हत्थेहिं गिण्हिऊण

૧૧– ત્યાર પછી દેવકી દેવીના હૃદયમાં આ વિચાર-ચિંતન અભિલાષારૂપ મનોગત સકલ્પ ઉત્પન્ન થયો કે–મેં એક સરખા યાવત્ ધનપતિ કુબેરના પુત્ર જેવા સાત પુત્રોને જન્મ આપ્યો છતાં પણ મેં એકનાય બાલભાવનો અનુભવ ન કર્યો આ કૃષ્ણ વાસુદેવ પણ છ છ મહિના પછી મને પાયવંદન (પગે લાગવા) માટે શીઘ્રતાથી આવે છે ખરેખર ધન્ય છે તે માતાઓ કે જેના પુત્રો પોતાની કુક્ષિમાં ઉત્પન્ન થયા છે, સ્તનના દૂધના લોભી છે, મધુર, તોતડા અને થોડા વચન બોલનાર છે અને કક્ષ ભાગમાં રમણ કરે છે જે મુગ્ધ–સરળ છે જેને માતાએ કમળ જેવા કોમળ હાથોથી ઊચકીને પોતાના ખોળામાં બેસાડેલ

उच्छंगे णिवेसियाइं देंति, समुल्लावते सुमहुरे पुणो पुणो मंजुलप्पभणिते, अहं णं अधण्णा, अपुण्णा अकयपुण्णा एत्तो एक्कतरमवि न पत्ता, ओहय० जाव झियायई ।

છે જે બાળકો માતાઓને મનોહર અને મધુર વચન સંભળાવે છે. પરંતુ હું અધન્ય છુ, પુણ્યહીન છું, મે પૂર્વે કાંઈ પુણ્ય કરેલ નથી કારણકે આવા પુત્રજન્મના સુખોમાંથી એક પણ સુખ મને મળ્યુ નથી, આ પ્રમાણે વિચાર કરીને દેવકી ઉદાસીન મનવાળી અને ચિન્તામગ્ન થઇ ગઇ.

१२- इमं च णं कण्हे वासुदेवे ण्हाते जाव विभूसिते देवतीते देवीए पायवंदते हव्वमागच्छइ । तते णं से कण्हे वासुदेवे देवइं देविं पासइ, पासित्ता देवतीए देवीए पायग्गहणं करेति, करित्ता देवती देविं एवं वयासी--
अण्णदा णं अम्मो ! तुब्भे ममं पासेत्ता हट्ठ जाव भवह, किण्णं अम्मो ! अज्ज तुब्भे ओहय० झियायह ?

૧૨–તે સમયે કૃષ્ણ વાસુદેવ સ્નાન કરીને યાવત્ બધા પ્રકારના વસ્ત્રાભૂષણોથી વિભૂષિત થઇને દેવકી દેવીને પગે લાગવા ઉતાવળથી આવે છે તે કૃષ્ણ વાસુદેવ દેવકી દેવીને જુએ છે જોઇને દેવકી દેવીને ચરણ–વંદન કરે છે ચરણ–વંદન કરીને દેવકી દેવીને આ પ્રમાણે કહે છે –

હે માતા ! પહેલા તો આપ મને જોઈને હર્ષિત થતા હતા પરંતુ હે માતા ! આજે એવું શુ કારણ છે કે જેથી આપ ઉદાસીન યાવત્ ચિંતામગ્ન છો ?

१३- तए णं सा देवती देवी कण्हं वासुदेवं एवं वयासी–एवं खलु अहं पुत्ता ! सरिसए जाव समाणे सत्त पुत्ते पयाया, नो चेव णं मए एगस्सवि बालत्तणे अणुभूते । तुमं पि य णं पुत्ता ! ममं छण्हं छण्हं मासाणं अंतियं पायवन्दते हव्वमागच्छसि । तं धन्नाओ णं ताओ अम्मयाओ जाव झियामि ।

૧૩–ત્યારે તે દેવકી દેવીએ કૃષ્ણ વાસુદેવને કહ્યુ– હે પુત્ર ! મે એક સરખા યાવત્ નળકુબેર જેવા સાત પુત્રોને જન્મ આપ્યો પરંતુ મેં એક પણ બાળકના શૈશવનો અનુભવ કર્યો નથી હે પુત્ર ! તુ પણ છ છ મહિના પછી મારી પાસે પાય-વંદનને માટે ઉતાવળથી આવે છે અને જલદીથી ચાલ્યો જાય છે તેથી હુ વિચારુ છુ કે ધન્ય છે તે માતાઓ જે પોતાના પુત્રોની બાળક્રીડા જુએ છે (પણ મારા ભાગ્યમાં આ સુખનો અભાવ છે તેથી) હું આર્તધ્યાન કરુ છુ

१४- तए णं से कण्हे वासुदेवे देवतिं देविं एवं वयासी--मा णं तुब्भे अम्मो ! ओहय० जाव झियायह । अहण्ण तहा घत्तिस्सामि जहा णं ममं सहोदरे कणीयसे भाउए भविस्सतीति कट्टु देवतिं देविं ताहिं इट्ठाहिं वग्गूहिं समासासेइ, समासासित्ता

૧૪–ત્યાર પછી કૃષ્ણ વાસુદેવે દેવકી દેવીને આ પ્રમાણે કહ્યુ :

હે માતા ! આપ ઉદાસીન ન થાઓ યાવત્ આર્તધ્યાન ન કરો મારે નાનો સહોદર ભાઈ થાય તેવો હુ પ્રયત્ન કરીશ. આ પ્રમાણે કહીને દેવકી દેવીને ઇષ્ટ વચનોથી (મધુર વાણીથી)

ततो पडिनिक्खमइ, पडिनिक्खमित्ता जेणेव पोसहसाला तेणेव उवागच्छइ, उवागच्छित्ता जहा अभओ नवरं ।

हरिणेगमेसिस्स अट्ठमभत्त पगेण्हइ, जाव अंजलिं कट्टु एवं वयासी--इच्छामि णं देवाणुप्पिया ! सहोदरं कणीयसं भाउयं विदिण्णं ।

આશ્વાસન આપ્યું. આશ્વાસન આપી ત્યાંથી તે ચાલ્યા ગયા. અને જ્યાં પૌષધશાળા હતી ત્યાં પહોંચ્યા. ત્યાં પહોંચીને જેવી રીતે અભયકુમાર અઠ્ઠમ કરે છે તેમ તે અઠ્ઠમ તપ કરે છે પરંતુ કૃષ્ણ વાસુદેવના અઠ્ઠમમાં આ વિશેષતા છે.

અભયકુમારે પોતાના મિત્ર દેવની આરાધના કરી હતી. પરંતુ કૃષ્ણે હરિણગમૈષી દેવને લક્ષ કરીને અઠ્ઠમ કર્યો યાવત્ હરિણગમૈષી દેવ આરાધનાથી પ્રસન્ન થઈને શ્રીકૃષ્ણ પાસે આવ્યો. ત્યારે શ્રીકૃષ્ણ હાથ જોડીને આ પ્રમાણે બોલ્યા : દેવાનુપ્રિય! મારી ઇચ્છા છે કે આપ મને નાનો સહોદર ભાઇ આપો

१५- तते णं से हरिणेगमेसी कण्हं वासुदेवं एवं वयासी--होहिति णं देवाणुप्पिया ! तव देवलोयचुते सहोदरे कणीयसे भाउए । से णं उम्मुक्क जाव अणुप्पत्ते अरहतो अरिट्ठनेमिस्स अतियं मुंडे जाव पव्वतिस्सइ, कण्हं वासुदेवं दोच्चं पि तच्चं पि एवं वदति, वइत्ता जामेव दिसं पाउब्भूए तामेव दिसं पडिगते ।

तते णं से कण्हे वासुदेवे पोसहसालाओ पडिनिक्खमइ, पडिनिक्खमित्ता जेणेव देवती देवी तेणेव उवागच्छइ, उवागच्छित्ता देवतीए देवीए पायग्गहणं करेइ, करित्ता एवं वयासी--होहिति णं अम्मो! मम सहोदरे कणीयसे भाउए त्ति कट्टु देवतिं देविं ताहि इट्ठाहिं जाव आसासेइ, आसासित्ता जामेव दिसं पाउब्भूए तामेव दिसं पडिगए ।

૧૫–ત્યારે હરિણગમૈષી દેવે કૃષ્ણવાસુદેવને આ પ્રમાણે કહ્યુ–દેવાનુપ્રિય! દેવલોકથી ચવીને તમારો સહોદર નાનો ભાઇ જન્મ લેશે પરંતુ તે બાલ્યાવસ્થા ઉલ્લંઘીને યાવત્ યુવાવસ્થામાં આવીને (યુવાન થઇને) અર્હંત અરિષ્ટનેમિ ભગવાન પાસે મુંડિત યાવત્ દીક્ષિત થઈ જશે દેવે કૃષ્ણવાસુદેવને બે વાર ત્રણ વાર આ પ્રમાણે કહ્યુ એમ કહીને જે દિશામાંથી આવ્યો હતો તે દિશામાં પાછો ચાલ્યો ગયો.

ત્યાર પછી કૃષ્ણ વાસુદેવ પૌષધશાળામાંથી બહાર નીકળે છે ત્યાંથી નીકળી જ્યાં દેવકી દેવી હતા ત્યાં આવે છે ત્યાં આવીને દેવકી દેવીના ચરણોમા વંદન કરીને આ પ્રમાણે કહે છે : 'હે માતા! મારે સહોદર નાનો ભાઇ જન્મશે' આમ કહીને દેવકી દેવીને તે ઈષ્ટ વચનો દ્વારા યાવત્ આશ્વાસન આપે છે. આશ્વાસન આપીને જે દિશામાંથી આવ્યા તે દિશામાં ચાલ્યા ગયા.

१६- तए णं सा देवती देवी अन्नया कदाइ तंसि तारिसगंसि जाव सीहं सुमिणे

૧૬– ત્યાર પછી એકદા માતા દેવકી દેવી પોતાના શયનાગારમાં ઘણી કોમળ અને સુખદ શય્યા પર સૂતા હતા. ત્યારે તેણે સ્વપ્નમાં સિંહને

पासित्ता पडिबुद्धा, जाव पाढया, हट्ठ-हियया परिवहइ ।

तते णं सा देवती देवी नवण्हं मासाणं जासुमणा-रत्तबंधुजीवगलक्खारस--सरस-पारिजातक-तरुणदिवाकरसमप्पभं सव्व-नयणकंतं सुकुमालं जाव सुरूवं गयतालुय-समाणं दारयं पयाया। जम्मणं जहा मेहकुमारे जाव जम्हा णं अम्हं इमे दारते गयतालुसमाणे तं होउ णं अम्ह एतस्स दारगस्स नामधेज्जे गयसुकुमाले २। तते णं तस्स दारगस्स अम्मापियरे नामं करेंति गयसुकुमालोत्ति । सेसं जहा मेहे जाव अलं भोगसमत्थे जाते यावि होत्था ।

જોયો. સ્વપ્ન જોયા પછી તે ઊઠી ગઈ. તેણે સ્વપ્નનો બધો વૃત્તાન્ત પોતાના પતિદેવને કહ્યો. મહારાજા વસુદેવે સ્વપ્નપાઠકોને બોલાવી તેઓને સ્વપ્નનું ફળ પૂછ્યુ સ્વપ્ન–પાઠકોએ સ્વપ્નનું ફળ એક સુયેગ્ય પુણ્યાત્મા પુત્રની પ્રાપ્તિ થશે એમ બતાવ્યું. માતા દેવકી સ્વપ્નપાઠકો પાસેથી સ્વપ્નનુ ફળ સાંભળી ઘણી પ્રસન્ન થઈ યથા-સમયે ગર્ભને ધારણ કરી તે ગર્ભનુ યોગ્ય રીતે પાલન કરવા લાગી

ત્યાર પછી નવ માસ પૂર્ણ થવા પર માતા દેવકીએ જપા કુસુમ સમાન, રકત બંધુજીવક સમાન, વીરવહૂટી સમાન, લાખના રંગ જેવા, વિકસીત પારિજાત પુષ્પ જેવા, પ્રાતઃકાલીન સૂર્યની લાલિમા સમાન કાન્તિવાળા, બધાના નેત્રોને આનંદ આપનાર, સુકુમાર અંગોવાળા યાવત્ સ્વરૂપવાન, હાથીના તાળવાની જેવા રકતવર્ણ (લાલ) એવા કોમળ પુત્રને જન્મ આપ્યો. પુત્રનો જન્મસંસ્કાર ("જ્ઞાતાધર્મ–કથાંગ" સૂત્રમાં વર્ણિત) મેઘકુમારની જેમ જાણવો નામ સંસ્કાર કરતા સમયે કહેવામાં આવ્યુ કે અમારો આ બાળક હાથીના તાળવાની સમાન રકત વર્ણવાળો છે તથા કોમળ અંગવાળો છે તેથી આ બાળકનું નામ ગજસુકુમાર રાખવુ જોઈએ માતાપિતાએ તે બાળકનું નામ "ગજસુકુમાર" રાખ્યુ બાકીનુ વર્ણન મેઘકુમારની જેમ જાણવું. યાવત્ તે ભોગ ભોગવવામાં સમર્થ થઈ ગયો

१७- तत्थ णं बारवतीए नयरीए सोमिले नामं माहणे परिवसइ, अड्ढे रिउव्वेद जाव सुपरिनिट्ठिते यावि होत्था । तस्स सोमिलमाहणस्स सोमसिरि नामं माहणी होत्था। सूमाल०। तस्स णं सोमिलस्स धूता सोमसिरिए माहणीए अत्तया सोमा-नामं दारिया होत्था। सोमाला जाव

૧૭– તે દ્વારિકા નગરીમા સોમિલ નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તે ધનવાન હતો ઋગ્વેદ આદિ વેદોમાં તથા વેદાંગોમાં પારગત હતો. સોમિલ બ્રાહ્મણની સોમશ્રી નામની ધર્મપત્ની હતી, તે કોમળ હતી, તે સોમિલની પુત્રી અને સોમશ્રી બ્રાહ્મણીની આત્મજા–સોમા નામની પુત્રી હતી, તે સુકુમારી હતી, સ્વરૂપવતી હતી, લાવણ્ય–સૌન્દર્યની દૃષ્ટિથી તેમાં કોઈ દોષ ન હતો તેથી

सुरूवा । रूवेणं जाव लावण्णेणं उक्किट्ठा उक्किट्ठसरीरा यावि होत्था । तते ण सा सोमा दारिया अन्नया कदाइ ण्हाता जाव विभूसिया बहूहिं खुज्जाहि जाव परिक्खित्ता सतातो गिहातो पडिनिक्खमइ, पडिनिक्खमित्ता जेणेव रायमग्गे तेणेव उवागच्छइ, उवागच्छित्ता रायमग्गंसि कणगतिन्दूसएणं कीलमाणी२ चिट्ठइ ।

તે ઉત્તમ અને ઉત્તમ શરીરવાળી હતી. કોઇ સમયે સોમા બાલિકાએ સ્નાન કર્યું. આભૂષણોથી વિભૂષિત થઈ કુબ્જદાસી યાવત્ બીજી ઘણી દાસીઓથી ઘેરાઈને પોતાના ઘેરથી નીકળી. નીકળીને રાજમાર્ગ ઉપર આવી અને રાજમાર્ગમાં સોનાના દડાથી રમવા લાગી.

१८- तेणं कालेणं तेणं समएणं अरहा अरिट्ठनेमी समोसढे । परिसा निग्गया ।

૧૮– તે કાળે અને તે સમયે અર્હંત અરિષ્ટનેમિ પધાર્યા. તેમનાં દર્શન કરવા પરિષદ નીકળી.

१९- तते णं से कण्हे वासुदेवे इमीसे कहाए लद्धट्ठे समाणे ण्हाते जाव विभूसिए । गयसुकुमालेण कुमारेणं सद्धि हत्थिखध-वरगते सकोरंटमल्लदामेणं धरिज्जमाणेणं सेयवरचामराहि उद्धुव्वमाणीहि बारवइए नयरीए मज्झमज्झेणं अरहतो अरिट्ठनेमिस्स पायवदते णिग्गच्छमाणे सोमं दारियं पासइ, पासित्ता सोमाए दारियाए रूवेणं य जोव्वणेण य लावण्णेण य जाव विम्हिए । तए णं कोडुबियपुरिसे सद्दावेइ, सद्दावित्ता एव वयासी–गच्छह णं तुब्भे देवाणुप्पिया ! सोमिल माहणं जायित्ता सोमं दारियं गेण्हह, गेण्हित्ता कन्नतेउरंसि पक्खिवह । तते णं एसा गयसुकुमालस्स कुमारस्स भारिया भविस्सति ।

૧૯– ત્યાર પછી કૃષ્ણ વાસુદેવ આ વૃત્તાન્તને જાણી સ્નાન કરે છે. આભૂષણોથી અલંકૃત થઈ રાજકુમાર ગજસુકુમારને સાથે લઈ હાથીની અંબાડી ઉપર બેસે છે, તેઓએ કોરંટવૃક્ષના ફૂલોથી યુકત છત્ર ધારણ કર્યું હતું. સુંદર શ્વેત ચામર તેની ઉપર ઢોળાઈ રહ્યા હતા દ્વારિકા નગરીની વચોવચથી અરિહત અરિષ્ટનેમિ ભગવાનના ચરણ–વદન કરવા જઈ રહ્યા હતા. ત્યાં તે સોમા બાલિકાને જુએ છે જોઇને સોમા બાલિકાના રૂપથી, યૌવનથી, લાવણ્યથી વિસ્મય પામ્યા ત્યાર પછી કૃષ્ણ મહારાજ પોતાનાં કૌટુમ્બિક પુરુષો–કર્મચારીઓને બોલાવે છે. બોલાવીને કહે છે કે હે દેવાનુપ્રિયો! તમે સોમિલ બ્રાહ્મણ પાસે જાઓ અને સોમા બાલિકાની યાચના કરો તેને લઈ કન્યાઓના અંતઃપુરમાં રાખો પછી આ બાલિકા રાજકુમાર ગજસુકુમારની પત્ની થશે

तते णं कोडुंबिय जाव पक्खिवंति ।

ત્યાર પછી કર્મચારીઓ સોમિલ પાસે જાય છે યાવત્ સોમા બાલિકાની યાચના કરીને અને તેને લઈને કન્યાઓના અંતઃપુરમાં પહોંચાડે છે.

२०- तते णं से कण्हे वासुदेवे बारवतीए नयरीए मज्झं-मज्झेणं णिग्गच्छइ, णिग्गच्छित्ता जेणेव सहसंबवणे उज्जाणे जाव पज्जुवासइ । तते णं अरहा अरिट्ठनेमी कण्हस्स वासुदेवस्स गयसुकुमालस्स कुमारस्स तीसे य धम्मकहाए, कण्हे पडिगते । तते णं से गयसुकुमाले अरहतो अरिट्ठनेमिस्स अंतियं धम्मं सोच्चा, जं नवरं, अम्मापियरं आपुच्छामि जहा मेहो महेलियावज्जं जाव वड्ढियकुले ।

૨૦–પછી કૃષ્ણ વાસુદેવ દ્વારિકા નગરીના મધ્ય ભાગમાંથી નીકળે છે. નીકળીને જ્યાં સહસ્રામ્રવન નામનું ઉદ્યાન હતુ ત્યાં જઈ યાવત્ ઉપાસના કરવા લાગ્યા. પછી અરિહત અરિષ્ટનેમિ ભગવાને કૃષ્ણ વાસુદેવને ગજસુકુમારને અને આવેલા અન્ય જનસમૂહને ધર્મકથા સંભળાવી. પછી શ્રીકૃષ્ણ પાછા ગયા. પછી તે રાજકુમાર ગજસુકુમાર અરિહત અરિષ્ટનેમિ ભગવાનનો ધર્મોપદેશ સાંભળીને (વિશેષ વાત એ છે કે તે) કહે છે હું પ્રવ્રજ્યા ગ્રહણ કરવા ઇચ્છું છુ, માટે માતા-પિતાને પૂછીને આપની સેવામાં આવીશ ઇત્યાદિ વર્ણન જેમ મેઘકુમારનું છે તેમ અહીં જાણવું અર્થાત્ ગજસુકુમારે માતા-પિતા પાસે આજ્ઞા માગી પરંતુ અહી પત્ની પાસે અનુમતિ માંગવાની વાત ન કહેવી. (કેમકે ગજસુકુમાર અવિવાહિત હતા. આજ્ઞા માગવા પર તેના માતા-પિતા આ પ્રમાણે બોલ્યા)– હે પુત્ર ! તુ અવિવાહિત છો તેથી વિવાહિત થા યાવત્ કુલની વૃદ્ધિ કરી અર્થાત્ સતાન થાય ત્યાર પછી દીક્ષા ગ્રહણ કરજે

२१- तते णं से कण्हे वासुदेवे इमीसे कहाए लद्धट्ठे समाणे जेणेव गयसुकुमाले तेणेव उवागच्छइ, उवागच्छित्ता गयसुकुमालं आलिगइ, उच्छंगे निवेसइ निवेसित्ता एवं वयासी–

तुम मम सहोदरे कणीयसे भाया, तं मा णं तुमं देवाणुप्पिया ! इयाणिं अरहतो मुंडे जाव पव्वयाहि, अहण्णं बारवतीए नयरीए महया महया रायाभिसेएणं अभिसिंचिस्सामि ।

૨૧–ગજસુકુમાર દીક્ષા લેવા ઇચ્છે છે, આ સમાચાર જ્યારે શ્રી કૃષ્ણ વાસુદેવને મળ્યા ત્યારે તે ગજસુકુમારની પાસે આવે છે આવીને તેને ભેટે છે. ખોળામાં બેસાડે છે અને આ પ્રમાણે કહે છે.

તું મારો સહોદર નાનો ભાઇ છે તેથી હે દેવાનુપ્રિય ! હમણાં અરિહંત અરિષ્ટનેમિ ભગવાન પાસે મુંડિત થઇને યાવત્ દીક્ષિત થવાનો વિચાર છોડી દે. હુ તને મોટા સમારોહ સાથે દ્વારિકા નગરીનો રાજા બનાવીશ.

२२- तते णं से गयसुकुमाले कण्हेणं वासुदेवेणं एवं वुत्ते समाणे तुसिणीए संचिट्ठइ ।

૨૨–કૃષ્ણ વાસુદેવના આ પ્રમાણે કહેવા પર ગજસુકુમાર મૌન રહે છે. તત્પશ્ચાત્ વિચાર

तए णं से गयसुकुमाले कण्हं वासुदेवं अम्मापियरो य दोच्चंपि तच्चंपि एवं वयासी–

करीने કૃષ્ણ વાસુદેવને તથા માતા-પિતાને ગજ-સુકુમાર બીજીવાર અને ત્રીજીવાર આ પ્રમાણે કહેવા લાગ્યા.

एवं खलु देवाणुप्पिया! माणुस्सया कामा खेलासवा जाव विप्पजहियव्वा भविस्संति, तं इच्छामि ण देवाणुप्पिया! तुब्भेहिं अब्भणुण्णाए अरहतो अरिट्ठनेमिस्स अंतिए जाव पव्वइत्तए। तते णं तं गयसुकुमालं कण्हे वासुदेवे अम्मापियरो य जाहे नो संचाएंति वहुयाहिं अणुलोमाहिं जाव आघवित्तते ताहे अकामा चेव एवं वयासी–

દેવાનુપ્રિયે! મનુષ્ય જીવન સંબંધી કામ-ભોગોના આધારરૂપ આ શરીર કફ મલ-મૂત્ર આદિનું ઘર છે. યાવત્ એક દિવસ તો તે છોડવું જ પડશે માટે દેવાનુપ્રિયે! હું ઇચ્છું છું કે આપ આજ્ઞા આપો તો હું અરિહંત અરિષ્ટ-નેમિ પાસે દીક્ષિત થાઉં (આ વાત સાંભળી) કૃષ્ણ વાસુદેવ તેમજ માતા-પિતા જ્યારે ગજ-સુકુમારને અનુકૂળ પ્રલોભનોથી તથા પ્રતિકૂળ કથનોથી સમજાવવામાં સમર્થ ન થયા ત્યારે તેઓ નિરાશ થઈને આ પ્રમાણે કહેવા લાગ્યા–

तं इच्छामो णं ते जाया! एगदिवसमवि रज्जसिरिं पासित्तए। निक्खमणं जहा महाबलस्स जाव तमाणाते तहा संजमित्तए, से गयसुकुमाले अणगारे जाते ईरियासमिए जाव गुत्तबंभयारी।

હે પુત્ર! અમે તારી એક જ દિવસની રાજ્યશ્રીને જોવા ઈચ્છીએ છીએ. ત્યારે ગજસુકુમાર મૌન રહ્યા એક દિવસ માટે તેમનો રાજ્યાભિષેક થયો ગજસુકુમાર રાજા થઇ ગયા. પૂછવામાં આવ્યુ–શી આજ્ઞા આપો છો? ત્યારે રાજા ગજસુકુમારે સંયમના ઉપકરણો મગાવવાની આજ્ઞા આપી ઉપકરણો આપી ગયા અને મહાબલ કુમારે દીક્ષા લીધી હતી તેમ એમની દીક્ષા થઈ ગઇ તે ઇરિયા સમિતિ આદિનુ પાલન કરવા લાગ્યા યાવત્ જિતેન્દ્રિય થઈ શુદ્ધ બ્રહ્મચર્યનુ પાલન કરવા લાગ્યા

२३- तए णं से गयसुकुमारे जं चेव दिवसं पव्वइए तस्सेव दिवसस्स पुव्वावरण्हकालसमयंसि जेणेव अरहा अरिट्ठनेमी तेणेव उवागच्छइ, उवागच्छित्ता अरहं अरिट्ठनेमि तिखुत्तो आयाहिणपयाहिणं करेइ, करित्ता वंदति, णमंसति, वंदित्ता णमंसित्ता एवं वयासी–

૨૩– તે ગજસુકુમારે જે દિવસે દીક્ષા લીધી તે જ દિવસે સાંજના સમયે જ્યાં અરિહંત અરિષ્ટનેમિ હતા ત્યાં જાય છે. જઈને અરિષ્ટનેમિ ભગવાનને ત્રણવાર જમણી બાજુથી પ્રારંભ કરીને પ્રદક્ષિણા કરી. પ્રદક્ષિણા કરીને વંદન નમસ્કાર પૂર્વક આ પ્રમાણે કહેવા લાગ્યા.

२४- इच्छामि णं भंते! तुब्भेहिं अब्भणुण्णाए समाणे महाकालंसि सुसाणंसि एगराइयं

૨૪– ભગવન! આપશ્રીની આજ્ઞા પ્રાપ્ત કરીને મહાકાલ સ્મશાનમાં એક રાત્રિની એવી મહા-

महापडिमं उवसंपज्जित्ताणं विहरित्तए। अहासुहं देवाणुप्पिया!

પ્રતિમા અંગીકાર કરવા ઇચ્છું છું (જે પ્રતિમામાં અટ્ઠમ કરી એક રાત સ્મશાનમાં કાયોત્સર્ગ કરાય છે) ભગવાને કહ્યું:– હે દેવાનુપ્રિય! જેમ તમને સુખ ઊપજે તેમ કરો.

२५- तते णं से गयसुकुमाले अणगारे अरहता अरिट्ठनेमिणा अब्भणुण्णाए समाणे अरहं अरिट्ठनेमिं वंदति णमंसति, वंदित्ता, णमंसित्ता अरहतो अरिट्ठनेमिस्स अंतियाओ सहसंबवणाओ उज्जाणाओ पडिणिक्खमइ, पडिणिक्खमित्ता जेणेव महाकाले सुसाणे तेणेव उवागए, उवागच्छित्ता थंडिल्लं पडिलेहेति, पडिलेहित्ता, उच्चारपासवणभूमिं पडिलेहेति, पडिलेहित्ता ईसिपब्भारगएणं काएणं जाव दोवि पाए साहट्टु एगराइं महापडिमं उवसंपज्जित्ता णं विहरइ।

૨૫– ત્યાર પછી ગજસુકુમાર અણગાર અરિહંત અરિષ્ટનેમિ દ્વારા આજ્ઞા પ્રાપ્ત થવા પર અરિહંત અરિષ્ટનેમિ ભગવાનને વંદન નમસ્કાર કરે છે વંદન નમસ્કાર કરીને અરિહંત અરિષ્ટનેમિ પાસેથી સહસ્રામ્રવન નામના ઉદ્યાનમાંથી નીકળે છે નીકળીને જ્યાં મહાકાલ સ્મશાન હતું ત્યાં આવે છે આવીને શુદ્ધ ભૂમિ તથા મલમૂત્રની નિવૃત્તિ માટે યોગ્ય ભૂમિ જોઈ શરીરને થોડું નમાવીને બને પગોને સંકુચિત કરીને એક રાત્રિની મહાપ્રતિમાની આરાધના કરવાનો આરંભ કરી દીધો.

२६- इमं च णं सोमिले माहणे सामिधेयस्स अट्ठाते बारवतीओ नयरीओ बहिया पुव्व णिग्गते समिहातो य दब्भे य कुसे य पत्तामोडं च गेण्हइ, गेण्हित्ता ततो पडिनियत्तइ, पडिनियत्तित्ता महाकालस्स सुसाणस्स अदूरसामंतेणं वीइवयमाणे २ संझाकालसमयंसि पविरलमणुस्संसि गयसुकुमालं अणगारं पासइ, पासित्ता तं वेरं सरइ, सरित्ता आसुरुत्ते ५ एवं वयासी–

एस णं भो! से गयसुकुमाले कुमारे अप्पत्थिय जाव परिवज्जिए जे णं ममं धूयं सोमसिरीए भारियाए अत्तयं सोमं दारियं अदिट्ठदोसपइयं कालवत्तिणि विप्पजहेत्ता मुंडे जाव पव्वइए। तं सेयं

૨૬– આ બાજુ સોમિલ બ્રાહ્મણ પહેલેથી જ હવન માટે સમિધા– સૂકા લાકડાં લાવવા માટે દ્વારિકા નગરીની બહાર ગયો હતો. તે લાકડા, દાભ, કુશ, પાંદડા લઈને જ્યારે પાછો ફર્યો ત્યારે સાંજ પડી ગઈ હતી લોકોની અવર-જવર ઘણી થોડી થઈ ગઈ હતી ત્યારે મહાકાલ સ્મશાન પાસેથી જતાં તેણે (ધ્યાનમાં સ્થિત) ગજસુકુમાર મુનિને જોતા જોતા જ તેના હૃદયમાં વેર જાગૃત થયું અને અત્યંત ક્રોધિત થઈને તેણે કહ્યુ–

અરે! આ તો અનિચ્છનીય મૃત્યુની ઇચ્છા કરનાર પુણ્ય અને લજ્જાથી રહિત તે જ ગજસુકુમાર છે, જેણે નિર્દોષ અને જે જાતિ આદિથી બહિષ્કૃત થઈ નથી તેવી સન્માનિત અને વિવાહયોગ્ય મારી પુત્રી સોમશ્રી ભાર્યાની આત્મજા સોમાને છોડીને મુંડિત અને દીક્ષિત થઇ ગયા છે તેથી મારે ગજસુકુમારના વેરનો બદલો લેવો

खलु ममं गयसुकुमालस्स कुमारस्स वेर-निज्जायणं करेत्तए । एवं संपेहेइ, संपेहित्ता दिसा पडिलेहणं करेइ, करित्ता सरसं मट्टियं गेण्हइ, गेण्हित्ता जेणेव गयसुकुमाले अणगारे तेणेव उवागच्छइ, उवागच्छित्ता गयसुकुमालस्स कुमारस्स मत्थए मट्टियाए पालिं बंधइ, बंधित्ता जलंतीओ चियगाओ फुल्लियकिंसुय-समाणे खयरंगारे कहल्लेणं गेण्हइ, गेण्हित्ता गयसुकुमालस्स अणगारस्स मत्थए पक्खिवइ, पक्खिवित्ता भीए तओ खिप्पामेव अवक्कमइ, अवक्कमित्ता जामेव दिसं पाउब्भूते, तामेव दिसं पडिगए ।

જોઈએ આ પ્રમાણે વિચાર કરે છે વિચાર કરીને ચારે બાજુ જુએ છે ચારે બાજુ જોઈને ભીની માટી લે છે. લઈને જ્યાં ગજસુકુમાર મુનિ હતા ત્યાં આવે છે આવીને ગજસુકુમાર મુનિના મસ્તક પર માટીની પાળ બાંધે છે તેમાં બળતી ચિત્તામાં ખીલેલા પલાશના ફૂલોના રંગ સમાન લાલ લાલ ખદિરના અંગારાને ઠીકરાથી લે છે. લઈને ગજસુકુમાર મુનિના મસ્તક પર નાખે છે ત્યાર પછી તે ભયભીત થઈને જલદી ત્યાંથી ભાગી જાય છે અને જે દિશામાંથી આવ્યો હતો તે તરફ ચાલ્યો જાય છે

२७- तते णं तस्स गयसुकुमालस्स अणगारस्स सरीरयंसि वेयणा पाउब्भूता, उज्जला जाव दुरहियासा । तए णं से गयसुकुमाले अणगारे सोमिलस्स माहणस्स मणसावि अप्पदुस्समाणे तं उज्जलं जाव अहियासेमाणस्स सुभेणं परिणामेणं पसत्थज्झवसाणेणं तदावरणिज्जाणं कम्माणं खएणं कम्मरयविकिरणकरं अपुव्वकरणं अणुपविट्ठस्स अणंते अणुत्तरे जाव केवलवरनाणदंसणे समुप्पण्णे । ततो पच्छा सिद्धे जाव पहीणे । तत्थ णं अहासंनिहितेहिं देवेहिं "सम्मं आराहितत्ति" कट्टु दिव्वे सुरभिगंधोदए वुट्ठे, दसद्धवण्णे कुसुमे निवाडिते, चेलुक्खेवे कए दिव्वे य गीय-गंधव्व-निनाये कए यावि होत्था ।

૨૭–તે ધગધગતા અંગારાના કારણે ગજસુકુમાર મુનિના શરીરમાં અત્યંત તીવ્ર યાવત્ અસહ્ય વેદના થવા લાગી ત્યાર પછી તે અણગાર ગજસુકુમાર સોમિલ બ્રાહ્મણપર મનથી પણ કોઈ પણ જાતનો દ્વેષ કર્યા વગર તે ભયંકર વેદનાને સહન કરવા લાગ્યા આ પ્રમાણે મહાન વેદનાને સહન કરનાર તે ગજસુકુમાર મુનિના શુભ પરિ-ણામ અને પ્રશસ્ત અધ્યવસાય-આત્મિક ચિંતનના કારણે, આત્મિક ગુણોના ઘાતક જ્ઞાનાવરણીયાદિ કર્મમલને નષ્ટ કરનાર અપૂર્વકરણમા પ્રવેશ કર્યા પછી તેઓને અનંત અનુત્તર યાવત્ શ્રેષ્ઠ કેવળ જ્ઞાન અને કેવળદર્શન પ્રગટ થઈ ગયા. તે સિદ્ધ, કૃતકૃત્ય, સર્વ દુઃખોથી રહિત યાવત્ મુક્ત થઈ ગયા. ત્યાર પછી ત્યાં સમીપવર્તી દેવતાઓએ "ચારિત્રની સમ્યક આરાધના કરી છે" એ પ્રમાણે કહીને દિવ્ય સુગંધીત ગંધોદકની વર્ષા કરી. પંચવર્ણ પુષ્પોની વર્ષા કરી. વસ્ત્રોની વર્ષા કરી દિવ્ય ગીતો તથા મૃદંગોના સ્વરોથી આકાશ ગૂંજી ઉઠયું.

२८- तते णं से कण्हे वासुदेवे कल्लं पाउप्पभायाए जाव जलंते ण्हाते जाव विभूसिए हत्थि-खंध-वरगते सकोरेंट-मल्ल-दामेणं छत्तेणं धरिज्ज० सेयवरचामराहि उद्धुव्वमाणीहिं महया-भडचडगर-पहकर-वंद-परिक्खित्ते बारवतिं नगरिं मज्झं मज्झेणं णिग्गच्छमाणे जेणेव अरहा अरिट्ठनेमी तेणेव पहारेत्थ गमणाय। तते णं से कण्हे वासुदेवे बारवतीए नगरीए मज्झं मज्झेणं णिग्गच्छमाणे एकं पुरिसं पासति, जुन्न-जरा-जज्जरिय-देहं जाव किलंतं महति-महालयाओ इट्टग-रासीओ एगमेगं इट्टगं गहाय बहिया रत्था पहातो-अंतोगिह अणुप्पविसमाण पासति। तए णं से कण्हे वासुदेवे तस्स पुरिसस्स अणुकंपणट्ठाए हत्थिखंध-वरगते चेव एगं इट्टगं गेण्हति २ बहिया रत्थापहाओ अंतोगिहं अणुप्पवेसेति। तते णं से कण्हेणं वासुदेवेणं एगाते गहिताते समाणीते अणेगेहि पुरिससतेहि से महालए इट्टगस्स रासी बहिया रत्था-पहातो अंतोघरंसि अणुप्पवेसिए।

૨૮– દીક્ષાના બીજા દિવસે પ્રભાત થવા પર યાવત્ સૂર્યોદય થવા પર કૃષ્ણ વાસુદેવે સ્નાન કર્યું વસ્ત્રાલંકારથી શરીરને વિભૂષિત કર્યું. હાથીના ઉત્તમ સ્કંધ પર બેઠા કોરંટ નામના ફૂલોની માળાથી યુકત છત્રને ધારણ કર્યું. શ્રેષ્ઠ શ્વેત ચામર ઢોળાવા લાગ્યા મહાન યોદ્ધાઓના વિશાળ સમુદાયથી ઘેરાયેલ દ્વારિકાનગરીની મધ્યમાંથી થઈને જ્યાં અરિહંત અરિષ્ટનેમિ ભગવાન હતા ત્યાં જવાનો નિશ્ચય કર્યો જઈ રહ્યા હતા ત્યાં તેણે એક વૃદ્ધ પુરુષને જોયો. વૃદ્ધાવસ્થાને કારણે તેનું શરીર જર્જરિત થઈ ગયુ હતુ તે વૃદ્ધ ગલીમાં પડેલ ઈંટોના મોટા ઢગલામાંથી એક એક ઈંટ ઉપાડી ઘરમા મૂકી રહ્યો હતો. કૃષ્ણ વાસુદેવને તે વૃદ્ધને જોઈ તેના પર ઘણી દયા આવી કૃષ્ણ વાસુદેવ તે પુરુષની અનુકંપા માટે હાથીના શ્રેષ્ઠ કાંધા પર બેઠા બેઠા જ ગલીમાંથી એક ઈંટને લે છે લઈને ઘરમા મૂકે છે. કૃષ્ણ વાસુદેવે એક ઇંટ લીધી તેથી સેંકડો પુરુષોએ તે ઈંટોના મોટા ઢગલાને ગલીમાંથી લઈ ઘરમા રાખી દીધો

२९- तते णं कण्हे वासुदेवे बारवतीए नयरं ए मज्झं मज्झेण णिग्गच्छति णिग्गच्छित्ता जेणेव अरहा अरिट्ठनेमी तेणेव उवागते, उवागित्ता जाव वंदति णमंसति वंदित्ता णमंसित्ता गयसुकुमालं अणगारं अपासमाणे अरहं अरिट्ठनेमिं वंदति णमंसति, वंदित्ता णमंसित्ता एवं वयासी–

૨૯– ત્યાર પછી તે કૃષ્ણ વાસુદેવ દ્વારિકા નગરીની વચ્ચોવચ્ચથી આગળ ચાલ્યા. જ્યા ભગવાન અરિષ્ટનેમિ બિરાજમાન હતા ત્યાં આવ્યા મહારાજા કૃષ્ણ વાસુદેવે જમણી બાજુથી લઈ ત્રણવાર ભગવાનને પ્રદક્ષિણા કરી વંદન–નમસ્કાર કર્યા. ત્યાર પછી ગજસુકુમારને ત્યા ન જોતાં અરિહંત અરિષ્ટનેમિ ભગવાનને વંદન–નમસ્કાર કરી પૂછવા લાગ્યા–

कहि ण भंते ! से ममं सहोदरे कणीयसे भाया गयसुकुमाले अणगारे, जा णं अहं वंदामि, नमंसामि ? तते णं अरहा अरिट्ठनेमी कण्हं वासुदेवं एवं वयासी–
''साहिए, णं कण्हा ! गयसुकुमालेणं अणगारेणं साहिते अप्पणो अट्ठे'' तते ण से कण्हे वासुदेवे अरहं अरिट्ठनेमि एव वयासी–कहण्णं भंते ! गयसुकुमालेणं अणगारेणं साहिते अप्पणो अट्ठे ?

હે ભગવન! મારો સહોદર નાનો ભાઈ ગજસુકુમાર મુનિ ક્યાં છે? હું તેને વંદન–નમસ્કાર કરવા ઇચ્છુ છુ. અરિહંત અરિષ્ટનેમિ કૃષ્ણ વાસુદેવને આ પ્રમાણે કહે છે:–

હે કૃષ્ણ! ગજસુકુમાર મુનિએ પોતાનું મોક્ષ-પ્રાપ્તિરૂપ પ્રયોજન સિદ્ધ કરી લીધું છે. ત્યારે કૃષ્ણ વાસુદેવે અરિહંત અરિષ્ટનેમિ ભગવાનને કહ્યુ– હે ભગવન! ગજસુકુમાર મુનિએ પોતાનું પ્રયોજન કેવી રીતે સિદ્ધ કર્યું ?

३०- तते णं अरहा अरिट्ठनेमी कण्हं वासुदेव एवं वयासी–एवं खलु कण्हा ! गयसुकुमालेणं अणगारेण ममं कल्लं पुव्वावरण्हकाल-समयंसि वदइ नमंसति, वंदित्ता णमंसित्ता एवं वयासी–
इच्छामि णं जाव उवसपज्जित्ताणं विहरइ । तए णं तं गयसुकुमालं अणगारं एगे पुरिसे पासति पासित्ता आसुरत्ते ५ जाव सिद्धे, तं एवं खलु कण्हा ! गयसुकुमालेणं अणगारेणं साहिते अप्पणो अट्ठे ।

૩૦– ત્યારે અરિહંત અરિષ્ટનેમિ ભગવાને કૃષ્ણ વાસુદેવને આ પ્રમાણે કહ્યુ:–હે કૃષ્ણ! ગજસુકુમાર મુનિ ગઈ કાલે ...આ પ્રમાણે કહેવા લાગ્યા.
હે ભગવન! એક રાત્રિની મહાપ્રતિમાની આરાધના કરવા હુ ઈચ્છું છું. યાવત્ મહાકાલ સ્મશાનમાં એક રાત્રિની પ્રતિમા ધારણ કરીને વિહરવા લાગ્યા. ધ્યાનસ્થ થયા ત્યાર પછી તે ગજસુકુમાર મુનિને એક પુરુષે જોયા જોઈને તે ક્રોધથી ધમધમી ઉઠ્યો યાવત્ તેણે તેના માથા પર માટીની પાળ બાંધી તેમા બળતા અંગારા નાંખ્યા, છતાં મુનિ વિચલિત ન થયા અંતે તેઓ સિદ્ધગતિને પામ્યા હે કૃષ્ણ! આ પ્રમાણે ગજસુકુમાર અણગારે પોતાનુ પ્રયોજન સિદ્ધ કર્યું છે

३१- तते णं से कण्हे वासुदेवे अरहं अरिट्ठनेमिं एव वयासी-केसणं भंते ! से पुरिसे अपत्थियपत्थिए जाव परिवज्जिते जे णं मम सहोदर कणीयसं भायरं गयसुकुमालं अणगारं अकाले चेव जीवियातो ववरोविते ?
तए णं अरहा अरिट्ठनेमी कण्हं वासुदेवं एवं वयासो–मा ण कण्हा ! तस्स पुरिसस्स पदोसमावज्जाहि, एवं खलु कण्हा ! तेणं पुरिसेणं गयसुकुमालस्स अणगारस्स साहिज्जे दिण्णे ।

૩૧– ત્યાર પછી તે કૃષ્ણ વાસુદેવે અરિહંત અરિષ્ટનેમિ ભગવાનને આ પ્રમાણે કહ્યું:–ભંતે! મૃત્યુનો અભિલાષી તથા લજ્જારહિત તે પુરુષ કોણ છે, જેણે મારા સહોદર નાનાભાઈ ગજસુકુમારને અકાલે જ જીવનથી રહિત કરી દીધો?

ત્યારે અરિહંત અરિષ્ટનેમિ ભગવાને કહ્યુ:– હે કૃષ્ણ! તે પુરુષ ઉપર ક્રોધ ન કરો. આમ કરીને તે પુરુષે ગજસુકુમાર મુનિને સહાયતા કરી છે.

३२- कहण्णं भंते ! तेणं पुरिसेणं गयसुकुमालस्स णं साहिज्जे दिन्ने ? तए णं अरहा अरिट्ठनेमी कण्हं वासुदेवं एवं वयासी–से नूणं कण्हा ! ममं तुमं पायवंदए हव्वमागच्छमाणे बारवतीए नयरीए पुरिसं पाससि जाव अणुपविसिते, जहा णं कण्हा ! तुमं तस्स पुरिसस्स साहिज्जे दिन्ने, एवमेव कण्हा ! तेणं पुरिसेणं गयसुकुमालस्स अणगारस्स अणेगभवसय-सहस्स-संचियं कम्मं उदीरमाणेणं बहुकम्मणिज्जरत्थं साहिज्जे दिन्ने ।

૩૨– કૃષ્ણ વાસુદેવ–ભગવન ! તે પુરુષે મુનિ ગજસુકુમારને કેવી રીતે સહાયતા કરી ? અરિહંત અરિષ્ટનેમિ ભગવાને કહ્યુ :–હે કૃષ્ણ ! તમે હમણાં મને ચરણ–વંદન કરવા આવતા હતા ત્યારે દ્વારિકા નગરીમાં એક વૃદ્ધ પુરુષને ઈંટો ઉપાડતો જોયો. યાવત્ ઈંટો તેના ઘરમાં તમે મૂકી. હે કૃષ્ણ ! જેવી રીતે તમે તે પુરુષને સહાયતા આપી છે. બસ એવી જ રીતે હે કૃષ્ણ ! તે પુરૂષે અણગાર ગજસુકુમારનાં લાખો જન્મના સચિત કરેલા કર્મોની ઉદીરણા કરવાથી (ઉદયમાં ન આવેલ કર્મોને ઉદયમાં લાવવાથી) ઘણા કર્મોની નિર્જરા માટે સહાયતા કરી છે

३३- तते णं से कण्हे वासुदेवे अरहं अरिट्ठनेमिं एवं वयासी–
से णं भंते ! पुरिसे मते कहं जाणियव्वे ? तए णं अरहा अरिट्ठनेमी कण्हं वासुदेवं एवं वयासी–
जे णं कण्हा ! तुमं बारवतीए नयरीए अणुपविसमाणं पासेत्ता ठितए चेव ठितिभेएणं कालं करिस्सति तण्णं तुमं जाणेज्जासि एस णं से पुरिसे ।
तते णं से कण्हे वासुदेवे अरहं अरिट्ठनेमिं वन्दति नमंसति, वन्दित्ता नमंसित्ता जेणेव आभिसेयं हत्थिरयणं तेणेव उवागच्छइ, उवागच्छित्ता दुरूहइ, हत्थि दुरूहित्ता जेणेव बारवती णयरी जेणेव सते गिहे तेणेव पहारेत्थ गमणाय ।
तस्स सोमिलस्स माहणस्स कल्लं जाव जलते अयमेयारूवे अब्भत्थिए ४ समुप्पन्ने-एवं खलु कण्हे वासुदेवे अरहं अरिट्ठनेमिं पायवन्दए निग्गते तं नायमेयं

૩૩– ત્યાર પછી કૃષ્ણ વાસુદેવે અરિષ્ટનેમિને આ પ્રમાણે કહ્યું–હે ભગવન ! તે પુરુષને હું કેવી રીતે જાણી શકીશ ! ત્યારે અરિહત અરિષ્ટનેમિએ કૃષ્ણ વાસુદેવને કહ્યુ–

હે કૃષ્ણ ! દ્વારિકા નગરીમા તમને પ્રવેશ કરતા જોઇને જે પુરુષ ઊભો ઊભો જ આયુષ્ય પૂર્ણ થવાથી મૃત્યુ પામશે. આ જ તે પુરુષ છે, તેમ તમે સમજજો

ત્યાર પછી તે કૃષ્ણ વાસુદેવ અરિહત અરિષ્ટનેમિ ભગવાનને વદન–નમસ્કાર કરે છે અને જ્યાં પ્રધાન હસ્તીરત્ન હતો ત્યા આવે છે આવીને હાથી પર સવાર થઇને જ્યાં દ્વારિકા નગરી હતી, જ્યાં પોતાનું ઘર હતું, ત્યા જવા ઊપડયા

આ બાજુ તે સોમિલ બ્રાહ્મણને બીજે દિવસે સૂર્યોદય થવા પર હૃદયમાં આ પ્રમાણે વિચાર આવ્યો–સૂર્યોદય થવા પર કૃષ્ણ વાસુદેવ અરિહંત અરિષ્ટનેમિ ભગવાનના ચરણોમા વંદન નમસ્કાર કરવા ગયા છે અને અરિહત ભગવન આ ગજસુકુમાર મુનિનો મરણવૃત્તાત જાણે છે સારી રીતે જાણે છે અરિહત ભગવાને આ

अरहता, विन्नायमेयं अरहता, सुतमेयं अरहता, सिट्ठमेयं अरहया भविस्सइ कण्हस्स वासुदेवस्स तं न नज्जइ णं कण्हे वासुदेवे ममं केणवि कुमारेणं मारिस्सइ त्तिकट्टु भीए ४ सयाओ गिहाओ पडिनिक्खमइ, पडिनिक्खमित्ता कण्हस्स वासुदेवस्स बारवति नयरिं अणुपविसमाणस्स पुरतो सपक्खि सपडिदिसि हव्वमागए ।

વૃતાન્ત કોઇ દેવતાદિ પાસેથી સાંભળ્યો હશે. અરિહંત ભગવાને કૃષ્ણ વાસુદેવને આ વૃત્તાન્ત કહ્યો હશે. તેથી કૃષ્ણ વાસુદેવ કોણ જાણે કેવા ભયંકર મરણથી મને મારશે. આમ વિચારી તે ભયભીત થયો તે પોતાના ઘેરથી નીકળે છે. બહાર નીકળીને દ્વારિકા નગરીમાં પ્રવેશ કરતા કૃષ્ણ વાસુદેવ તેની અત્યંત નજીક ઓચિંતા આવી ગયા

३४- तते णं से सोमिले कण्हं वासुदेवं सहसा पासित्ता भीते ४ ठिते य चेव ठितिभेयं कालं करेइ, धरणितलंसि सव्वंगेहि धस त्ति संनिवडिते, तते णं से कण्हे वासुदेवे सोमिलं माहणं पासति, पासित्ता एवं वयासी–

एस णं देवाणुप्पिया ! से सोमिले माहणे अपत्थिय-पत्थिए जाव परिवज्जिए, जेण ममं सहोदरे कनीयसे भायरे गयसुकुमाले अणगारे अकाले चेव जीवियाओ ववरोविए । त्तिकट्टु सोमिलं माहणं पाणेहिं कड्ढावेइ, कड्ढावित्ता भूमिं पाणिएणं अब्भोक्खावेइ, अब्भोक्खावेत्ता जेणेव सते गिहे तेणेव उवागते, सयं गिहं अणुपविट्ठे ।

एवं खलु जंबू ! समणेणं जाव सम्पत्तेणं अन्तगडदसाणं तच्चस्स वग्गस्स अट्ठमस्स अज्झयणस्स अयमट्ठे पण्णत्ते ।

૩૪– ત્યાર પછી તે સોમિલ બ્રાહ્મણ કૃષ્ણ વાસુદેવને અચાનક પોતાની સામે જોઈને ડરી ગયો, ગભરાઇ ગયો. અને ઊભા ઊભા જ આયુષ્ય કર્મની સ્થિતિનો ક્ષય કરીને મૃત્યુ પામ્યો ભૂમિ પર બધા અંગોથી ધસ એવા શબ્દ સાથે (ધડામથી) પડી ગયો ત્યાર પછી તે કૃષ્ણ વાસુદેવે સોમિલ બ્રાહ્મણને જોયો જોઈને (પોતાના સાથીઓને) કહ્યું

હે દેવાનુપ્રિયો ! આ સામે ધરતી પર પડેલ વ્યકિત મૃત્યુને ઇચ્છનાર યાવત્ પુણ્ય અને લજ્જાથી રહિત સોમિલ બ્રાહ્મણ છે જેણે મારા સહોદર નાનાભાઈ ગજસુકુમાર મુનિને અકાલમાં જ જીવનથી રહિત કરેલ છે. એમ કહીને સોમિલ બ્રાહ્મણને ચાંડાલો દ્વારા પગમાં દોરડુ બંધાવીને, ઘસડીને નગરીની બહાર ફેંકાવી દે છે. ફેંકાવીને જ્યાં સોમિલ બ્રાહ્મણનુ શબ પડયું હતું તે ભૂમિને પાણીથી શુદ્ધ કરાવે છે. શુદ્ધ કરાવીને જ્યાં પોતાનુ ઘર હતુ ત્યાં આવે છે. અને પોતાના ભવનમાં પ્રવેશ કરે છે.

આ પ્રમાણે હે જંબૂ ! શ્રમણ યાવત્ મોક્ષ-પ્રાપ્ત મહાવીરે અંતકૃદ્દશાંગના તૃતીય વર્ગના આઠમા અધ્યયનનો આ અર્થ પ્રતિપાદિત કરેલ છે



# નવમું અધ્યયન

१- नवमस्स उ उक्खेवओ। एवं खलु जंबू! तेणं कालेणं तेणं समएणं बारवतीए नयरीए जहा पढमए जाव विहरइ। तत्थ णं बारवतीए बलदेवे नामं राया होत्था। वण्णओ। तस्स णं बलदेवस्स रण्णो धारिणी नामं देवी होत्था। वण्णओ। तते णं सा धारिणी सीहं सुमिणे जहा गोयमे. नवरं सुमुहे नामं कुमारे, पन्नासं कन्नाओ, पन्नासदाओ। चोद्दसपुव्वाइं अहिज्जइ, बीसं वासाइं परियाओ, सेसं तं चेव सेत्तुञ्जे सिद्धे। निक्खेवओ।

૧– નવમા અધ્યયનની પ્રસ્તાવના પહેલાની જેમ જાણી લેવી શ્રી સુધર્મા સ્વામીએ કહ્યુ '–હે જંબૂ! તે કાળે તે સમયે દ્વારિકા નગરીમાં જેમ પ્રથમ અધ્યયનમાં વર્ણન કરેલ છે તેમ યાવત્ કૃષ્ણ વાસુદેવ રાજ્ય કરતા હતા. તે નગરીમાં બલદેવ નામના રાજા હતા તેનુ વર્ણન ઔપપાતિક સૂત્રની જેમ જાણવુ તે બલદેવ રાજાને ધારિણી નામની રાણી હતી. રાણીનુ વર્ણન પણ પહેલાની જેમ જાણવું. ત્યાર પછી તે ધારિણી દેવીએ સ્વપ્નમાં સિંહ જોયો. જેવી રીતે ગૌતમ કુમારનો જન્મ થયો હતો તેવી જ રીતે તેને એક કુમાર થયો તેમાં અંતર માત્ર એટલુ જ કે તેનું નામ "સુમુખ કુમાર" હતુ સુમુખ કુમારનાં વિવાહ (લગ્ન) પચાસ કન્યાઓ સાથે કરવામાં આવ્યા. તેમજ પચાસ-પચાસ વસ્તુઓ દહેજમાં આપવામાં આવી. સુમુખ કુમારે પછી દીક્ષા ગ્રહણ કરી. મુનિ થયા પછી તે ચૌદ પૂર્વોનુ અધ્યયન કરે છે. ૨૦ વર્ષ સુધી દીક્ષાનું પાલન કરે છે બાકીનુ વર્ણન પહેલાં જેવુ જ છે અંતે શત્રુંજય પર્વત પર સિદ્ધ થાય છે ઉપસંહાર પહેલાની જેમ જાણવો.



एवं दुम्मुहेवि, कूवदारएवि तिन्निवि बलदेव-धारिणी सुया, दारुएवि एवं चेव, नवरं वसुदेवधारिणीसुते । एव अणाधिट्ठीवि वसुदेवधारिणीसुते ।

एवं खलु जम्बू ! समणेणं भगवया महावीरेण जाव संपत्तेणं अट्ठमस्स अंगस्स अंतगडदसाणं तच्चस्स वग्गस्स तेरसमस्स अज्झयणस्स अयमट्ठे पण्णत्ते ।

જેવી રીતે સુમુખ કુમારના જીવનનો ઉલ્લેખ કર્યો છે, તેવી રીતે દ્વિમુખ (દુર્મુખ) અને કૂપદારક આ બે રાજકુમારોના વિષયમાં પણ જાણવું. સુમુખ દ્વિમુખ અને કૂપદારક આ ત્રણે રાજા બલદેવના પુત્ર અને માતા ધારિણીના આત્મજ હતા. તેની જેમ જ દારૂકકુમારનુ વર્ણન પણ જાણવું. અતર માત્ર એટલું છે કે તેના પિતાનુ નામ વસુદેવ અને માતાનુ નામ ધારિણી હતું દારૂકકુમારના ભાઈ અનાધૃષ્ટિકુમારનું વર્ણન પણ એમ જ જાણવું.

આ પ્રમાણે હે જમ્બૂ ! યાવત્ મોક્ષપ્રાપ્ત શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ આઠમા અંગ અંતકૃદ્દશાંગના તૃતીય વર્ગના તેરમા અધ્યયનનો આ અર્થ પ્રતિપાદિત કરેલ છે



# ચોથો વર્ગ

१- जइ णं भंते ! समणेणं जाव संपत्तेणं तच्चस्स वग्गस्स अयमट्ठे पण्णत्ते, चउत्थस्स क अट्ठे पण्णत्ते ? एवं खलु जंबू ! समणेणं जाव संपत्तेणं चउत्थस्स वग्गस्स दस अज्झयणा पण्णत्ता, तं जहा–

जालि, मयालि, उवयालि, पुरिससेणे य, वारिसेणे य । पज्जुन्न, संब, अनिरुद्धे, सच्चनेमि य, दढनेमि ।

૧– જંબૂ–ભગવન ! શ્રમણુ યાવત્ મોક્ષપ્રાપ્ત મહાવીર સ્વામીએ ત્રીજા વર્ગને આ અર્થ કહ્યો છે તે હે ભગવન્ ! તેઓએ ચોથા વર્ગનો શો અર્થ પ્રતિપાદન કર્યો છે ? સુધર્મા – જંબૂ ! શ્રમણુ યાવત્ મોક્ષપ્રાપ્ત મહાવીર સ્વામીએ ચોથા વર્ગના દશ અધ્યયનો કહ્યા છે. તે આ પ્રમાણે–

(૧) જાલિકુમાર, (૨) મયાલિકુમાર, (૩) ઉપયાલિકુમાર, (૪) પુરુષસેનકુમાર, (૫) વારિસેણુકુમાર, (૬) પ્રદ્યુમ્નકુમાર, (૭) શામ્બકુમાર, (૮) અનિરુદ્ધકુમાર (૯) સત્યનેમિકુમાર અને (૧૦) દૃઢનેમિકુમાર

२- जइ ण भंते ! समणेणं जाव सपत्तेण चउत्थस्स वग्गस्स दस अज्झयणा पण्णत्ता, पढमस्स ण अज्झयणस्स के अट्ठे पण्णत्ते ! एवं खलु जंबू ! तेणं कालेणं तेणं समएण बारवती नयरी, तीसे जहा पढमे कण्हे वासुदेवे आहेवच्चं जाव विहरइ ।

૨– જંબૂ– હે ભગવન્ ! જો શ્રમણુ યાવત્ મોક્ષપ્રાપ્ત મહાવીર સ્વામીએ ચોથા વર્ગના દશ અધ્યયનો પ્રતિપાદન કરેલ છે, તો હે ભગવન્ ! પ્રથમ અધ્યયનનો શો અર્થ પ્રતિપાદન કરેલ છે ? સુધર્મા– હે જબૂ ! તે કાળે તે સમયે દ્વારિકા નામની નગરી હતી. તે નગરીમાં જેવી રીતે પ્રથમ અધ્યયનમાં કહેવાયુ છે તેવી રીતે કૃષ્ણુ વાસુદેવ શાસન કરતા થકા યાવત્ વિચરતા હતા

३- तत्थ णं बारवतीए नयरीए वसुदेवे राया, धारिणी वण्णओ, जहा गोयमो, नवरं जालिकुमारे । पन्नास दातो, बारसंगी, सोलस वासा परितओ, सेसं जहा गोयमस्स जाव सेतुंजे सिद्धे ।

૩– તે દ્વારિકા નગરીમાં વસુદેવ રાજા હતા. તેની ધારિણી નામની રાણી હતી તેનું વર્ણુન ઔપપાતિક સૂત્રના જેમ સમજી લેવુ. (તેને ત્યા એક બાળકનો જન્મ થયો) જેવી રીતે ગૌતમકુમારનો જન્મોત્સવ ઊજવવામાં આવ્યો હતો (તેવી રીતે આ બાળકનો પણુ જન્મોત્સવ ઊજવવામાં આવ્યો.) તેમાં એટલુ અંતર છે કે આ બાળકનુ નામ "જાલિકુમાર" રાખવામાં આવ્યું તેના પચાસ રાજકન્યાઓ સાથે લગ્ન કરવામાં આવ્યા. તેને પચાસ પ્રકારનો દહેજ

દેવામાં આવ્યો તેણે અરિહંત અરિષ્ટનેમિ ભગવાન પાસે દીક્ષા લીધી અને બાર અંગોનું અધ્યયન કર્યું. સોળ વર્ષ સુધી દીક્ષા પાળી. બાકીનુ વર્ણન ગૌતમકુમારની જેમ સમજી લેવું યાવત્ શત્રુંજય પર્વતપર સિદ્ધપદને પામ્યા.

४- एव मयालि, उवयालि, पुरिससेणे य वारिसेणे य । एव पजुन्ने वित्ति, नवरं कण्हे पिया, रुप्पिणी माता । एव संबेवि, नवरं जंबवती माता । एव अनिरुद्धेवि नवरं पज्जुन्ने पिया वेदब्भी माया । एवं सच्चनेमी, नवरं समुद्दविजये पिता, सिवा माता । दढनेमीवि, सव्वे एगगमा । चउत्थवग्गस्स निक्खेवओ ।

૪– તેવી જ રીતે મયાલિકુમાર, ઉવયાલિકુમાર, પુરુષસેનકુમાર, વારિસેણકુમારનું વૃત્તાન્ત સમજી લેવો. પ્રદ્યુમ્નકુમારનુ જીવન પણ એવુ જ છે. અંતર એટલું છે કે તેના પિતા કૃષ્ણ હતા. માતા રુક્મણી હતા એવી રીતે શામ્બ કુમારનુ જીવન પણ સમજી લેવુ તેમની માતાનું નામ જામ્બવતી હતુ. એવી રીતે અનિરુદ્ધ રાજકુમારનું જીવન પણ જાણી લેવુ તેમાં એ વિશેષતા છે કે તેના પિતા પ્રદ્યુમ્ન હતા માતાનું નામ વૈદર્ભી હતુ. તેજ પ્રમાણે સત્યનેમિનુ વર્ણન છે તેમાં વિશેષતા એ છે કે તેના પિતા સમુદ્રવિજય હતા અને માતાનુ નામ શિવા હતું. તેજ પ્રમાણે દૃઢનેમિનું વર્ણન જાણવુ. આ બધાનું એક સરખું વર્ણન છે ચોથા વર્ગનો ઉપસંહાર પૂર્વવત્ સમજી લેવો જોઈએ



# પાંચમો વર્ગ

१- जइ णं भंते! समणेणं जाव संपत्तेणं चउत्थस्स वग्गस्स अयमट्ठे पण्णत्ते, पंचमस्स वग्गस्स अंतगडदसाणं समणेणं जाव संपत्तेणं के अट्ठे पण्णत्ते ?

एवं खलु जंबू ! समणेणं जाव संपत्तेणं पंचमस्स वग्गस्स दस अज्झयणा पण्णत्ता, तजहा–

पउमावई य गोरी,
गंधारी लक्खणा सुसीमा य।
जंबवई सच्चभामा,
रुप्पिणी मूलसिरी मूलदत्ता वि।१।

૧ જમ્બૂ–ભગવન! શ્રમણ યાવત્ મોક્ષપ્રાપ્ત ભગવાન મહાવીર સ્વામીએ ચોથા વર્ગનો આ અર્થ પ્રતિપાદન કર્યો છે તો આ અંતગડ સૂત્રના પાચમા વર્ગનો હે ભગવન્! શ્રમણ યાવત્ મોક્ષ-પ્રાપ્ત ભગવાન મહાવીર સ્વામીએ શો અર્થ પ્રતિપાદન કરેલ છે?

સુધર્મા–હે જમ્બૂ! શ્રમણ યાવત્ મોક્ષપ્રાપ્ત ભગવાન મહાવીર સ્વામીએ અતગડ સૂત્રના પાંચમા વર્ગના ૧૦ અધ્યયનનો પ્રરૂપેલ છે તે આ પ્રમાણે છે (૧) પદ્માવતી દેવી (૨) ગૌરી દેવી (૩) ગાન્ધારી દેવી (૪) લક્ષ્મણા દેવી (૫) સુસીમા દેવી (૬) જામ્બવતી દેવી (૭)સત્યભામા દેવી (૮) રૂક્ષ્મણી દેવી (૯) મૂલશ્રી દેવી (૧૦) મૂલદત્તા દેવી

२- जइ णं भते! पंचमस्स वग्गस्स दस अज्झयणा पण्णत्ता, पढमस्स भंते ! अज्झयणस्स के अट्ठे पण्णत्ते ?

एवं खलु जंबू ! तेणं कालेणं तेणं समएणं बारवती णयरी, जहा पढमे जाव कण्हे वासुदेवे आहेवच्चं जाव विहरइ। तस्स णं कण्हस्स वासुदेवस्स पउमावती नामं देवी होत्था। वण्णओ। तेणं कालेणं, तेणं समएणं अरहा अरिट्ठनेमी समोसढे जाव विहरइ। कण्हे वासुदेवे णिग्गते, जाव पज्जुवासइ।

तते णं सा पउमावती देवी इमीसे कहाए लद्धट्ठा समाणी हट्ठ० जहा देवती जाव पज्जुवासइ। तए णं अरहा अरिट्ठनेमी

૨– જમ્બૂ–ભગવન! જો પાંચમા વર્ગના દસ અધ્યયનો પ્રતિપાદન કરેલ છે તો હે ભગવન! પ્રથમ અધ્યયનનો શો અર્થ કહ્યો છે?

સુધર્મા-- હે જંબૂ! તે કાળે અને તે સમયે દ્વારિકા નગરી હતી જેવી રીતે પ્રથમ અધ્યયનમાં વર્ણન કર્યું છે યાવત્ તે જ રીતે કૃષ્ણ વાસુદેવ ત્યા રાજ્ય કરતા હતા તે કૃષ્ણ વાસુદેવને પદ્માવતી નામની રાણી હતી. તેનું વર્ણન ઔપપાતિક સૂત્રથી જાણવુ. તે કાલે તે સમયે અર્હંત અરિષ્ટનેમિ પધાર્યા યાવત્ વિચ-રવા લાગ્યા કૃષ્ણ વાસુદેવ દ્વારિકાથી નીકળી પ્રભુના ચરણ–વદન કરવા ગયા યાવત્ ભગ-વાનની ઉપાસના કરવા લાગ્યા.

ત્યાર પછી તે પદ્માવતીદેવી આ વૃત્તાન્તને જાણી ઘણી પ્રસન્ન થઈ. જે રીતે દેવકી દેવી ધાર્મિક રથપર આરૂઢ થઈને ભગવાનની ઉપાસના

कण्हस्स वासुदेवस्स पउमावतीए य धम्म-कहा, परिसा पडिगया।

तते णं कण्हे वासुदेवे अरहं अरिट्ठनेमिं वदइ, णमंसति, वदित्ता णमंसित्ता एवं वयासी–

इमीसे ण भंते! बारवतीए णयरीए नवजोयण जाव देवलोगभूयाए किं-मूलाते विणासे भविस्सइ?

कण्हाइ! अरहा अरिट्ठनेमी कण्ह वासुदेवं एवं वयासी–एवं खलु कण्हा! इमीसे बारवतीए णयरीए नवजोयण जाव भूयाए सुरग्गिदीवायणमूलाए विणासे भविस्सइ।

કરવા ગયા હતા, તેવી રીતે પદ્માવતીદેવી પણ ગયા અને ભગવાનની ઉપાસના કરવા લાગ્યા. ત્યાર પછી અર્હંત અરિષ્ટનેમિ ભગવાન કૃષ્ણ વાસુદેવને, પદ્માવતી દેવીને અને અન્ય સમૂહને ધર્મકથા સંભળાવે છે. જનતા પાછી જાય છે

ત્યાર પછી કૃષ્ણવાસુદેવ અરિહંત અરિષ્ટનેમિ ભગવાનને વંદન–નમસ્કાર કરે છે અને વંદન નમસ્કાર કરીને આ પ્રમાણે કહે છે–

ભંતે! નવ યોજન વિસ્તૃત અને બાર યોજન લાંબી યાવત્ સાક્ષાત્ દેવલોક જેવી આ દ્વારિકા નગરીનો વિનાશ કયા નિમિત્તથી થશે?

કૃષ્ણ! એમ સંબોધન કરી અર્હંત અરિષ્ટનેમિએ વાસુદેવ કૃષ્ણને કહ્યું '– આ દ્વારિકા નગરી જે નવ યોજન પહોળી યાવત્ સ્વર્ગ સમાન છે તેનો વિનાશ સુરા, અગ્નિ અને દ્વૈપાયન ઋષિના કારણે થશે

३- कण्हस्स वासुदेवस्स अरहतो अरिट्ठनेमिस्स अंतिए एवं सोच्चा निसम्म एयं अब्भत्थिए ४ समुप्पन्ने–धन्ना णं ते जालि-मयालि--उवयालि--पुरिससेण--वारिसेण-पजुन्न--संब-अनिरुद्ध---दढनेमि---सच्चनेमिप्पभियओ कुमारा जे ण चइत्ता हिरण्णं जाव परिभाएत्ता अरहओ अरिट्ठ-नेमिस्स अंतियं मुंडा जाव पव्वइया; अहण्णं अधन्ने, अकयपुण्णे रज्जे य जाव अंतेउरे य माणुस्सएसु य कामभोगेसु मुच्छिए ४, नो संचाएमि अरहतो अरिट्ठनेमिस्स जाव पव्वइत्तए।

૩–કૃષ્ણ વાસુદેવ અર્હંત અરિષ્ટનેમિ પાસેથી આ ઉત્તર સાંભળી વિચારમાં પડી ગયા તેના હૃદયમાં આવો સંકલ્પ ઉત્પન્ન થયો કે–જાલિકુમાર મયાલિકુમાર, ઉપયાલિકુમાર, પુરુષસેનકુમાર, વારિસેણકુમાર પ્રદ્યુમ્નકુમાર, શામ્બકુમાર, અનિરુદ્ધ કુમાર, દૃઢનેમિકુમાર, સત્યનેમિકુમાર, આદિ કુમારોને ધન્ય છે કારણ કે તેઓ સુવર્ણ આદિ યાવત્ પોતાનાં ધનને છોડી, પોતાનાં ભાઈઓ તેમજ યાચકોને વહેંચી, અરિહંત ભગવાન અરિષ્ટનેમિ પાસે મુંડિત યાવત્ દીક્ષિત થયા છે હું અધન્ય છુ, પુણ્યહીન છું અને રાજ્યમાં યાવત્ અંતઃપુરમાં મનુષ્યજીવન સંબંધી કામભોગોમા આસકત છું. હું અરિહંત અરિષ્ટનેમિ ભગવાન પાસે દીક્ષિત થવા માટે સમર્થ નથી

४- कण्हाइ! अरहा अरिट्ठनेमी कण्हं वासुदेवं एवं वयासी-से नूणं कण्हा! तव अयं अब्भत्थिए ४ समुप्पन्ने–धन्ना णं ते जाव पव्वइत्तए। से नूणं कण्हा! अय-

૪– આ પ્રમાણે કૃષ્ણને વિચારમગ્ન જોઈ અરિહંત અરિષ્ટનેમિ ભગવાને કહ્યુ :– હે કૃષ્ણ! તમને હમણા એ વિચાર આવ્યો છે કે તે જાલિકુમાર આદિ ધન્ય છે, યાવત્ જેઓએ

मट्ठे समट्ठे ? हन्ता अत्थि । तं नो खलु कण्हा ! तं एवं भूतं वा भव्वं वा भविस्सइ वा जन्नं वासुदेवा चइत्ता हिरण्णं जाव पव्वइस्सन्ति ।

દીક્ષા ગ્રહણ કરી છે અને હું અધન્ય છું કેમકે હું દીક્ષા ગ્રહણ કરી શકતો નથી કૃષ્ણ ! આ વાત સાચી છે ?

કૃષ્ણ–હા. આ વાત સત્ય છે.

से केणट्ठेणं भंते ! एवं वुच्चइ-न एयं भूयं वा जाव पव्वतिस्संति ? कण्हाइ ! अरहा अरिट्ठनेमी कण्हं वासुदेवं एवं वयासी–एवं खलु कण्हा ! सव्वे वि य णं वासुदेवा पुव्वभवे निदाणकडा, से एतेणट्ठेणं कण्हा ! एवं वुच्चति न एयं भूयं जाव पव्वइस्संति ।

હે કૃષ્ણ ! ભૂતકાળમાં એમ બન્યું નથી. વર્તમાનમાં બનવાનુ નથી અને ભવિષ્યમાં બનશે નહિ કે કોઇ વાસુદેવ રાજ્યપાટ છોડીને સાધુ બને

કૃષ્ણ–ભગવન ! ભૂત યાવત્ ત્રણે કાળમાં કોઈપણ વાસુદેવ કેમ દીક્ષિત ન થઈ શકે ?

ભગવાન અરિષ્ટનેમિ– કૃષ્ણ ! બધા વાસુદેવોએ નિયાણા (ધર્મક્રિયાના ફળની અભિલાષા) કરેલ હોય છે તેથી હે કૃષ્ણ ! વાસુદેવ ભૂત યાવત્ ત્રણે કાળમાં ક્યારેય પણ દીક્ષિત થતા નથી એમ કહ્યુ છે

५- तते णं से कण्हे वासुदेवे अरहं अरिट्ठनेमिं एवं वयासी–अहं णं भंते ! इतो कालमासे कालं किच्चा कहिं गमिस्सामि ? कहिं उववज्जिस्सामि ?

૫– ત્યાર પછી કૃષ્ણ વાસુદેવે અરિહંત અરિષ્ટનેમિ ભગવાનને કહ્યુઃ–હે ભગવન ! હું અહીંથી મૃત્યુ પામીને–કાળ કરીને ક્યાં જઈશ ? ક્યાં ઉત્પન્ન થઇશ ?

तते णं अरहा अरिट्ठनेमी कण्हं वासुदेवं एवं वयासी–एवं खलु कण्हा ! बारवतीए नयरीए सुरदीवायणकोवनिद्दड्ढाए अम्मापिइनियगविप्पहूणे रामेण बलदेवेण सद्धिं दाहिणवेलाए अभिमुहे जोहिट्ठिल्लपामोक्खाणं पंचण्हं पांडवाणं पंडुरायपुत्ताणं पासं पंडुमहुरं संपत्थिए कोसंबवणकाणणे नग्गोहवरपायवस्स अहे पुढविसिलापट्टए पीतवत्थपच्छाइयसरीरे जरकुमारेणं तिक्खेणं कोदंडविप्पमुक्केणं इसुणा वामे पादे विद्धे समाणे कालमासे कालं किच्चा तच्चाए वालुयप्पभाए पुढवीए उज्जलिए नरए नेरइयत्ताए उववज्जिहिसि ।

અરિહંત અરિષ્ટનેમિ ભગવાને કૃષ્ણ વાસુદેવને કહ્યુ–અગ્નિકુમાર દેવરૂપ દ્વૈપાયન ઋષિના ક્રોધરૂપ અગ્નિથી દ્વારકા નગરી ભસ્મ થશે. તેથી માતા–પિતા અને પોતાના સંબધિઓનો વિયોગ થવા પર રામ બલદેવ (મોટાભાઇ) ની સાથે, દક્ષિણ સમુદ્રના કિનારા તરફ યુધિષ્ઠિર વિગેરે પાંડુ રાજાના પાંચ પુત્રો પાસે પાંડુ–મથુરા (પાંડવોની રાજધાની) તરફ જતા, કોશામ્બ વૃક્ષોનાં વનમાં મોટા વડલાનાં ઝાડ નીચે, પૃથ્વી-શિલા ઉપર, પીળા વસ્ત્રોથી આચ્છાદિત શરીરવાળા તમે જરાકુમાર દ્વારા ધનુષ્યથી તીક્ષ્ણ બાણથી ડાબો પગ વિંધાઈ જવાનાં કારણે મૃત્યુનાં સમયે કાળ કરશો અને ભયંકર ત્રીજી વાલુકા પ્રભા પૃથ્વીમાં નારકરૂપે ઉત્પન્ન થશો.

६- तते णं कण्हे वासुदेवे अरहतो अरिट्ठनेमिस्स अन्तिए एयमट्ठं सोच्चा निसम्म जाव झियाइ ।

कण्हाइ ! अरहा अरिट्ठनेमी कण्हं वासुदेवं एवं वयासी--मा णं तुमं देवाणुप्पिया ! ओहय जाव झियाहि । एवं खलु तुमं देवाणुप्पिया ! तच्चाओ पुढवीओ उज्जलियाओ अणंतर उव्वट्टित्ता इहेव जम्बूदीवे भारहे वासे आगमेसाए उस्सप्पिणीए पुंडेसु जणवतेसु सयदुवारे बारसमे अममे नाम अरहा भविस्ससि, तत्थ तुम बहूइं वासाइं केवलि-परियायं पाउणित्ता सिज्झिहिसि ।

तते णं से कण्हे वासुदेवे अरहतो अरिट्ठनेमिस्स अंतिए एयमट्ठं सोच्चा निसम्म हट्ठ-तुट्ठ० अप्फोडेइ, अप्फोडित्ता वग्गई, वग्गइत्ता तिवतिं छिंदइ, छिंदइत्ता सीहनायं करेइ, करित्ता अरहं अरिट्ठनेमिं वंदति णमंसति, वंदित्ता, णमंसित्ता तमेव अभिसेवकं हत्थिं दुरूहइ, दुरूहित्ता जेणेव बारवती णयरी, जेणेव सते गिहे तेणेव उवागए, अभिसेय हत्थिरयणाओ पच्चोरुहइ, पच्चारुहित्ता जेणेव बाहिरिया उवट्ठाणसाला जेणेव सते सीहासणे तेणेव उवागच्छइ, उवागच्छित्ता सीहासवरंसि पुरत्थाभिमुहे निसीयइ, निसीइत्ता कोडुंवियपुरिसे सद्दावेइ, सद्दावित्ता एवं वयासी—

७- गच्छह णं तुब्भे देवाणुप्पिया ! बारवतीए णयरीए सिंघाडग जाव उवघोसेमाणे

૬– કૃષ્ણ વાસુદેવ અરિહંત અરિષ્ટનેમિ ભગવાન પાસેથી આ વાત સાંભળી તેના પર વિચાર કરી નિરાશ થઈ ગયા. યાવત્ ચિન્તામાં ડૂબી ગયા.

"હે કૃષ્ણ !" એમ કહી અરિહંત અરિષ્ટનેમિએ કહ્યું :– હે દેવાનુપ્રિય ! તમે નિરાશ ન થાવો યાવત્ આર્તધ્યાન ન કરો તમે ભયંકર ત્રીજા નરકથી નીકળી અંતર વગર (સીધા) આ જંબુદ્વીપમા આવેલા ભારતવર્ષમાં આવતી ઉત્સર્પિણીકાળમાં, પુંડ્ર નામના જનપદના શતદ્વાર નામના નગરમાં બારમા અમમ નામના તીર્થંકર થશો, ઘણા વર્ષો સુધી કેવળી દશામાં રહી તમે સિદ્ધિ પ્રાપ્ત કરશો, જ્ઞાન દ્વારા સમસ્ત પદાર્થોને જાણશો, સંપૂર્ણ કર્મોથી મુક્ત થશો, સમસ્ત કર્મજન્ય સંતાપોથી મુક્ત થઈ જશો, જન્મ–મરણજન્ય સમસ્ત દુ:ખોનો અંત કરશો.

અરિહંત અરિષ્ટનેમિ ભગવાન પાસેથી આ વાત સાંભળી અને હૃદયગમ કરી કૃષ્ણ વાસુદેવ અત્યંત પ્રસન્ન થયા તેની ભુજાઓ ફરકવા લાગી જોરથી અવાજ કરવા લાગ્યા, અવાજ કરીને મલ્લની જેમ ત્રણવાર પૃથ્વી પર પગ પછાડયા–ઉછાળ્યા, સિંહની જેમ ગર્જના કરી, ગર્જના કરીને શ્રીકૃષ્ણ અરિહંત અરિષ્ટનેમિ ભગવાનને વંદના–નમસ્કાર કરે છે વંદન–નમસ્કાર કરીને તેજ શ્રેષ્ઠ હાથી પર આરૂઢ થાય છે જ્યા દ્વારિકા નગરી હતી, જ્યાં પોતાનુ ભવન હતુ, ત્યાં આવ્યા શ્રેષ્ઠ હસ્તિરત્ન પરથી ઊતરે છે ઊતરીને બહાર જ્યા સભાસ્થાન હતુ, જ્યાં પોતાનુ સિંહાસન હતુ, ત્યાં આવે છે ઉત્તમ સિંહાસન ઉપર પૂર્વ દિશા તરફ મુખ રાખીને આસીન થાય છે અને રાજસેવકોને બોલાવે છે તેઓને આ પ્રમાણે કહે છે :–

૭– હે દેવાનુપ્રિયો ! તમે જાઓ અને દ્વારિકા નગરીના જ્યા ત્રિક–ત્રણ રસ્તા મળતાં હોય.

एवं वयह--एवं खलु देवाणुप्पिया! बारवतीए णयरीए नवजोयण जाव भूयाए, सुरग्गिदीवायणमूलए विणासं भविस्सइ। तं जो णं देवाणुप्पिया! इच्छइ बारवतीए णयरीए राया वा, जुवराया वा, ईसरे, तलवरे, मांडबिए, कोडुंबिए, इब्भे, सेट्ठी वा, देवी वा, कुमारो वा, कुमारी वा, अरहतो अरिट्ठनेमिस्स अंतिए मुंडे जाव पव्वइत्तए, तं णं कण्हे वासुदेवे विसज्जेति। पच्छातुरस्सवि य से अहापवित्तं विति अणुजाणइ, महया इड्ढिसक्कारसमुदएण य से निक्खमणं करेइ। दोच्चंपि तच्चंपि घोसणयं घोसेह, घोसइत्ता मम एवं आणत्तियं पच्चप्पिणह। तए णं ते कोडुबिय जाव पच्चपिणंति।

યાવત્ અનેક રસ્તાઓ જ્યાં મળતા હોય ત્યાં ઘોષણાપૂર્વક કહો– "હે દેવાનુપ્રિયો! નવ યોજન પહોળી યાવત્ દેવલોક જેવી દ્વારિકા નગરીનો વિનાશ સુરા અગ્નિ અને દ્વૈપાયન ઋષિના કારણે થશે તેથી હે દેવાનુપ્રિયો! દ્વારિકા નગરીના કોઈ પણ રાજા હોય અથવા યુવરાજ હોય, ઈશ્વર કે ઐશ્વર્યવાન હોય, તલવર (રાજાએ સંતુષ્ટ થઈને જેને પટબંધ આપ્યો હોય તે) હોય, માડંલિક (વીખરાયેલી વસતિના નાયક) હોય, કૌટુમ્બિક–કુટુંબોનુ પાલન કરવાવાળા, ઈભ્ય (હાથીના બરાબર–તેટલા ધનનો સ્વામી હોય) શ્રેષ્ઠી હોય, મહારાણી હોય, કુમારી હોય કે કુમાર હોય, જે અરિહંત અરિષ્ટનેમિપાસે મુંડિત થઈ પ્રવ્રજિત થવાની ભાવના રાખતા હોય તે બધાને કૃષ્ણ વાસુદેવ આજ્ઞા આપે છે. તેની પાછળ જે કોઈ નિરાશ્રિત હશે તેને માટે કૃષ્ણ વાસુદેવ યથાયોગ્ય આજીવિકાનો પ્રબંધ કરશે. કૃષ્ણ વાસુદેવ દીક્ષા લેનારનો મહાન ઋદ્ધિ–સત્કારપૂર્વક નિષ્ક્રમણ–દીક્ષા મહોત્સવ ઊજવશે.

આ પ્રમાણે બે ત્રણવાર ઘોષણા. કરો ઘોષણા કરીને મારી આજ્ઞા મને પાછી આપો ત્યાર પછી સેવકો ઘોષણા કરીને સૂચના આપે છે.

८- तते णं सा पउमावई देवी अरहतो अरिट्ठनेमिस्स अंतिए धम्मं सोच्चा निसम्म हट्ठ-तुट्ठ जाव हियया अरहं अरिट्ठनेमिं वंदति णमंसति, वंदित्ता णमंसित्ता एवं वयासी–

सद्दहामि णं भंते! णिग्गंथं पावयणं, से जहेतं तुब्भे वदह, जं नवरं देवाणुप्पिया! कण्हं वासुदेवं आपुच्छामि। तते णं अहं देवाणुप्पियाणां अंतिए मुंडा जाव पव्वयामि।

૮– ત્યાર પછી તે પદ્માવતી દેવી અર્હંત અરિષ્ટનેમિ પાસે ધર્મકથા સાંભળી તેને હૃદયંગમ કરી આનંદવિભોર બની ગઈ સંતુષ્ટ થઈ યાવત પ્રસન્ન થઈ અરિહંત અરિષ્ટનેમિ ભગવાનને વંદના–નમસ્કાર કરે છે વંદના–નમસ્કાર કરીને આ પ્રમાણે કહે છે–

હે ભગવન! નિર્ગ્રન્થ પ્રવચન અર્થાત્ આપની વાણી પર હું શ્રદ્ધા રાખું છું આપ જે કહો છો તે સત્ય છે દેવાનુપ્રિય! હું કૃષ્ણવાસુદેવને પૂછું છું ત્યાર પછી આપની પાસે મુંડિત થઈ યાવત્ દીક્ષા ગ્રહણ કરીશ

'अहासुहं देवाणुप्पिया! मा पडिबंधं करेह।'

ततेणं सा पउमावई देवी धम्मियं जाणप्पवरं दुरूहइ, दुरूहित्ता जेणेव बारवती णयरी जेणेव सते गिहे, तेणेव उवागच्छइ, उवागच्छित्ता धम्मियाओ जाणाओ पच्चोरुहइ, पच्चोरुहित्ता जेणेव कण्हे वासुदेवे तेणेव उवागच्छइ, उवागच्छित्ता करयल कट्टु एवं वयासी—

इच्छामि णं देवाणुप्पिया! तुब्भेहिं अब्भणुण्णाता समाणी अरहतो अरिट्ठनेमिस्स अंतिए मुंडा जाव पव्वयामि। अहासुहं०।

ભગવાન અરિષ્ટનેમિ–દેવાનુપ્રિયે! જેમ તમને સુખ ઉપજે તેમ કરો તેમા વિલંબ ન કરો.

ત્યાર પછી તે પદ્માવતીદેવી ધાર્મિક (જે માત્ર ધાર્મિક કાર્યોમાં જ વપરાતો હોય), શ્રેષ્ઠ રથપર આરૂઢ થાય છે. આરૂઢ થઇ જ્યાં દ્વારિકા નગરી હતી, જ્યાં પોતાનું ભવન હતું, ત્યાં જાય છે અને જઇને ધાર્મિક રથ ઉપરથી ઊતરે છે, ઊતરીને જ્યાં કૃષ્ણ વાસુદેવ હતા ત્યાં આવે છે. આવીને બે હાથ જોડીને આ પ્રમાણે કહે છે.

હે દેવાનુપ્રિય! જો આપ આજ્ઞા આપો તો અરિહંત અરિષ્ટનેમિ ભગવાન પાસે મુંડિત થઈને યાવત્ દીક્ષા ગ્રહણ કરું. કૃષ્ણ–જેમ તમને સુખ ઊપજે તેમ કરો.

९- तए णं से कण्हे वासुदेवे कोडुंबिए सद्दावेइ सद्दावित्ता एवं वयासी—खिप्पामेव देवाणुप्पिया! पउमावईए महत्थं निक्खमणाभिसेयं उवट्ठवेह, उवट्ठवित्ता एयमाणत्तियं पच्चप्पिणह। तए णं ते जाव पच्चप्पिणंति।

तए णं से कण्हे वासुदेवे पउमावइं देविं पट्टयं दुरूहेइ, अट्ठसतेणं सोवण्णकलसेणं जाव महानिक्खमणाभिसेएणं अभिसिचइ, अभिसिचित्ता सव्वालंकारविभूसियं करेइ, करित्ता पुरिससहस्सवाहिणिं सिवियं रयावेइ, बारवतीए णयरीए मज्झंमज्झेणं णिग्गच्छइ, णिग्गच्छित्ता, जेणेव रेवतए पव्वते, जेणेव सहसंबवणे उज्जाणे तेणेव उवागच्छइ, उवागच्छित्ता सीयं ठवेइ, पउमावई देवी सीताओ पच्चोरुहइ। तए णं से कण्हे

૯– ત્યારપછી કૃષ્ણ વાસુદેવ કૌટુમ્બિક પુરુષો–રાજસેવકોને બોલાવે છે અને બોલાવીને આ પ્રમાણે આજ્ઞા આપે છે– દેવાનુપ્રિયો! પદ્માવતી દેવીના વિશાળ દીક્ષા-મહોત્સવની જલદી તૈયારી કરો તૈયારી કરી આ આજ્ઞાનુ પાલન કરીને મને આજ્ઞા પાછી આપો. તે સેવકો કૃષ્ણ મહારાજની આજ્ઞાનું પાલન કરીને તેની સૂચના કૃષ્ણ મહારાજાને આપે છે.

ત્યાર પછી તે કૃષ્ણ વાસુદેવ પદ્માવતી દેવીને સ્નાનપટ્ટપર બેસાડે છે એકસો આઠ સોનાના કળશોથી દીક્ષા–મહોત્સવ સબંધી સ્નાન કરાવે છે. સ્નાન કરાવીને બધા પ્રકારના આભૂષણોથી આભૂષિત કરે (શણગારે) છે. તેમ કરીને પુરુષ સહસ્રવાહિની પાલખીમાં બેસાડે છે. દ્વારિકા નગરીની વચોવચ થઈને તે નીકળે છે. નીકળીને જ્યાં રૈવતક પર્વત હતો, જ્યાં સહસ્રામ્રવન નામનો બાગ હતો, ત્યાં આવે છે ત્યાં આવીને પાલખીને ઉતારે છે. પદ્માવતીદેવી પાલખીમાંથી ઊતરે છે. ત્યાર પછી તે કૃષ્ણ વાસુદેવ પદ્મા-

वासुदेवे पउमावइं देविं पुरओ कट्टु जेणेव अरहा अरिट्ठनेमी तेणेव उवागच्छइ, उवागच्छित्ता अरहं अरिट्ठनेमिं तिक्खुत्तो आयाहिणं पयाहिणं करेइ, करित्ता वंदइ, णमसइ, वंदित्ता नमंसित्ता एवं वयासी–

વતી દેવીને પોતાની આગળ કરીને જ્યાં અરિહંત અરિષ્ટનેમિ ભગવાન બિરાજમાન હતા ત્યાં આવે છે. આવીને અરિહંત અરિષ્ટનેમિ ભગવાનને ડાબી બાજુથી જમણી બાજુ સુધીની પ્રદક્ષિણા કરે છે પ્રદક્ષિણા કરીને વંદન–નમસ્કાર કરે છે. વંદન–નમસ્કાર કરીને આ પ્રમાણે કહે છે

१०- एस णं भंते ! मम अग्गमहिसी पउमावई नामं देवी, इट्ठा-कंता-पिया-मणुन्ना-मणामा-अभिरामा जाव किमंग पुण-पासणायाए ? तन्नं अहं देवाणुप्पिया ! सिस्सिणीभिक्खं दलयामि, पडिच्छंतु णं देवाणुप्पिया ! सिस्सिणी-भिक्खं । अहासुहं० ।

૧૦– ભગવન! આ પદ્માવતી નામની દેવી મારી પટ્ટરાણી છે, મારા માટે તે ઇષ્ટ છે, કાન્ત છે, પ્રિય છે, મનોજ્ઞ છે, મણામ (જેની સુંદરતાનુ વારવાર સ્મરણ કરવામાં આવે એવી) છે યાવત્ ઉદબર પુષ્પની સમાન તેનુ નામ સાંભળવું પણ કઠિન છે. ત્યાં તેને જોવાની તો વાત જ ક્યાં? હે દેવાનુપ્રિય! તે પદ્માવતીદેવીને શિષ્યાના રૂપમાં આપને ભિક્ષા આપુ છુ આપ શિષ્યારૂપ આ ભિક્ષાનો સ્વીકાર કરો.

ભગવાને કહ્યું– હે કૃષ્ણ! જેમ તમને સુખ ઊપજે તેમ કરો. અર્થાત્ આ ભિક્ષાનો હુ સ્વીકાર કરું છું.

११- तए णं सा पउमावई उत्तरपुरच्छिमं दिसीभागं अवक्कमति, अवक्कमित्ता सयमेव आभरणालंकारं ओमुयइ, ओमुइत्ता सयमेव पंचमुट्ठियं लोयं करेइ, करित्ता जेणेव अरहा अरिट्ठनेमी तेणेव उवागच्छइ,उवागच्छित्ता अरहं अरिट्ठनेमिं वदति, णमंसति, वदित्ता णमंसित्ता एवं वयासी–आलित्ते जाव धम्ममाइक्खित्तं । तते णं अरहा अरिट्ठनेमी पउमावइं देविं सयमेव पव्वावेइ, सयमेव मुंडा० सयं०, जक्खिणीते अज्जाते सिस्सिणिं दलयति । तए णं सा जक्खिणी अज्जा पउमावइं देविं सयमेव पव्वावइ जाव संजमियव्वं ।

૧૧– ત્યાર પછી તે પદ્માવતીદેવી ઇશાનખૂણામા જાય છે જઈને પોતાની મેળે જ નાના-મોટા બધા આભૂષણોને ઉતારે છે ઉતારીને પોતાની મેળે જ પચમુષ્ટિ લોચ કરે છે. લોચ કરીને જ્યાં અરિહત અરિષ્ટનેમિ ભગવાન હતા ત્યાં આવે છે ત્યાં આવીને અરિહત અરિષ્ટનેમિ ભગવાનને વદન-નમસ્કાર કરે છે, વદન-નમસ્કાર કરીને આ પ્રમાણે કહે છેઃ– ભતે! આ જગત્ જરા (વૃદ્ધાવસ્થા) અને મરણાદિ દુઃખરૂપ અગ્નિથી બળી રહ્યુ છે યાવત્ હું આપની પાસે દીક્ષા અંગીકાર કરવા ઈચ્છુ છુ આપ મને ધર્મનો ઉપદેશ સંભળાવો.

ત્યાર પછી ભગવાન અરિહત અરિષ્ટનેમિ સ્વય પદ્માવતી દેવીને દીક્ષિત કરે છે, તે પોતે ભાવથી મુંડિત કરે છે તેને ભગવાન પોતે યક્ષિણી આર્યાજીને (સાધ્વીજીને) શિષ્યારૂપમાં સોંપે છે

१२- तए णं सा पउमावई जाव संजमइ। तए णं सा पउमावई अज्जा जाता ईरिया-समिया जाव गुत्तबंभयारिणी। तए णं सा पउमावई अज्जा जक्खिणीते अज्जाते अंतिए समाइयमाइयाइं एक्कारस अंगाइं अहिज्जइ। बहूहिं चउत्थ छट्ठ० विविह तव० भावेमाणा विहरइ।

૧૨– ત્યાર પછી યક્ષિણી સાધ્વી પદ્માવતીદેવીને (આર્યાને) પોતાના હાથે દીક્ષિત કરે છે. (કેશ-લુંચનરૂપ દીક્ષા આપે છે) અને સંયમ આરાધનામાં પ્રયત્નશીલ રહેવાની શિક્ષા આપે છે–સમજાવે છે. ત્યાર પછી તે પદ્માવતીદેવી સંયમસાધનામાં યત્નશીલ બને છે આ પ્રમાણે પદ્માવતીદેવી આર્યા– મહાસતી બની ગયા. ઇર્યાસમિતિ, ભાષાસમિતિ આદિનુ પાલન કરીને જિતેન્દ્રિય તેમજ બ્રહ્મચારિણી બની ગઈ. પદ્માવતી સાધ્વીએ યક્ષિણી સાધ્વી પાસે રહી સામાયિક-આચારાંગ આદિ અગિયાર અંગોનું અધ્યયન કર્યું છટ્ટ–અટ્ઠમ આદિ અનેક પ્રકારના તપથી પોતાના આત્માને ભાવિત કરતી થકી તે વિચરવા લાગી

१३- तए ण सा पउमावई अज्जा बहुपडि-पुण्णाइ बीसं वासाइं सामण्णपरियागं पाउणित्ता, मासियाए संलेहणाए अप्पाणं झोसेइ, झोसित्ता सट्ठि भत्ताइं अणस-णाए छेदेइ, छेदित्ता जस्सट्ठाए कीरइ नग्गभावे जाव तमट्ठं आराहेइ, चरि-मुस्सासेहि सिद्धा ५।

૧૩– આ પ્રમાણે પદ્માવતી આર્યા સમ્પૂર્ણ વીસ વર્ષ સુધી શ્રામણ્યપર્યાય–સંયમ પાળીને એક માસનો સંથારો કરીને આત્માને આરાધિત કરીને સાઠ ભક્તને અનશન વ્રત દ્વારા છેદે છે તે છેદીને જે ઉદ્દેશથી નગ્નભાવ–સાધુજીવન અંગીકાર કર્યું હતું યાવત્ તે ઉદ્દેશને સિદ્ધ કરી લે છે અંતિમ શ્વાસોચ્છવાસદ્વારા સિદ્ધ ગતિને પ્રાપ્ત કરે છે કેવળજ્ઞાનથી બધા પદાર્થોને જાણે છે, સંપૂર્ણ કર્મોથી રહિત થાય છે, સકલ કર્મજન્ય સંતાપોથી મુક્ત થાય છે, બધા દુઃખોનો અંત કરે છે



## ૨ થી ૮ અધ્યયન

१- उक्खेवओ य अज्झयणस्स । तेणं कालेणं तेणं समएणं बारवई णयरी, रेवतए, उज्जाणे नंदणवने । तत्थ णं बारवईए णयरीए कण्हे वासुदेवे राया होत्था । तस्स णं कण्हस्स वासुदेवस्स गोरीदेवी, वण्णओ ।

अरहा अरिट्ठनेमी समोसढे । कण्हे णिग्गए, गोरी जहा पउमावई तहा णिग्गया । धम्मकहा, परिसा पडिगया, कण्हे वि पडिगए । तए णं सा गोरी जहा पउमावई तहा णिक्खंता जाव सिद्धा ।

૧– બીજા અધ્યયનનો ઉત્ક્ષેપ (આરભ) પહેલાની જેમ જાણવો. તે કાળે અને તે સમયે દ્વારિકા નામની નગરી હતી ત્યાં રૈવતક નામનો પર્વત હતો. નન્દનવન નામનુ ઉદ્યાન હતું ત્યા દ્વારિકા નગરીમા કૃષ્ણ વાસુદેવ નામના રાજા હતા. તે કૃષ્ણ વાસુદેવને ગૌરીદેવી નામની રાણી હતી તેનું વર્ણન ઔપપાતિક સૂત્રમાં કરેલ રાણીવર્ણન પ્રમાણે જાણવું

એક વાર અર્હત્ અરિષ્ટનેમિ ભગવાન દ્વારિકા નગરીમાં પધાર્યા કૃષ્ણ વાસુદેવ તેમના દર્શન કરવા માટે નીકળ્યા મહારાણી પદ્માવતીની જેમ ગૌરીદેવી પણ ભગવાનના દર્શન કરવા ગઇ ભગવાને ધર્મકથા સંભળાવી. ધર્મકથા સાંભળી જનતા ચાલી ગઇ. કૃષ્ણ વાસુદેવ પણ ચાલ્યા ગયા. ત્યાર પછી જેવી રીતે પદ્માવતી રાણી દીક્ષિત થયા હતા તેમ ગૌરીદેવી પણ દીક્ષિત થયા. યાવત્ (સંયમ સાધના કરી અંતે) સિદ્ધ પદને પ્રાપ્ત કર્યું

२- एवं गंधारी, लक्खणा, सुसीमा, जंबवई, सच्चभामा, रुप्पिणी, अट्ठ वि पउमावई-सरिसाओ, अट्ठ अज्झयणा ।

૨– ગૌરી દેવીની જેમ ગાંધારી દેવી, લક્ષ્મણા દેવી, જાબવતી દેવી, સત્યભામા દેવી, રુક્ષ્મણી દેવી આદિ પદ્માવતી સહિત આ આઠેના જીવન-ચરિત પદ્માવતી દેવીની સમાન છે. આઠેના જીવન સમાન છે આ પ્રમાણે આઠ અધ્યયનો પૂર્ણ થયા.



# નવમું – દશમું અધ્યયન

१- उक्खवओ य नवमस्स। तेणं कालेणं तेणं समएणं बारवईए णयरीए रेवयए पव्वए, नंदणवणे उज्जाणे, कण्हे राया। तत्थ णं बारवईए णयरीए कण्हस्स वासुदेवस्स पुत्तए जंबवईए देवीए अत्तए संब नामं कुमारे होत्था। अहीण०। तस्स णं संबस्स कुमारस्स मूलसिरी नामं भारिया होत्था। वण्णओ।

૧– નવમા અધ્યયનનો ઉત્ક્ષેપ પહેલાની જેમ સમજવો. તે કાળે અને તે સમયે દ્વારિકા નગરીના રૈવતક નામના પર્વત પર નંદનવન નામનું ઉદ્યાન હતુ ત્યાં કૃષ્ણ વાસુદેવ રાજા હતા. દ્વારિકા નગરીના રાજા કૃષ્ણ વાસુદેવના પુત્ર, જાંગવતી દેવીના આત્મજ, શાબ નામના કુમાર હતા પરિપૂર્ણ પચેન્દ્રિયથી સંપન્ન સુંદર હતા. તે શાંબકુમારને મૂલશ્રી નામની ભાર્યા હતી તેનુ વર્ણન ઔપપાતિક સૂત્ર પ્રમાણે જાણવું

२- अरहा अरिट्ठनेमी समोसढे। कण्हे णिग्गए, मूलसिरी वि णिग्गया। जहा पउमावई, नवरं, देवाणुप्पिया! कण्हं वासुदेवं आपुच्छामि, जाव सिद्धा। एवं मूलदत्ता वि।

૨– એકદા અરિહંત અરિષ્ટનેમિ ભગવાન ત્યાં પધાર્યા. કૃષ્ણ વાસુદેવ ભગવાનના દર્શન કરવા નગરમાંથી નીકળ્યા જેવી રીતે પદ્માદેવી દર્શન કરવા ગયા હતા તેમ મૂલશ્રીદેવી પણ દર્શન કરવા ગયા એટલી જ વિશેષતા છે કે તેઓએ કહ્યું–ભગવન! હું કૃષ્ણ વાસુદેવને પૂછી દીક્ષા અંગીકાર કરીશ. યાવત્ તે સિદ્ધ થયા એ જ પ્રમાણે મૂલદત્તાનુ પણ વર્ણન સમજવુ.



# છઠ્ઠો વર્ગ

१- जइ णं भंते ! छट्ठस्स उक्खेवओ । नवरं सोलस अज्झयणा पण्णत्ता । तं जहा–

मंकाई किंकम्मे चेव,
मोग्गरपाणी य कासवे ।
खेमए धितिधरे चेव,
केलासे हरिचंदणे ।।१।।
वारत्त-सुदंसण-पुण्णभद्द-
सुमणभद्द-सुपइट्ठे मेहे ।
अइमुत्ते अ अलक्खे,
अज्झयणाणं तु सोलसयं ।।२।।

૧– ભગવન! શ્રમણ યાવત્ મોક્ષપ્રાપ્ત ભગવાન મહાવીર સ્વામીએ અંતગડદશાંગના પાંચમા વર્ગનો આ અર્થ કહેલ છે તો ભગવન! શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ અંતગડદશાંગના છઠ્ઠા વર્ગનો શો અર્થ પ્રતિપાદન કરેલ છે?

સુધર્માસ્વામી–જંબૂ! અંતગડદશાંગના છઠ્ઠા વર્ગના ૧૬ અધ્યયનો પ્રરૂપ્યા છે તે આ પ્રમાણે છે– (૧) મંકાતિ (૨) કિંકર્મા (૩) મુદ્‌ગરપાણિ (૪) કાશ્યપ (૫) ક્ષેમક (૬) ધૃતિધર (૭) કૈલાશ (૮) હરિચંદન (૯) વારત્ત (૧૦) સુદર્શન (૧૧) પૂર્ણભદ્ર (૧૨) સુમનભદ્ર (૧૩) સુપ્રતિષ્ઠ (૧૪) મેઘ (૧૫) અતિમુક્ત (૧૬) અલક્ષ

२- जइ सोलस अज्झयणा पण्णत्ता, पढमस्स अज्झयणस्स के अट्ठे पण्णत्ते ?

૨– જંબૂ:-ભગવન! જો શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ છઠ્ઠા વર્ગના ૧૬ અધ્યયનો પ્રરૂપ્યા છે તો પ્રથમ અધ્યયનનો શો અર્થ બતાવેલ છે?

३- एवं खलु जंबू ! तेणं कालेणं तेणं समएणं रायगिहे णयरे, गुणसिलए चेइए । सेणिये राया । तत्थ णं मंकाई नामं गाहावई परिवसइ । अड्ढे जाव अपरिभूए ।

तेणं कालेणं तेणं समएणं समणे भगवं महावीरे आइगरे गुणसिलए जाव विहरइ । परिसा निग्गया । तए णं से मंकाई गाहावई इमीसे कहाए लद्धट्ठे समाणे जहा पण्णत्तीए गंगदत्ते तहेव । इमो वि जेट्ठपुत्तं कुटुंबे ठवेत्ता पुरिससहस्सवाहिणीए सीयाए णिक्खंते जाव अणगारे

૩– સુધર્માસ્વામી–જંબૂ! તે કાળ અને તે સમયમાં રાજગૃહ નામનું નગર હતું ત્યાં ગુણશીલક નામનુ ઉદ્યાન હતુ. ત્યાં શ્રેણિક રાજા હતા તે નગરમાં મંકાતિ નામના સમૃદ્ધ ગાથાપતિ (ગૃહસ્થ) રહેતા હતા તે સમ્પન્ન યાવત્ સન્માનિત ગણાતા હતા.

તે કાળે અને તે સમયે ધર્મતીર્થની આદિ કરનાર શ્રમણ ભગવાન મહાવીર સ્વામી ગુણશીલક નામના ઉદ્યાનમાં પધાર્યા યાવત્ વિહરવા લાગ્યા. જનતા ભગવાનના દર્શન કરવા માટે નીકળી. ત્યાર પછી તે મંકાતિ નામના ગાથાપતિએ ભગવાન પધાર્યા છે, તે વાત જાણી અને તે ભગવતી સૂત્રમાં વર્ણિત ગંગદત્તની જેમ દર્શન કરવા ગયા. વૈરાગ્યભાવ જાગૃત થતાં તેણે પોતાના

जाए । ईरियासमिए जाव गुत्ते बंभयारी ।

तते णं से मंकाई अणगारे समणस्स भगवओ महावीरस्स तहारूवाणं थेराणं अंतिए सामाइयमाइयाइं एक्कारस अंगाइं अहिज्जइ । सेसं जहा खंदगस्स, गुणरयणं तवोकम्मं । सोलस वासाइं परियाओ तहेव विपुले सिद्धे ।

दोच्चस्स उक्खेवओ ।

પુત્રને ઘરનો નાયક બનાવી, પુરુષસહસ્રવાહિની એવી પાલખીમાં બેસી દીક્ષા માટે નગરમાંથી નીકળ્યા. તે સંયમી બન્યા ઇર્યાસમિતિ આદિનું પાલન કરતા યાવત્ જિતેન્દ્રિય અને બ્રહ્મચારી બન્યા.

ત્યાર પછી મકાતિ મુનિએ શ્રમણ ભગવાન મહાવીર સ્વામીના તથારૂપ–શાસ્ત્રોક્ત મર્યાદાનાં પાલન કરનારા સ્થવિરો–જ્ઞાનવૃદ્ધોની પાસે આચારાંગ આદિ અગિયાર અંગોનું અધ્યયન કર્યું. ભગવતી સૂત્રમાં વર્ણિત સ્કન્દક મુનિની જેમ ગુણરત્ન સંવત્સર તપની આરાધના કરી સોળ વર્ષ સુધી દીક્ષા પર્યાયનું પાલન કરીને અંતમાં સ્કન્દક મુનિની જેમ વિપુલ નામના પર્વત પર સિદ્ધપદને પ્રાપ્ત કર્યું

જંબૂ ! શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ છઠ્ઠા વર્ગના પ્રથમ અધ્યયનનો આ અર્થ પ્રરૂપેલ છે.



## બીજું અધ્યયન

किंकम्मेवि एवं चेव जाव विपुले सिद्धे ।

છઠ્ઠા વર્ગના પ્રથમ અધ્યયનનો આ અર્થ સાંભળી જંબૂ સ્વામીએ સુધર્મા સ્વામીને પૂછયુ: ભગવન્! શ્રમણ ભગવાન્ મહાવીર સ્વામીએ છઠ્ઠા વર્ગના પ્રથમ અધ્યયનનો આ અર્થ પ્રતિપાદન કરેલ છે. તો હે ભગવન! શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ છઠ્ઠા વર્ગના બીજા અધ્યયનનો શો અર્થ કહેલ છે?

સુધર્મા સ્વામી—છઠ્ઠા વર્ગના બીજા અધ્યયનમાં કિંકર્મા નામના ગૃહસ્થનું વર્ણન છે. તેની સંયમસાધના તથા નિર્વાણપદની પ્રાપ્તિ મંકાતિ મુનિની સમાન જાણવી મંકાતિ મુનિની જેમ જ ગાથાપતિ કિંકર્માએ વિપુલગિરિ પર સિદ્ધ પદને પ્રાપ્ત કર્યું.



# ત્રીજું અધ્યયન

१- तच्चस्स उक्खेवओ । एवं खलु जम्बू ! तेणं कालेणं तेणं समएणं रायगिहे, गुणसिलए चेतिए, सेणिए राया, चेल्लणा देवी ।

૧– જંબૂ–ભગવન્! શ્રમણ ભગવાન્ મહાવીર સ્વામીએ છઠ્ઠા વર્ગના બીજા અધ્યયનનો આ અર્થ કહેલ છે તો ભગવન્! શ્રમણ ભગવાન્ મહાવીર સ્વામીએ તૃતીય અધ્યયનનો શો અર્થ પ્રરૂપેલ છે?

સુધર્મા–જબૂ! તે કાળ અને તે સમયમાં રાજગૃહ નામનું નગર હતું. તેની બહાર ગુણશીલક નામનું એક ઉદ્યાન હતુ. ત્યાં મહારાજા શ્રેણિક રાજ્ય કરતા હતા. તેને ચેલણા નામની રાણી હતી.

२- तत्थ णं रायगिहे अज्जुणए नामं मालागारे परिवसइ । अड्ढे जाव अपरिभूते । तस्स णं अज्जुणयस्स मालागारस्स बंधुमती णामं भारिया होत्था, सूमालपाणिपाया । तस्स णं अज्जुणयस्स मालागारस्स रायगिहस्स नगरस्स बहिया, एत्थ णं महं एगे पुप्फारामे होत्था । कण्हे जाव निउरंबभूते, दसद्ध-वण्ण-कुसुम–कुसुमिते पासादीए ४ ।

૨– રાજગૃહ નગરમાં અર્જુન નામનો એક માળી રહેતો હતો તે ઘણો જ ધનવાન હતો. તેની ઘણી પ્રતિષ્ઠા હતી. તેની પત્નીનુ નામ બંધુમતી હતું. બધુમતીના હાથ–પગ ઘણાં કોમળ હતા. રાજગૃહ નગરની બહાર અર્જુનમાળીનું એક પુષ્પોનું વિશાળ ઉદ્યાન હતુ વૃક્ષોની કૃષ્ણ પ્રભાથી તે લીલુછમ હતુ તેમાં વૃક્ષો એટલા બધા હતા કે જાણે તે મહામેઘોનો સમુદાય જ હોય તેમ લાગતુ હતું તેમાં પાંચ વર્ણના પુષ્પ ખીલતાં હતા તેને જોઈ હૃદયમાં અત્યત પ્રસન્નતા થતી હતી તેને એકવાર જોવા છતાં પણ દર્શકોની આંખ તેને જોઈ થાકતી ન હતી એકવાર જોવા છતાં પણ તેને બીજીવાર જોવાની ઇચ્છા થયા કરતી હતી જ્યારે પણ તેને જોઈએ ત્યારે જોનારને તેમાં કઇક ને કંઇક નવીનતા લાગતી

३- तस्स णं पुप्फारामस्स अदूरसामंते तत्थ णं अज्जुणयस्स मालागारस्स अज्जतपज्जतपिति-पज्जयागए अणेगकुलपुरिसपरंपरागते मोग्गरपाणिस्स जक्खस्स जक्खायतणे होत्था, पोराणे दिव्वे सच्चे जहा

૩–પુષ્પોદ્યાનની પાસે મુદ્દગરપાણિ નામના યક્ષનું એક મદિર હતુ. અર્જુનમાળીના દાદા વડદાદા અને પિતાના કુળપરંપરાથી ચાલ્યું આવતું હતું. તે મદિર પ્રાચીન દિવ્ય અને સત્ય પ્રભાવવાળુ હતું ઔપપાતિક સૂત્રમાં જેવી રીતે

पुण्णभद्दे। तत्थ णं मोग्गरपाणिस्स पडिमा एगं महं पल-सहस्स-णिप्फण्णं अयोमयं मोग्गरं गहाय चिट्ठइ।

तए णं से अज्जुणए मालागारे बालप्प-भिति चेव मोग्गरपाणिजक्खभत्ते यावि होत्था, कल्लाकल्लि पच्छिपिडगाइं गेण्हइ, गेण्हित्ता रायगिहाओ नगराओ पडिणिक्खमइ, पडिनिक्खमित्ता जेणेव पुप्फारामे तेणेव उवागच्छइ, उवाग-च्छित्ता पुप्फुच्चयं करेइ, करित्ता अग्गाइं वराइं पुप्फाइं गहाय जेणेव मोग्गर-पाणिस्स जक्खायणे तेणेव उवागच्छइ, उवागच्छित्ता मुग्गरपाणिस्स जक्खस्स महरिहं पुप्फच्चणयं करेइ, करित्ता जन्नुपायवडिए पणामं करेइ, ततो पच्छा रायमग्गंसि वित्तिं कप्पेमाणे विहरइ।

પૂર્ણભદ્ર ચૈત્યનું વર્ણન કર્યું છે તેમજ આ ઉદ્યાનનું વર્ણન પણ સમજી લેવું. તે મંદિરમાં મુદ્ગરપાણિ નામક યક્ષની એક મૂર્તિ હતી. તે મૂર્તિના હાથમાં એક હજાર પલ (પરિમાણ વિશેષ) થી બનેલુ લોઢાનું એક મુદ્ગર હતુ.

અર્જુનમાળી બાલ્યાવસ્થાથી જ મુદ્ગરપાણિ યક્ષનો ભક્ત હતો. તે દરરોજ વાંસની બનેલ ટોપલીઓ લઈ રાજગૃહ નગરમાંથી નીકળતો અને પોતાનાં પુષ્પોદ્યાનમાં જતો. ત્યાં ફૂલોને ચૂંટીને એક ઢગલો કરતો. તે ઢગલામાં જે ફૂલ વધારે ખીલેલા હોય તેમજ શ્રેષ્ઠ હોય તેને લેતો અને મુદ્ગરપાણિના મંદિરમાં જઇને મુદ્ગરપાણિ યક્ષની મોટાઓને યોગ્ય ફૂલોથી પૂજા કરતો હતો. અને ભૂમિ પર ગોઠણો અને પગ ટેકવીને, મસ્તક નમાવીને પ્રણામ કરતો હતો ત્યાર પછી રાજમાર્ગ પર જઇ આજીવિકા મેળવતો હતો.

४- तत्थ णं रायगिहे नगरे ललिया नामं गोट्ठी परिवसइ। अड्ढा जाव अपरि-भूता, जंकयसुकया यावि होत्था।

तए णं रायगिहे णयरे अन्नदा कदाइ पमोदे घुट्ठे यावि होत्था। तए णं से अज्जुणए मालागारे कल्लं पभूयतराएहिं पुप्फेहिं कज्जमिति कट्टु पच्चूसकालस-मयंसि बंधुमईए भारियाए सद्धिं पच्छि-यपिडयाइं गेण्हइ, गेण्हित्ता सयाओ गिहाओ पडिणिक्खमइ, पडिणिक्खमित्ता रायगिहं णगरं मज्झंमज्झेणं णिग्गच्छइ, णिग्गच्छित्ता जेणेव पुप्फारामे तेणेव उवागच्छइ, उवागच्छित्ता बन्धुमईए भारियाए सद्धिं पुप्फुच्चयं करेइ।

૪– રાજગૃહ નગરમાં લલિત નામની એક મિત્ર-મંડળી રહેતી હતી તેની આર્થિક પરિસ્થિતિ ઘણી સારી હતી. નગરમાં કોઇ પણ આ મંડળીનું અપમાન કરી શકતુ નહી. આ મંડળી જે કરે તે જ- બરાબર મનાતું હતું

એકવાર રાજગૃહ નગરમાં એક પ્રમોદ–મહોત્સવની ઘોષણા થઇ આ ઘોષણા સાંભળી અર્જુનમાળીએ વિચાર કર્યો કે આ ઉત્સવ હોવાથી કાલે ઘણાં ફૂલો જોશે એમ વિચારી પોતાની પત્ની બંધુમતી સાથે અનેક ટોપલીઓ લઇ અર્જુનમાળી વહેલા સવારમાં જ પોતાના ઘરેથી નીકળ્યો રાજગૃહ નગરની વચ્ચોવચ્ચ થઇ પોતાના પુષ્પોદ્યાનમાં પહોંચ્યો. અને પોતાની પત્ની બંધુમતીની સાથે પુષ્પચયન કરવા લાગ્યો

५- तए णं तीसे ललियाए गोट्ठीए छ गोट्ठिल्ला पुरिसा जेणेव मोग्गरपाणिस्स जक्खस्स जक्खाययणे तेणेव उवागता अभिरममाणा चिट्ठंति ।

૫– આ બાજુ તે લલિતા ગોષ્ઠી–મિત્રમંડળનાં છ સાથીદારો મુદ્દગરપાણિ યક્ષના મંદિરમાં આવ્યા અને યથેચ્છ (ઇચ્છા પ્રમાણે) ક્રીડા કરવા લાગ્યા.

६- तए णं से अज्जुणए मालागारे बंधुमईए भारियाए सद्धि पुप्फुच्चयं करेइ, करित्ता अग्गाइं वराइं पुप्फाइं गहाय जेणेव मोग्गरपाणिस्स जक्खस्स जक्खाययणे तेणेव उवागच्छइ । तए णं छ गोट्ठिला पुरिसा अज्जुणयं मालागारं बंधुमईए भारियाए सद्धिं एज्जमाणं पासंति, पासित्ता अन्नमन्नं एवं वयासी–

૬– ત્યાર પછી પોતાની પત્ની બંધુમતીની સાથે અર્જુનમાળીએ પુષ્પો એકઠાં કર્યા, તેમાં જે પુષ્પો ઉત્તમ અને શ્રેષ્ઠ હતા, તે લઇને તે મુદ્દગરપાણિ યક્ષના મંદિર તરફ ગયો બંધુમતી પત્નીની સાથે અર્જુનમાળીને આવતો જોઇ મિત્ર-મંડળના સાથીદારો પરસ્પર આ પ્રમાણે કહેવા લાગ્યા–

७- एस णं देवाणुप्पिया ! अज्जुणए मालागारे बंधुमईए भारियाए सद्धि इहं हव्वमागच्छइ, तं सेयं खलु देवाणुप्पिया ! अम्हं अज्जुणयं मालागारं अवओडयबंधणयं करित्ता बंधुमईए भारियाए सद्धि विपुलाइं भोगभोगाइं भुंजमाणा विहरित्तए, त्ति कट्टु, एयमट्ठं अन्नमन्नस्स पडिसुणेंति, पडिसुणित्ता कवाडंतरेसु निलुक्कंति, निच्चला, निप्फंदा, तुसिणीया, पच्छण्णा चिट्ठंति । तए णं से अज्जुणए मालागारे बंधुमईए भारियाए सद्धि जेणेव मोग्गरपाणि-जक्खाययणे तेणेव उवागच्छति, उवागच्छित्ता आलोए पणामं करेइ, करित्ता महरिहं पुप्फुच्चण करेइ, जन्नुपायपडिए पणामं करेइ । तए णं छ गोट्ठिला पुरिसा दवदवस्स कवाडंतरेहिंतो णिग्गच्छंति, णिग्गच्छित्ता अज्जुणयं मालागारं गेण्हंति गेण्हित्ता अवओडयबंधणं करेंति । बंधुमईए मालागारीए सद्धि विपुलाइं भोग-भोगाइं भुंजमाणा विहरंति ।

૭– મિત્રો ! અર્જુન માળી પોતાની બંધુમતી પત્ની સાથે અહીંયા આવી રહ્યો છે, તેથી અર્જુન માળીને અવકોટક–બંધનથી બાંધીને તેની બંધુમતી પત્નીની સાથે યથેચ્છ ભોગ ભોગવવા જોઇએ બધા મિત્રોએ આ વાતનો સ્વીકાર કર્યો અને તે બધા યક્ષમંદિરના દરવાજાની પાછળ છૂપાઈને નિશ્ચલ નિષ્પન્દ અને મૌનભાવથી ઊભા રહ્યા અર્જુનમાળીએ બંધુમતી પત્ની સાથે યક્ષમંદિરમાં પ્રવેશ કર્યો, યક્ષમૂર્તિના દર્શન થતાં જ તેને પ્રણામ કરીને પુષ્પો દ્વારા તેમની પૂજા કરવા લાગ્યા. પૂજા પૂરી થવા પર ગોઠણો અને પગ ટેકવીને તેઓએ યક્ષને નમસ્કાર કર્યા, જ્યારે અર્જુનમાળી ગોઠણો અને પગ ટેકવીને યક્ષ મૂર્તિને પ્રણામ કરી રહ્યો હતો ત્યારે તે છએ પુરુષો ઘણી ઝડપથી દરવાજાની પાછળથી નીકળ્યા. અને અર્જુનમાળીને પકડીને અવકોટક બંધનથી બાંધી દીધો (ગળામાં દોરડું નાંખી પીઠની પાછળ લઇ જાય અને ભુજાઓને બાંધી દે તે અવકોટક બંધન) પછી બંધુમતી માલણ સાથે વિપુલ ભોગ ભોગવવા લાગ્યા.

८- तए णं तस्स अज्जुणयस्स मालागारस्स अयमज्झत्थिए ४ समुप्पण्णे । एवं खलु अहं बालप्पभिति चेव मोग्गरपाणिस्स भगवओ कल्लाकल्लि जाव कप्पेमाणे विहरामि । तं जइ णं मोग्गरपाणी जक्खे इह संनिहिए होते से णं कि ममं एयारूवं आवइं पावेज्जमाणं पासंते ? तं नत्थि णं मोग्गरपाणी जक्खे इह संनिहिए । सुव्वत्तं तं एस कट्ठे ।

૮- પોતાની પત્ની બંધુમતીની આ દશા જોઇ અર્જુનમાળીના મનમાં આ સંકલ્પ ઉત્પન્ન થયો—હું બાળપણથી જ મુદ્દગરપાણિ યક્ષને ભગવાન માનુ છું પ્રતિદિન તેની પૂજા કરુ છું ત્યાર પછી જ પુષ્પોનો વિક્રય કરી મારી આજીવિકા મેળવું છું. મુદ્દગરપાણિ યક્ષ જો અહીંયા સમીપમાં હોત તો શુ તે મને આવી આપત્તિમાં ફસાયેલ જોઇ શકત? તેથી એમ લાગે છે કે મુદ્દગરપાણિ યક્ષ અહીં વિદ્યમાન નથી. તેથી સ્પષ્ટ જ આ માત્ર લાકડુ છે

९- तए णं से मोग्गरपाणी जक्खे अज्जुणयस्स मालागारस्स अयमेयारूवं अज्झत्थियं जाव वियाणेत्ता अज्जुणयस्स मालागारस्स सरीरयं अणुपविसति, अणुपविसित्ता तडतडस्स बधणाइं छिंदइ, तं पलसहस्सनिप्फण्णं अयोमयं मोग्गरं गेण्हइ, गेण्हित्ता ते इत्थिसत्तमे पुरिसे घाएइ । तए णं अज्जुणए मालागारे मोग्गरपाणिणा जक्खेणं अण्णाइट्ठे समाणे रायगिहस्स णयरस्स परिपेरंतेणं कल्लाकल्लि छ इत्थिसत्तमे पुरिसे घाएमाणे विहरइ । रायगिहे णयरे सिघाडग जाव महापहपहेसु बहुजणो अन्नमन्नस्स एवमाइक्खइ ४—एवं खलु देवाणुप्पिया ! अज्जुणए मालागारे मोग्गरपाणिणा अण्णाइट्ठे समाणे रायगिहे णयरे बहिया छ इत्थिसत्तमे पुरिसे घाएमाणे विहरइ ।

૯- ત્યાર પછી તે મુદ્દગરપાણિ યક્ષે અર્જુનમાળીના આવા આત્મગત વિચારને યાવત્ જાણીને તેના શરીરમાં પ્રવેશ કર્યો. પ્રવેશ કરીને તડ તડ બંધનોને તોડી નાખે છે. હજાર પલથી બનાવેલ તે લોઢાના મુદ્દ્ગરને ગ્રહણ કરે છે. ગ્રહણ કરીને તે છ પુરુષો અને સાતમી (બન્ધુમતી) સ્રીને મારી નાખે છે ત્યાર પછી મુદ્દગરપાણિ યક્ષના પ્રવેશથી પરવશ બનેલ અર્જુનમાળી પ્રતિદિન છ પુરુષો અને સાતમી સ્રીને મારતો થકો રાજગૃહ નગરની બહાર ચારે બાજુ ભટકવા લાગ્યો. રાજગૃહનગરના ત્રિકોણમાર્ગ પર, ચતુષ્કોણમાર્ગપર, મહાપથ તેમજ સામાન્ય માર્ગ પર લોકો પરસ્પર કહેવા લાગ્યા:– હે ભદ્રપુરૂષો! અર્જુનમાળીમાં મુદ્દગરપાણિ યક્ષનો પ્રવેશ થયો છે તે રાજગૃહ નગરની બહાર છ પુરુષો અને એક સ્રી એમ સાત જીવોને મારતો થકો ફરી રહ્યો છે

तए णं से सेणिए राया इमीसे कहाए लद्धट्ठे समाणे कोडुंबियपुरिसे सद्दावेइ, सद्दावित्ता एवं वयासी– एवं खलु देवाणुप्पिया अज्जुणए मालागारे जाव

ત્યાર પછી શ્રેણીક રાજાને આ વાતની જાણ થાય છે. તેથી તે રાજસેવકોને બોલાવે છે. બોલાવીને આ પ્રમાણે કહે છે·– હે ભદ્રપુરુષો! અર્જુનમાળી યાવત્ પ્રતિદિન સાત મનુષ્યોને

घाएमाणे विहरइ। तं मा णं तुब्भे केइ तणस्स वा कट्ठस्स वा पाणियस्स वा पुप्फफलाणं वा अट्ठाए सइरं निग्गच्छतु, मा णं तस्स सरीरस्स वावत्ती भविस्सइ त्ति कट्टु दोच्चं पि तच्चं पि घोसणं घोसेह, घोसित्ता खिप्पामेव ममेयं पच्चप्पिणह। तए णं ते कोडुंबियपुरिसा जाव पच्चप्पिणंति।

મારતો થકો ભ્રમણ કરી રહ્યો છે તેથી લાકડી, તૃણ, પાણી, ફૂલ તેમજ ફળો લેવા માટે તમારામાંથી કોઈએ સ્વેચ્છાએ બહાર જવાનું નથી બહાર જવાથી તમારા શરીરની હાનિ ન થઇ જાય આ પ્રમાણે કહીને બેવાર ત્રણવાર ઘોષણા કરીને જલદી મને તેની સૂચના આપો. ત્યાર પછી રાજસેવકો ઘોષણા કરીને મહારાજાને તેની સૂચના આપે છે.

१०- तत्थ णं रायगिहे णयरे सुदंसणे नामं सेट्ठी परिवसइ, अड्ढे०। तए णं से सुदंसणे समणोवासए यावि होत्था। अभिणयजीवाजीवे जाव विहरइ।

૧૦–રાજગૃહ નગરમાં સુદર્શન નામના શેઠ રહેતા હતા. તે ઘણાં સમ્પન્ન, તેજસ્વી અને અજેય હતા તે સુદર્શન શેઠ શ્રમણોપાસક હતા. તેમજ જીવ અને અજીવના જ્ઞાતા પણ હતા તે શ્રાવકધર્મની મર્યાદાનુ પાલન કરતા થકા રહેતા હતા.

११- तेणं कालेणं तेणं समएणं समणे भगवं महावीरे समोसढे जाव विहरइ। तए णं रायगिहे णयरे सिंघाडग जाव महापहेसु बहुजणो अन्नमन्नस्स एवमाइक्खइ जाव किमंग पुण विपुलस्स अट्ठस्स गहणयाए? एवं तस्स सुदंसणस्स बहुजणस्स अंतिए एयमट्ठं सोच्चा, निसम्म अयं अज्झत्थिए ४ समुप्पण्णे–एवं खलु समणे भगवं महावीरे जाव विहरइ, तं गच्छामि णं समणं भगवं महावीरं वंदामि णमंसामि। एवं संपेहेइ, संपेहित्ता जेणेव अम्मापियरो तेणेव उवागच्छइ, उवागच्छित्ता करयलपरिग्गहियं जाव एवं वयासी–

एवं खलु अम्मताओ! समणे भगवं महावीरे जाव विहरइ, तं गच्छामि णं भगवं महावीरं वंदामि णमंसामि जाव पज्जुवासामि।

૧૧–તે કાળે અને તે સમયે શ્રમણ ભગવાન મહાવીર સ્વામી તે નગરમાં પધાર્યા. ગુણશિલક નામના ઉદ્યાનમાં વિહરવા લાગ્યા. ત્યાર પછી રાજગૃહ નગરના ત્રિકોણ ચત્વર આદિ બધા માર્ગો પર ઘણા લોકો પરસ્પર આ પ્રમાણે કહેવા લાગ્યા–ભદ્ર પુરુષો! નગરની બહાર ઉદ્યાનમાં શ્રમણ ભગવાન મહાવીર સ્વામી પધાર્યા છે. જેના નામ ગોત્રનું શ્રવણ કરવાથી પણ મહાફલની પ્રાપ્તિ થાય છે, તો તેના દર્શન કરવાથી તેમજ તેના દ્વારા પ્રરૂપિત ધર્મનો વિપુલ અર્થ ગ્રહણ કરવાથી જે લાભ થાય તેનું તો પૂછવું જ શું?

આ પ્રમાણે અનેક પુરુષોની પાસેથી ભગવાનના આગમનનો વૃત્તાન્ત સાંભળીને અને હૃદયમાં ધારણ કરીને તે સુદર્શન શેઠના હૃદયમાં આધ્યાત્મિક ચિન્તન મનોગત તેમજ પ્રાર્થિતરૂપ સંકલ્પ ઉત્પન્ન થયો કે શ્રમણ ભગવાન મહાવીર સ્વામી ગુણશિલક ઉદ્યાનમાં વિચરી રહ્યા છે. તેથી હું જાઉં અને શ્રમણ ભગવાન મહાવીર સ્વામીને વંદન–નમસ્કાર કરું. તે આ પ્રમાણે વિચાર કરે

છે. વિચાર કરીને જ્યાં માતા–પિતા હતાં ત્યાં જાય છે. ત્યાં જઇને બે હાથ જોડીને યાવત્ આ પ્રમાણે કહેવા લાગ્યા:–

શ્રમણ ભગવાન મહાવીર સ્વામી પધાર્યા છે, તેથી શ્રમણ ભગવાન મહાવીર સ્વામીને વંદન–નમસ્કાર યાવત્ પર્યુપાસના કરવા માટે હું જાઉં છું.

१२- तए णं तं सुदंसणं सेट्ठिं अम्मापितरो एवं वयासी-एवं खलु पुत्ता! अज्जुणे मालागारे जाव घायमाणे विहरइ। तं मा णं तुमं पुत्ता! समणं भगवं महावीरं वंदए णिग्गच्छाहि, मा णं तव सरीरयस्स वावत्ती भविस्सइ। तुमण्णं इह गए चेव समणं भगवं महावीरं वंदाहि णमंसाहि।

૧૨– ત્યારે સુદર્શન શેઠને તેના માતા–પિતાએ આ પ્રમાણે કહ્યુ :–હે પુત્ર! અર્જુનમાળી યાવત્ લોકોની ઘાત કરતો થકો ફરી રહ્યો છે. તેથી હે પુત્ર! તમે શ્રમણ ભગવાન મહાવીર સ્વામીને વંદના કરવા માટે જાઓ નહી. જો ત્યાં જાશો તો તમારા શરીરને આપત્તિ થશે. તેથી તમે અહીંયા બેસીને જ શ્રમણ ભગવાન મહાવીર સ્વામીને વંદના–નમસ્કાર કરી લ્યો.

१३- तए णं से सुदंसणे सेट्ठी अम्मापितरं एवं वयासी–किण्णं अहं अम्मयाओ! समणं भगवं महावीरं इहमागयं, इह पत्तं, इह समोसढं इहगते चेव वंदिस्सामि? णमंसिस्सामि? तं गच्छामि णं अहं वंदामि जाव पज्जुवासामि।

तए णं तं सुदंसणं सेट्ठिं अम्मापियरो जाहे नो संचायंति बहूहिं आघवणाहिं ४ जाव परूवेत्तए ताहे एवं वयासी–'अहा-सुहं देवाणुप्पिया!'

तए णं से सुदंसणे सेट्ठी अम्मापिईहिं अब्भणुण्णाए समाणे ण्हाए सुद्धप्पावेसाइं जाव सरीरे, सयाओ गिहाओ पडिणिक्ख-मइ पडिणिक्खमित्ता पायविहारचारेणं रायगिहं णयरं मज्झंमज्झेणं णिग्गच्छइ, णिग्गच्छित्ता मोग्गरपाणिस्स जक्खस्स जक्खायणस्स अदूरसामंतेणं जेणेव

૧૩– માતા–પિતાનો ઉત્તર સાંભળી સુદર્શન શેઠે માતાપિતાને આ પ્રમાણે કહ્યું:–

હે માતા–પિતા! અહિંયા પધારેલ આ નગરમાં બિરાજમાન થયેલ અહીયા સમવસૃત (સમવસરણને પ્રાપ્ત) શ્રમણ ભગવાન મહાવીર સ્વામીને શું હું અહીંયા ઘરમાં બેઠા બેઠા જ વંદન કરું? નમસ્કાર કરુ? (એવું કદી પણ ન બને) તેથી હે માતા–પિતા! આપની આજ્ઞા પ્રાપ્ત થવા પર હું ત્યાં જઇને જ ભગવાન મહાવીર સ્વામીને વંદન કરીશ યાવત્ તેમની પર્યુપાસના કરીશ

ત્યાર પછી માતા–પિતા જ્યારે તે સુદર્શન શેઠને અનેક વચનોથી યાવત્ વિશિષ્ટ વચનોથી સમજાવવામાં સમર્થ થયા નહીં ત્યારે બોલ્યા-હે દેવાનુપ્રિય! જેમ તમને સુખ ઉપજે તેમ કરો.

ત્યાર પછી સુદર્શન શેઠે માતા–પિતાની આજ્ઞા મેળવીને સ્નાન કર્યું શુદ્ધ વસ્ત્રોને ધારણ કર્યાં. યાવત્ અનેક પ્રકારના આભૂષણોથી શરીરને અલંકૃત કરીને પોતાના ઘરેથી નીકળ્યા. ઘેરથી

गुणसिलए चेतिए जेणेव समणे भगवं महावीरे तेणेव पहारेत्थ गमणाए ।

નીકળીને પગપાળા (પગે ચાલીને) જ રાજગૃહ નગરના મધ્ય ભાગમાં થઈને તેણે મુદ્દગરપાણિ યક્ષના મદિરની પાસે, જ્યાં ગુણશિલક ઉદ્યાન હતું, જ્યાં શ્રમણ ભગવાન મહાવીર સ્વામી હતા, ત્યાં જવા માટે પ્રસ્થાન કર્યું.

१४- तए ण से मोग्गरपाणी जक्खे सुदंसणं समणोवासयं अदूरसामंतेणं वीतीवयमाणं २ पासइ, पासित्ता आसुरुत्ते ५ । तं पलसहस्सनिप्फन्नं अयोमयं मोग्गरं उल्लालेमाणे २ जेणेव सुदंसणे समणोवासए तेणेव पहारेत्थ गमणाए ।

૧૪– ત્યાર પછી તે મુદ્દગરપાણિ યક્ષ શ્રમણોપાસક સુદર્શનને, અતિ દૂરથી પણ નહીં અને અતિ નજીકથી પણ નહી એ પ્રમાણે, આવી રહ્યો જોઈને અતિશય ક્રોધાયમાન થયો, રોષવાળો થયો, અતિશય કોપથી ભીષણ બન્યો, ક્રોધની જ્વાલાઓથી જલતા અથવા દાંત કચકચાવતા તેણે હજાર પલનો બનેલ લોઢાનાં મુદ્દગરને ઉછાળ્યો. ઉછાળીને જ્યાં શ્રમણોપાસક સુદર્શન શેઠ હતા ત્યાં જવાનો નિશ્ચય કર્યો

१५- तए णं से सुदंसणे समणोवासए मोग्गरपाणि जक्खं एज्जमाणं पासइ, पासित्ता अभीए अतत्थे अणुव्विग्गे अक्खुभिए अचलिए असंभंते वत्थंतेणं भूमिं पमज्जइ, करयल० एवं वयासी–

नमोऽत्थु णं अरिहंताणं जाव संपत्ताणं । नमोऽत्थु णं समणस्स जाव संपाविउकामस्स । पुव्विं च णं मए समणस्स भगवतो महावीरस्स अन्तिए थूलए पाणातिवाते पच्चक्खाते जावज्जीवाते, थूलते मुसावाते, थूलते अदिन्नादाणे, सदारसंतोसे कते जावज्जीवाते, इच्छापरिमाणे कते जावज्जीवाते । तं इदाणिपि णं तस्सेव अंतियं सव्वं पाणातिवातं पच्चक्खामि जावज्जीवाए, मुसावायं, अदत्तादाणं, मेहुणं, परिग्गहं पच्चक्खामि जावज्जीवाए । सव्वं कोहं जाव मिच्छादंसणसल्लं पच्चक्खामि

૧૫– સુદર્શન શેઠ મુદ્દગરપાણિ યક્ષને પોતાની તરફ આવતો જુએ છે. તેને જોઈને તે જરાય ભયભીત થયા નહીં. તે ભયરહિત, ત્રાસરહિત, ઉદ્વિગ્નતા રહિત, ક્ષોભરહિત, સ્થિર, અસંભ્રાન્ત રહ્યા ને વસ્ત્રના અગ્રભાગથી ભૂમિને શુદ્ધ કરે છે અને બને હાથ જોડી આ પ્રમાણે બોલે છે–

અરિહત યાવત્ મોક્ષને પ્રાપ્ત થયેલા ભગવાનને તેમજ મોક્ષને પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનાર શ્રમણ ભગવાન મહાવીર સ્વામીને નમસ્કાર હો. મેં પહેલા શ્રમણ ભગવાન મહાવીર સ્વામી પાસે જીવનપર્યન્તને માટે સ્થૂલ પ્રાણાતિપાત, સ્થૂલ મૃષાવાદ, અને સ્થૂલ અદત્તાદાનનો ત્યાગ કરેલ છે જીવનપર્યન્ત સ્વદાર-સંતોષ વ્રતને ધારણ કર્યું છે જીવન પર્યન્ત ઇચ્છાઓને મર્યાદિત કરીને અપરિગ્રહ અણુવ્રત ગ્રહણ કરેલ છે તેથી આજે પણ તેમની જ (ભગવાનની જ) સાક્ષીથી સર્વવિધ પ્રાણાતિપાત, મૃષાવાદ, ચૌર્ય, મૈથુન, તેમજ પરિગ્રહનો જીવનપર્યન્ત ત્યાગ કરું છુ તેમજ યાવત્જીવન સર્વ પ્રકારના ક્રોધનો

जावज्जीवाए, सव्वं असणं पाणं खाइमं साइमं चउव्विहंपि आहारं पच्चक्खामि जावज्जीवाए। जइ णं एत्तो उवसग्गातो मुच्चिस्सामि तो मे कप्पेति पारेत्तते, अह णो एत्तो उवसग्गातो मुच्चिस्सामि, ततो मे तहा पच्चक्खाते चेव त्ति कट्टु सागारं पडिमं पडिवज्जइ।

યાવત્ મિથ્યાદર્શન શલ્યનો ત્યાગ કરું છું, તેમજ જીવનપર્યન્ત અશન, પાન, ખાદિમ, અને સ્વાદિમ આ ચારે પ્રકારના આહારનો પણ ત્યાગ કરું છુ. જો હું આ ઉપસર્ગથી (સંકટથી) મુક્ત થઈશ તો પારણુ કરીશ અને જો આ ઉપસર્ગથી મુક્ત ન થાઉં તો જીવનપર્યન્ત મારી આ પ્રતિજ્ઞા રહેશે. આ પ્રમાણે કહીને સુદર્શન શેઠ સાગાર (આગાર– છૂટવાળી) પ્રતિજ્ઞા ગ્રહણ કરે છે.

१६- तए णं से मोग्गरपाणी जक्खे तं पलसहस्सनिप्फन्नं अयोमयं मोग्गरं उल्लालेमाणे २ जेणेव सुदंसणे समणोवासए तेणेव उवागच्छइ, उवागच्छित्ता नो चेव णं संचाएइ सुदंसणं समणोवासयं तेयसा समभिपडित्तए। तए णं से मोग्गरपाणी जक्खे सुदंसणं समणोवासयं सव्वओ समंताओ परिघोलेमाणे २ जाहे णो चेव णं संचाएइ सुदंसणं समणोवासयं तेयसा समभिपडित्तए, ताहे सुदंसणस्स समणोवासयस्स पुरतो सपक्खिं, सपडिदिसिं ठिच्चा सुदंसण समणोवासयं अणिमिसाए दिट्ठीए सुचिरं णिरिक्खइ, णिरिक्खित्ता अज्जुणयस्स मालागारस्स सरीरं विप्पजहइ, विप्पजहित्ता पलसहस्सनिप्फन्नं अयोमयं मोग्गरं गहाय जामेव दिसं पाउब्भूते, तामेव दिसं पडिगते।

१६– ત્યાર પછી તે મુદ્ગરપાણિ યક્ષ હજાર પલનું બનેલ લોહમય મુદ્ગરને ઉછાળતો ઉછાળતો જ્યાં શ્રમણોપાસક સુદર્શન શેઠ હતા ત્યાં આવે છે (આવીને તેનાપર આક્રમણ કરવા ઈચ્છે છે) પરંતુ શ્રમણોપાસક સુદર્શન શેઠના તેજના કારણે તે આક્રમણ કરવામાં સમર્થ થઈ શક્યો નહી. ત્યારે શ્રમણોપાસક સુદર્શન શેઠની ચારેય બાજૂ ફરવા લાગ્યો. પણ સુદર્શન શ્રમણોપાસક ઉપર આક્રમણ કરી શક્યો નહિ. ત્યાર પછી તે શ્રમણોપાસક સુદર્શને અનિમેષ દૃષ્ટિએ (પલક હલાવ્યા વગર) ઘણી વાર સુધી જોવે છે. જોઈને અર્જુન માળીના શરીરને છોડી દયે છે પછી હજાર પલથી બનેલ લોઢાના મુદ્ગરને લઈને જે દિશામાંથી આવ્યો હતો તે દિશામાં ચાલ્યો ગયો.

तए णं से अज्जुणए मालागारे मोग्गरपाणिणा जक्खेणं विप्पमुक्के समाणे धसत्ति धरणितलंसि सव्वंगेहि निवडिए। तए णं से सुदंसणे समणोवासए निरुवसग्गमिति कट्टु पडिमं पारेइ।

ત્યાર પછી તે અર્જુનમાળી મુદ્ગરપાણિ યક્ષથી મુક્ત થવા પર "ધસ" એવા શબ્દથી (ધડામ એવા અવાજથી) બધા અંગોથી ભૂમિતલ પર પડી ગયો ત્યારે શ્રમણોપાસક સુદર્શન શેઠને જણાયું કે વિઘ્ન દૂર થઈ ગયુ છે એમ જાણી તે પોતાની પ્રતિજ્ઞાનુ પારણું કરે છે.

१७- तए णं से अज्जुणए मालागारे तओ मुहुत्तंतरेण आसत्थे समाणे उट्ठेइ, उट्ठित्ता सुदंसणं समणोवासयं एवं वयासी–
तुब्भे णं देवाणुप्पिया! के कहिं वा संपत्थिया? तए णं से सुदंसणे समणोवासए अज्जुणयं मालागारं एवं वयासी– एवं खलु देवाणुप्पिया! अहं सुदंसणे नामं समणोवासए, अभिगयजीवाजीवे गुणसिलए चेतिए समणं भगवं महावीरं वंदिउं संपत्थिए, तए णं से अज्जुणए मालागारे सुदंसणं समणोवासयं एवं वयासी–
'तं इच्छामि णं देवाणुप्पिया! अहमवि तुब्भए सद्धि समणं भगवं महावीरं वंदित्तए जाव पज्जुवासित्तए। 'अहासुहं देवाणुप्पिया!'
तए णं से सुदंसणे समणोवासए अज्जुणएणं मालागारेणं सद्धि जेणेव गुणसिलए चेतिए जेणेव समणे भगवं महावीरे तेणेव उवागच्छइ, उवागच्छित्ता अज्जुणएणं मालागारेणं सद्धि समणं भगवं महावीरं तिक्खुत्तो जाव पज्जुवासइ।
तए ण समणे भगवं महावीरे सुदंसणस्स समणोवासयस्स अज्जुणयस्स मालागारस्स तीसे य० धम्मकहा, सुदंसणे पडिगए।

१७- અર્જુન માળી અંતર્મુહૂર્ત પછી–થોડા સમયમાં સ્વસ્થ થઈને ઊઠે છે અને ઊઠીને શ્રમણોપાસક સુદર્શનને આ પ્રમાણે કહે છે:–

હે દેવાનુપ્રિય! આપ કોણ છો? અને ક્યાં જઈ રહ્યા છો? ત્યારે શ્રમણોપાસક સુદર્શને અર્જુનમાળીને આ પ્રમાણે કહ્યુ :– હે દેવાનુપ્રિય! હું જીવ અને અજીવનો જ્ઞાતા શ્રમણોપાસક સુદર્શન છું અને ગુણશિલક ઉદ્યાનમાં ભગવાન મહાવીર સ્વામીને વંદન–નમસ્કાર કરવા તેમજ તેમની પર્યુપાસના (ભક્તિ) કરવા માટે જાઉં છુ. ત્યારે અર્જુનમાળીએ કહ્યુ–હું પણ આપની સાથે શ્રમણ ભગવાન મહાવીર સ્વામીને વંદન યાવત્ પર્યુપાસના કરવા માટે આવવા ઇચ્છું છુ. સુદર્શન શેઠે કહ્યુ: જેમ તમને સુખ ઊપજે તેમ કરો.

ત્યાર પછી તે શ્રમણોપાસક સુદર્શન શેઠ અર્જુનમાળીને પોતાની સાથે લઇ ગુણશિલક નામના ઉદ્યાનમાં જ્યાં શ્રમણ ભગવાન મહાવીર સ્વામી બિરાજમાન હતા ત્યાં આવે છે આવીને અર્જુનમાળી સાથે શ્રમણ ભગવાન મહાવીર સ્વામીને ડાબી બાજુથી શરૂ કરીને ત્રણવાર પ્રદક્ષિણા કરે છે યાવત્ વંદન–નમસ્કાર કર્યા પછી તેની પર્યુપાસના કરે છે

ત્યાર પછી શ્રમણ ભગવાન મહાવીરસ્વામી શ્રમણોપાસક સુદર્શન શેઠને અને અર્જુનમાળીને તેમજ પરિષદને (જનસમુદાયને) ધર્મદેશના સંભળાવે છે. ધર્મદેશના સાંભળી સુદર્શન શેઠ પાછા ચાલ્યા ગયા.

१८- तए णं से अज्जुणए मालागारे समणस्स भगवओ महावीरस्स अंतिए धम्मं सोच्चा, निसम्म हट्ठ-तुट्ठ० एवं वयासी- सद्दहामि णं भंते! णिग्गंथं पावयणं

૧૮ ત્યાર પછી અર્જુનમાળી શ્રમણ ભગવાન મહાવીરસ્વામી પાસેથી ધર્મ સાંભળીને અને હૃદયંગમ કરીને અત્યંત હર્ષિત થયો, સંતુષ્ટ થયો અને કહેવા લાગ્યો, ભંતે! હું નિર્ગ્રંથ પ્રવચન પર શ્રદ્ધા કરું છું, રૂચિ કરું છું, પ્રતીતિ કરું છુ.

जाव अब्भुट्ठेमि। 'अहासुहं देवाणुप्पिया!

તેની આરાધના માટે (સંયમ માર્ગમાં) ઉપસ્થિત થાઉં છું ભગવાને કહ્યું- હે દેવાનુપ્રિય! જેમ તમારા આત્માને સુખ ઉપજે તેમ કરો.

ભગવાનની અનુમતિ મેળવી અર્જુન માળી ઉત્તર-પૂર્વ દિશામાં એટલે ઇશાન ખૂણામાં જાય છે અને ત્યાં જઈને પોતાની મેળે જ પચમુષ્ટિ લોચ કરીને યાવત્ સાધુ બનીને સમિતિ ગુપ્તિ આદિથી સમ્પન્ન થઇને સંયમમય જીવન વ્યતીત કરવા લાગે છે

१९- तए णं से अज्जुणए मालागारे उत्तरपुरत्थिमे दिसिभाए अवक्कमइ, अवक्कमित्ता सयमेव पंचमुट्ठियं लोयं करेइ, करित्ता जाव अणगारे जाते जाव विहरइ।

तए णं से अज्जुणए अणगारे जं चेव दिवसं मुंडे जाव पव्वइए, तं चेव दिवसं समणं भगवं महावीरं वंदइ, णमंसइ वंदित्ता णमंसित्ता इमं एयारूवं अभिग्गहं उग्गिण्हइ—कप्पइ मे जावज्जीवाए छट्ठंछट्ठेणं अणिक्खित्तेणं तवोकम्मेणं अप्पाणं भावेमाणस्स विहरित्तए, त्ति कट्टु अयमेयारूवं अभिग्गहं ओगेण्हइ, ओगेण्हित्ता जावज्जीवाय जाव विहरइ। तए णं से अज्जुणए अणगारे छट्ठक्खमणपारणयंसि पढमपोरिसीए सज्झायं करेइ, जहा गोयमसामी जाव अडइ।

૧૯- અર્જુનમુનિએ જે દિવસે દીક્ષિત થયા હતા તે જ દિવસથી શ્રમણ ભગવાન મહાવીર સ્વામીને વદના-નમસ્કાર કરીને આ અભિગ્રહ ગ્રહણ કર્યો હતો કે-ભગવન! આજથી લઈ જીવનપર્યન્ત નિરન્તર ષષ્ઠ-ભકતની તપસ્યા કરીને આત્માને ભાવિત કરતો થકો જીવન વ્યતીત કરીશ. આ પ્રમાણે અર્જુન મુનિ અભિગ્રહ ધારણ કરીને જીવન વ્યતીત કરવા લાગ્યા.

અર્જુન મુનિ પારણાના દિવસે પહેલા પહોરે સ્વાધ્યાય, બીજા પહોરે ધ્યાન કરે છે અને ત્રીજા પહોરે જેવી રીતે ગૌતમ સ્વામી ભગવાન પાસેથી આજ્ઞા પ્રાપ્ત કરીને ભિક્ષા માટે નગરમાં ભ્રમણ કરતા હતા તેવી જ રીતે અર્જુનમુનિ પણ ભગવાન પાસેથી આજ્ઞા મેળવીને ગોચરી માટે નગરમાં ભ્રમણ કરે છે

२०- तए णं अज्जुणयं अणगारं रायगिहे णयरे उच्च जाव अडमाणं बहवे इत्थीओ य पुरिसा य डहरा य महल्ला य जुवाणा य एवं वयासी—

૨૦- રાજગૃહ નગરમાં ધનવાન, નિર્ધન તેમજ મધ્યમ કુળોમાં ગોચરી માટે ભ્રમણ કરતા અર્જુન મુનિને જોઈને ઘણી સ્ત્રીઓ, અનેક પુરુષો તથા બાળકો, વૃદ્ધો તેમજ યુવકો આ પ્રમાણે કહેવા લાગ્યા :-

इमेणं मे पिया मारिते, माया मारिया, भगिणी मारिया, भज्जा मारिया, पुत्ते मारिए, धूया मारिया, सुण्हा मारिया, इमेणं मे अन्नयरे सयणसंबंधिपरिजणे मारिए, त्ति कट्टु अप्पेगइया अक्कोसंति, अप्पेगइया हीलंति, निंदंति, खिसंति, गरिहंति, तज्जेंति, तालेंति ।

આણે મારા પિતાને મારી નાખ્યા હતા. કોઈક કહેવા લાગ્યા– આણે મારી માતાને મારી નાંખી હતી, એવી જ રીતે મારી બહેન, સ્ત્રી, પુત્ર, પુત્રી અને મારી પુત્રવધૂને મારી નાંખ્યા હતા, આણે મારા બીજા સ્વજનોને, સગા–સંબંધીઓને, ભાગીદારોને તેમજ દાસ–દાસીઓની ઘાત કરેલ છે. આ પ્રમાણે બોલતાં તેમાંથી કેટલાક તેને કડવા વચનો કહી ફટકારે છે, કેટલાક તેની અવહેલના કરે છે. કેટલાક નિંદા કરે છે. કેટલાક દુર્વચન કહીને તેને ક્રોધિત કરવાનો પ્રયત્ન કરે છે, તેના દોષો બતાવે છે, તેનો તિરસ્કાર કરે છે લાઠી ઈંટ આદિથી મારે છે.

तए णं से अज्जुणए अणगारे तेहिं बहूहिं इत्थीहिं य पुरिसेहिं य डहरेहिं य महल्लेहिं य जुवाणएहिं य आकोसेज्जमाणे जाव तालेज्जमाणे तेसिं मणसावि अपउस्समाणे सम्मं सहइ, सम्मं खमइ, सम्मं तितिक्खइ, अहियासेइ । सम्मं सहमाणे, खममाणे, तितिक्खमाणे अहियासमाणे रायगिहे णयरे उच्चणीयमज्झिमकुलाइं अडमाणे जइ भत्तं लभइ, तो पाणं न लभइ, जइ पाणं लभइ तो भत्तं न लभइ ।

ત્યારે ઘણી સ્ત્રીઓ, પુરુષો, બાળકો, વૃદ્ધો તથા યુવકો દ્વારા આક્રોશિત થયેલ યાવત્ તાડિત થયેલ અર્જુનમુનિ તેઓ ઉપર મનથી પણ દ્વેષ કરતા ન હતા બધી યાતનાઓને તે સમ્યક્ રીતે સહન કરે છે, રૂડી રીતે ખમે છે, દીનતા વિના બધુ સહન કરે છે, નિર્જરાની ભાવનાથી શુદ્ધ અંતઃકરણપૂર્વક સહન કરે છે રૂડી ભાવનાથી સહન કરતા થકા, ક્ષમા કરતા, સહન કરતા, નિર્જરાની ભાવનાથી સહન કરતા હતા. રાજગૃહ નગરમાં ધનવાન, નિર્ધન અને મધ્યમ કુળોમાં ભ્રમણ કરતા તેમને જો અન્ન મળે તો પાણી ન મળે અને જો પાણી મળે તો અન્ન ન મળે.

तए णं से अज्जुणए अदीणे, अविमणे, अकलुसे अणाइले, अविसाई, अपरितंतजोगी अडइ, अडित्ता रायगिहाओ नगराओ पडिणिक्खमइ, पडिणिक्खमित्ता जेणेव गुणसिलए जेणेव समणे भगवं महावीरे जहा गोयमसामी जाव पडिदंसेइ, पडिदंसित्ता समणेणं भगवया महावीरेणं अब्भणुण्णाए अमुच्छिए ४ विलमिव पण्णगभूएणं अप्पाणेणं तमाहारं आहारेइ ।

અન્નાદિ પ્રાપ્ત નહિ થવા છતાં પણ અર્જુનમુનિ મનમાં દીનતા ઉત્પન્ન ન થવા દેતા, નારાજ થતા નહિ, ક્રોધ કરતા નહિ, અંતઃકરણને નિર્મળ રાખતા, નિરાશ થતા નહિ અને થાકયા વિના સમાધિ ભાવથી ગોચરી માટે ભ્રમણ કરતા હતા. આ રીતે ભ્રમણ કરીને તે રાજગૃહ નગરમાંથી નીકળે છે નીકળીને જ્યાં ગુણશીલક નામનુ ઉદ્યાન હતુ, જ્યાં શ્રમણ ભગવાન મહાવીર સ્વામી બિરાજમાન હતા, ત્યાં આવ્યા. જેવી રીતે ગૌતમ સ્વામી યાવત્ ભગવાનને આહાર

બતાવે છે બતાવીને શ્રમણ ભગવાન મહાવીર સ્વામી પાસેથી આજ્ઞા મેળવી, મૂર્ચ્છાભાવથી રહિત, ગૃદ્ધિરહિત, ભોજનમાં રાગરહિત, આસક્તિથી રહિત, જેમ સર્પ બીલમાં પ્રવેશ કરે છે, તેમ સ્વયં આહાર કરે છે.

२१- तए णं समणे भगवं महावीरे अण्णया कयाइं रायगिहाओ णयराओ पडिणिक्खमइ, पडिणिक्खमित्ता बहिं जणवयविहारं विहरइ। तए णं से अज्जुणए अणगारे तेणं ओरालेणं विउलेणं पयत्तेणं पग्गहिएणं महानुभागेणं तवोकम्मेणं अप्पाणं भावेमाणे बहुपुण्णे छम्मासे सामण्णपरियायं पाउणइ, अद्धमासियाए संलेहणाए अप्पाणं झूसेइ, तीसं भत्ताइं अणसणाए छेदेइ, छेदित्ता जस्सट्ठाते कीरइ जाव सिद्धे।

૨૧- ત્યાર પછી શ્રમણ ભગવાન મહાવીર સ્વામી એક દિવસ રાજગૃહ નગરથી વિહાર કરીને બહાર જનપદ-દેશાન્તરમાં વિચરી રહ્યા હતા. તે અર્જુન મુનિ પ્રધાન, વિશાળ, ભગવાન મહાવીર પાસેથી ગૃહીત, ઉત્કૃષ્ટ ભાવનાપૂર્વક સ્વીકારેલ મહાન પ્રભાવશાળી તપકર્મથી પોતાના આત્માને ભાવિત કરતા થકા પૂરા છ મહિના સુધી શ્રમણ-પર્યાયનું પાલન કરે છે

અર્ધમાસિક (૧૫ દિવસના) સંલેખના (સંથારા) થી પોતાના આત્માને ભાવિત કરે છે ત્રીસ ભક્તને અનશન દ્વારા છોડે છે. અન્તમાં જે પ્રયોજન માટે સાધુજીવન અંગીકાર કર્યું હતું, યાવત્ તે પ્રયોજનને સિદ્ધ કરીને સિદ્ધિગતિ પ્રાપ્ત કરે છે.



## અધ્યયન ચતુર્થથી ચૌદમા સુધી

१- तेणं कालेणं तेणं समएणं रायगिहे णयरे गुणसिलए चेतिए। तत्थ णं सेणिए राया, कासवे णामं गाहावई परिवसइ, जहा मंकाति, सोलस वासा परियाओ, विपुले सिद्धे।

૧– તે કાળે અને તે સમયે રાજગૃહ નામનું નગર હતું. તેમાં ગુણશિલક નામનું ઉદ્યાન હતું. ત્યાં શ્રેણિક રાજા રાજ્ય કરતા હતા. ત્યાં કાશ્યપ નામના એક ગાથાપતિ ધનવાન શ્રેષ્ઠ રહેતા હતા. મંકાતિ શેઠની જેમ તે પણ ભગવાન મહાવીર સ્વામી પાસે દીક્ષા ગ્રહણ કરી સોળ વર્ષ સંયમનું પાલન કરીને વિપુલાચલ ઉપર સિદ્ધિ પ્રાપ્ત કરી.

२- एवं खेमतेऽवि गाहावई, नवरं कागंदी णयरी, सोलस वासा परियाओ, विपुले पव्वए सिद्धे।

૨–કાશ્યપની જેમ ગાથાપતિ ક્ષેમકે પણ ભગવાન મહાવીર સ્વામી પાસે દીક્ષા ગ્રહણ કરી સોળ વર્ષ સુધી સંયમ પાળી વિપુલ ગિરિપર સિદ્ધપદ પ્રાપ્ત કર્યું. અંતર માત્ર એટલું જ હતું કે એમની નગરી કાકંદી હતી

३- एवं धितिहरेवि गाहावई, कामंदी णयरी सोलस वासा पारियाओ जाव विपुले सिद्धे।

૩– શેઠ ક્ષેમકની જેમ ગાથાપતિ ધૃતિધરે પણ ભગવાન મહાવીર સ્વામી પાસે દીક્ષા લીધી. સોળ વર્ષ સુધી સંયમ પાળી વિપુલ પર્વતપર સિદ્ધ થયા. એમની કામદી નગરી હતી.

४- एवं केलासेवि गाहावई, नवरं सागेए णयरे, बारस वासाइं परियाओ, विपुले सिद्धे।

૪–આ જ પ્રમાણે ધૃતિધરની જેમ ગાથાપતિ કૈલાસ પણ દીક્ષિત થઈ વિપુલગિરિ પર સિદ્ધ થયા અંતર માત્ર એટલું જ છે કે તેનું નગર સાકેત (અયોધ્યા) હતું અને બાર વર્ષ સુધી સંયમ પાળ્યો.

५- एवं हरिचंदणे वि गाहावई, सागेए, बारस वासाइं परियाओ, विपुले सिद्धे।

૫–ગાથાપતિ કૈલાસની જેમ ગાથાપતિ હરિચંદને પણ ભગવાન મહાવીર સ્વામી પાસે દીક્ષા લીધી. બાર વર્ષ સુધી સંયમ પાળીને સિદ્ધ થયા એમનું પણ નગર સાકેત હતું.

६- एवं वारत्तते वि गाहावई, नवरं रायगिहे णयरे, बारस वासा परियाओ, विपुले सिद्धे।

૬– હરિચંદનની જેમ ગાથાપતિ વારાત્તક પણ દીક્ષિત થઈ બાર વર્ષ સુધી સંયમ પાળી વિપુલગિરિ પર સિદ્ધ થયા. અંતર માત્ર એટલું જ કે એમનું રાજગૃહ નગર હતું.

७- एवं सुदंसणे वि गाहावई, नवरं वाणियगामे णयरे, दूतिपलासए चेतिए, पंच वासा परियाओ, विपुले सिद्धे ।

૭– ગાથાપતિ વારત્તકની જેમ ગાથાપતિ સુદર્શન પણ દીક્ષિત થઈને વિપુલગિરિપર સિદ્ધ થયા. અંતર માત્ર એટલું જ છે કે એ વાણિજ્યગ્રામ નામક નગરના નિવાસી હતા અને ત્યાં દ્યુતિપલાશ નામનું ઉદ્યાન હતું. પાંચ વર્ષ સંયમપર્યાય પાળી વિપુલ પર્વતપર સિદ્ધ થયા.

८- एवं पुण्णभद्दे वि गाहावई, वाणियगामे णयरे, पंच वासा परियाओ, विपुले सिद्धे ।

૮– સુદર્શનની જેમ ગાથાપતિ પૂર્ણભદ્ર પણ વાણિજ્યગ્રામ નગરમાં દીક્ષિત થઈને પાંચ વર્ષનો દીક્ષાપર્યાય પાળીને વિપુલગિરિ પર સિદ્ધ થયા.

९- एवं सुमणभद्दे वि गाहावई, नवरं सावत्थी णयरी, बहुवासपरियाओ, विपुले सिद्धे ।

૯– પૂર્ણભદ્રની જેમ સુમનભદ્ર ગાથાપતિ પણ શ્રાવસ્તી નગરીમાં દીક્ષિત થઈને ઘણાં વર્ષો સુધી દીક્ષાપર્યાય પાળીને વિપુલાચલ પર સિદ્ધ થયા.

१०- एवं सुपइट्ठे वि गाहावई, सावत्थी णयरी, सत्तावीसं वासाइं परियाओ, विपुले सिद्धे ।

૧૦– સુમનભદ્રની જેમ ગાથાપતિ સુપ્રતિષ્ઠિત પણ શ્રાવસ્તી નગરીમાં દીક્ષિત થઈને સત્યાવીશ વર્ષ સુધી દીક્ષા પર્યાય પાળી વિપુલ પર્વત ઉપર સિદ્ધ થયા.

११- एवं मेहे वि गाहावई, रायगिहे णयरे, बहूइं वासाइं परियाओ, विपुले सिद्धे ।

૧૧– એજ પ્રમાણે મેઘ ગાથાપતિનું પણ જીવન જાણવું જોઈએ. રાજગૃહ નામનું નગર હતુ. ઘણાં વર્ષો સુધી દીક્ષાપર્યાય પાળી વિપુલ નામક પર્વત ઉપર સિદ્ધ થયા.



## પંદરમું અધ્યયન

१- तेणं कालेणं तेणं समएणं पोलासपुरे णयरे, सिरिवणे उज्जाणे, तत्थ णं पोलासपुरे णयरे विजये नामं राया होत्था। तस्स णं विजयस्स रन्नो सिरी नामं देवी होत्था, वण्णओ। तस्स णं विजयस्स रन्नो पुत्ते सिरीए देवीए अत्तए अइमुत्ते नामं कुमारे होत्था, सूमाले।

૧– તે કાળે અને તે સમયે પોલાસપુર નામનું નગર હતું. ત્યાં શ્રીવન નામનુ ઉદ્યાન હતું. તે પોલાસપુર નગરમાં વિજય નામના રાજા હતા. તે વિજય રાજાને શ્રી નામની પટ્ટરાણી હતી. તેનું વર્ણન ઔપપાતિક સૂત્રમાં કથિત રાણીના વર્ણન સમાન જાણવું. તે વિજય રાજાના પુત્ર, શ્રીદેવીના આત્મજ અતિમુક્ત નામના કુમાર હતા. તે સુકુમાર હાથ-પગવાળા અને સર્વાંગ સુંદર હતા.

२- तेणं कालेणं तेणं समएणं समणे भगवं महावीरे जाव सिरीवणे विहरइ। तेणं कालेणं तेणं समएणं समणस्स भगवओ महावीरस्स जेट्ठे अंतेवासी इंदभूती, जहा पण्णत्तीए जाव पोलासपुरे णयरे उच्च जाव अडइ। इमं च णं अइमुत्ते कुमारे ण्हाते जाव विभूसिए बहूहिं दारएहिं य दारियाहिं य, डिंभएहिं य डिंभियाहिं य, कुमारएहिं य कुमारयाहिं य सद्धिं संपरिवुडे सतो गिहाओ पडिनिक्खमइ, पडिनिक्खमित्ता जेणेव इंदट्ठाणे तेणेव उवागए, तेहिं बहूहिं दारएहिं य ५ संपरिवुडे अभिरममाणे २ विहरइ।

૨– તે કાળે અને તે સમયે શ્રમણ ભગવાન મહાવીર યાવત્ શ્રીવન નામનાં ઉદ્યાનમાં વિચરી રહ્યા હતા તે કાળ અને તે સમયમાં શ્રમણ ભગવાન મહાવીરના જ્યેષ્ઠ અંતેવાસી-શિષ્ય ઇન્દ્રભૂતિ અણગાર જેવી રીતે ભગવતી સૂત્રમાં વર્ણન કર્યું છે તે પ્રમાણે પોલાસપુર નગરમાં સામાન્ય તેમજ મધ્ય ઘરોમાં ગોચરી માટે ભ્રમણ કરી રહ્યા હતા આ તરફ અતિમુક્ત-કુમાર સ્નાન કરીને યાવત્ સર્વ પ્રકારના આભૂષણોથી વિભૂષિત થઈને ઘણાં છોકરા, છોકરીઓ, નાનાં બાળકો, નાની બાલિકાઓ, અવિવાહિત કુમારો અને અવિવાહિત કુમારિકાઓથી, ઘેરાયેલો-તે ની સાથે પોતાના ઘરેથી નીકળે છે. નીકળીને ઇન્દ્રસ્થાન (બાળકોને રમવાનું સ્થાન) હતું ત્યાં જાય છે. ત્યાં બધા છોકરા-છોકરીઓ, બાલક-બાલિકાઓ, કુમાર-કુમારિકાઓથી આવૃત થઈ ક્રીડા કરવા લાગ્યો.

३- तते णं भयवं गोयमे पोलासपुरे णयरे उच्चनीय जाव अडमाणे इंदट्ठाणस्स अदूरसामंतेणं वीतीवयइ, तए ण से अइमुत्ते कुमारे भगवं गोयमं अदूरसामंतेणं

૩– ભગવાન ગૌતમ સ્વામી પોલાસપુર નગરના ઉચ્ચ, નીચ તથા મધ્યમ ઘરોમાં ગોચરી માટે ભ્રમણ કરતા થકા ઇન્દ્રસ્થાનની કંઈક પાસેથી નીકળ્યા ત્યારે કંઈક નજીકથી જતાં તેઓને

भगवं गोयमे तेणेव वीतीवयमाणं पासइ, पासित्ता जेणेव भगवं गोयमे तेणेव उवागए, उवागच्छित्ता भगवं गोयमं एवं वयासी।

અતિમુક્તકુમારે જોયા જોતાં જ તે ભગવાન ગૌતમસ્વામીની પાસે આવ્યા અને ભગવાન ગૌતમ સ્વામીને આ પ્રમાણે કહેવા લાગ્યા :–

४- के णं भंते ! तुब्भे ? किं वा अडह ? तए णं भगवं गोयमे अइमुत्तं कुमारं एवं वयासी–अम्हे णं देवाणुप्पिया ! समणा णिग्गंथा ईरियासमिया जाव बंभयारी उच्चनीय जाव अडामो।

૪– ભગવન્ ! આપ કોણ છો ? અને શા માટે ફરી રહ્યા છો ? ત્યારે ભગવાન ગૌતમ સ્વામીએ અતિમુક્તકુમારને આ પ્રમાણે કહ્યુ :–હે દેવાનુપ્રિય ! અમે શ્રમણ નિર્ગ્રન્થ છીએ. ઇર્યાસમિતિ આદિ પાંચ સમિતિઓના પાલક યાવત્ બ્રહ્મચારી છીએ ઉચ્ચ, નીચ યાવત્ મધ્યમ ઘરોમાં ભિક્ષા માટે ભ્રમણ કરીએ છીએ

५- तए णं अइमुत्ते कुमारे भगवं गोयमं एवं वयासी–

एह णं भंते ! तुब्भे जा णं अहं तुब्भं भिक्खं दवावेमि त्ति कट्टु भगवं गोयमं अंगुलीए गेण्हइ, गेण्हित्ता जेणेव सते गिहे तेणेव उवागए। तए णं सा सिरी देवी भगवं गोयमं एज्जमाणं पासित्ता हट्ठ-तुट्ठ जाव आसणाओ अब्भुट्ठेइ, अब्भुट्ठित्ता जेणेव भगवं गोयमे तेणेव उवागया, भगवं गोयमं तिखुत्तो आयाहिणपयाहिणं करेइ, करित्ता वंदइ णमंसइ, वंदित्ता णमंसित्ता विउलेणं असण-पाण-खादिमसादिमेणं पडिलाभेइ जाव पडिविसज्जेइ।

૫– ત્યારે અતિમુક્તકુમારે ભગવાન ગૌતમ સ્વામીને આ પ્રમાણે કહ્યુ–આપ આવો, હું આપને ભિક્ષા અપાવુ. એમ કહી ભગવાન ગૌતમની આગળી પકડે છે આંગળી પકડીને જ્યાં પોતાનુ ઘર હતુ ત્યાં આવી પહોંચ્યા ત્યારે શ્રીદેવી ભગવાન ગૌતમને આવતા જુએ છે જોઈને અત્યત હર્ષિત અને સતુષ્ટ થઇ યાવત્ આસન ઉપરથી ઊઠી-ઊભી થઈ ગઈ ઊઠીને જ્યાં ભગવાન ગૌતમ હતા ત્યાં આવે છે. ભગવાન ગૌતમ સ્વામીને જમણી બાજુથી લઈ ત્રણવાર પ્રદક્ષિણા કરે છે પ્રદક્ષિણા કરીને વંદના–નમસ્કાર કરે છે વદના નમસ્કાર કરીને વિપુલ અન્ન, પાણી, ખાદિમ (મેવા મિઠાઈ આદિ) તથા સ્વાદિમ–ચાર પ્રકારનાં આહારથી પ્રતિલાભિત કરે છે. યાવત્ તેમને સન્માનપૂર્વક વિદાય આપે છે

६- तए णं से अइमुत्ते कुमारे भगवं गोयमं एवं वयासी–कहि णं भंते ! तुब्भे परिवसह ? तए णं भगवं गोयमे अइमुत्तं कुमारं एवं वयासी–एवं खलु देवाणुप्पिया ! मम धम्मायरिए धम्मोवदेसए भगवं महावीरे आदिकरे जाव संपाविउ-

૬– ત્યાર પછી ભગવાન ગૌતમ સ્વામીને અતિમુક્તકુમારે આ પ્રમાણે પ્રશ્ન કર્યો – હે ભગવન્ ! આપ ક્યાં રહો છો ? ત્યારે ભગવાન્ ગૌતમે અતિમુક્તકુમારને કહ્યુ :– હે દેવાનુપ્રિય ! મારા ધર્માચાર્ય, ધર્મોપદેશક, ધર્મતીર્થની સ્થાપના કરનાર, યાવત્ મોક્ષપ્રાપ્તિની કામના રાખવા-

कामे इहेव पोलासपुरस्स नगरस्स बहिया सिरीवणे उज्जाणे अहापडिरूवं उग्गहं उग्गिण्हित्ता संजमेणं जाव अप्पाणं भावेमाणे विहरइ, तत्थ णं अम्हे परिवसामो ।

વાળા ભગવાન મહાવીર આ પોલાસપુર નગરની બહાર શ્રીવન ઉદ્યાનમાં સાધુવૃત્તિને અનુકૂળ આશ્રયનો સ્વીકાર કરીને સયમથી યાવત્ પોતાનાં આત્માને ભાવિત કરતા થકા વિચરી રહ્યા છે. ત્યાં જ અમે રહ્યા છીએ.

७- तए णं से अइमुत्ते कुमारे भगवं गोयमं एवं वयासी–गच्छामि णं भंते ! अहं तुब्भेहिं सद्धिं समणं भगवं महावीरं पायवंदए ? अहासुहं देवाणुप्पिया !'

૭– ત્યાર પછી તે અતિમુકતકુમાર ગૌતમ સ્વામીને આ પ્રમાણે કહેવા લાગ્યા – હે ભગવન્! હું આપની સાથે શ્રમણ ભગવાન મહાવીરના ચરણ-વંદન માટે આવું?

ગૌતમ–હે દેવાનુપ્રિય! જેમ તમારા આત્માને સુખ ઊપજે તેમ કરો

८- तए णं से अइमुत्ते कुमारे भगवया गोयमेणं सद्धिं जेणेव समणे भगवं महावीरे तेणेव उवागच्छइ, उवागच्छित्ता समणं भगवं महावीरं तिक्खुत्तो आयाहिणपयाहिणं करेइ करित्ता वंदइ जाव पज्जुवासइ । तए णं भगवं गोयमे जेणेव समणे भगवं महावीरे तेणेव उवागए जाव पडिदंसेइ पडिदंसित्ता संजमेणं तवसा अप्पाणं भावेमाणे विहरइ ।

૮– ગૌતમ સ્વામીના એમ કહેવા પર અતિમુકતકુમાર ભગવાન ગૌતમની સાથે જ્યાં શ્રમણ ભગવાન મહાવીર બિરાજમાન હતા ત્યાં આવે છે આવીને શ્રમણ ભગવાન મહાવીરને જમણી બાજુથી ત્રણવાર પ્રદક્ષિણા કરે છે. વંદના કરે છે. નમસ્કાર કરે છે. યાવત્ ભગવાનની પર્યુપાસના કરે છે ગૌતમસ્વામીએ શ્રમણ ભગવાન મહાવીર જ્યાં હતા ત્યાં જ પારણા નિમિત્તે લાવેલો આહાર ભગવાન મહાવીર સ્વામીને બતાવ્યો. બતાવીને સંયમ તથા તપથી પોતાનાં આત્માને ભાવિત કરતા થકા વિચરવા લાગ્યા.

९- तए णं समणे भगवं महावीरे अइमुत्तस्स कुमारस्स तीसे य धम्मकहा। तए णं से अइमुत्ते कुमारे समणस्स भगवओ महावीरस्स अंतिए धम्मं सोच्चा निसम्म हट्ठ तुट्ठ० जं नवरं देवाणुप्पिया ! अम्मापियरो आपुच्छामि । तए णं अहं देवाणुप्पियाणं अंतिए जाव पव्वयामि। अहासुहं देवाणुप्पिया ! मा पडिबंधं करेह ।

૯– ત્યાર પછી શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ અતિમુકતકુમારને તેમજ પરિષદને ધર્મકથા સંભળાવી અતિમુકતકુમાર, શ્રમણ ભગવાન મહાવીર સ્વામીની ધર્મકથા સાંભળીને અને તેને હૃદયગમ કરીને અત્યંત પ્રસન્ન અને સંતુષ્ટ થયા. વિશેષતા એ છે કે અતિમુકતકુમારે ભગવાનને કહ્યુ–હે ભગવન્! હું માતાપિતાને પૂછીને આપની પાસે દીક્ષિત થવા ઇચ્છુ છું. ભગવાને કહ્યું:–દેવાનુપ્રિય! જેમ તમને સુખ ઊપજે તેમ કરો પરંતુ વિલંબ ન કરો.

१०- तए णं से अइमुत्ते कुमारे जेणेव अम्मापियरो तेणेव उवागते जाव पव्वइत्तए । अइमुत्तं कुमारं अम्मापियरो एवं वयासी– बालेसि ताव तुमं पुत्ता ! असंबुद्धेसि तुमं पुत्ता ! किण्णं तुमं जाणासि धम्मं ?

૧૦– ત્યાર પછી અતિમુક્તકુમાર જ્યાં પોતાના માતા–પિતા હતા ત્યાં આવ્યા. યાવત્ તેઓને પોતાને દીક્ષિત થવું છે તે વાત કહી. આ સાંભળી માતા–પિતા અતિમુક્તકુમારને આ પ્રમાણે કહેવા લાગ્યા :– હે પુત્ર ! તું હજુ બાળક છો. હે પુત્ર ! તું અણુસમજૂ છો. તું ધર્મના સંબંધમાં શું સમજે ?

११- तए णं से अइमुत्ते कुमारे अम्मापियरो एवं वयासी–एवं खलु अम्मयाओ ! जं चेव जाणामि, तं चेव न जाणामि, जं चेव न जाणामि, तं चेव जाणामि ।

तए णं तं अइमुत्तं कुमारं अम्मापियरो एवं वयासी--कहं णं तुमं पुत्ता ! जं चेव जाणासि जाव तं चेव न जाणासि ? तए णं से अइमुत्ते कुमारे अम्मापियरो एवं वयासी--

जाणामि अहं अम्मयाओ ! जहा जाएणं अवस्समरियव्वं, न जाणामि अहं अम्मताओ ! काहे वा, कहिं वा, कहं वा, केच्चिरेण वा ? न जाणामि अम्मताओ ! केहिं कम्माययणेहिं जीवा नेरइयतिरिक्खजोणियमणुस्सदेवेसु उववज्जंति, जाणामि णं अम्मताओ ! जहा सएहिं कम्माययणेहिं जीवा नेरइय जाव उववज्जंति, एवं खलु अहं अम्मताओ ! जं चेव जाणामि तं चेव न जाणामि, जं चेव न जाणामि, तं चेव जाणामि ।

૧૧– ત્યારે અતિમુક્તકુમારે માતા–પિતાને આ પ્રમાણે કહ્યુ:– હે માતા–પિતા ! હું જે જાણું છું તે નથી જાણતો અને જે નથી જાણતો તે જાણુ છુ.

અતિમુક્તકુમારની આ વાત સાંભળી માતા પિતાએ કહ્યુ :– હે પુત્ર ! તું જે જાણે છે તે કેવી રીતે નથી જાણતો ? અને જે નથી જાણતો તે કેવી રીતે જાણે છે ? તું શુ કહેવા માંગે છે ?

ત્યારે અતિમુક્તકુમારે માતા–પિતાને આ પ્રમાણે કહ્યું :– હું જાણુ છું કે જે જન્મે છે તે અવશ્ય મૃત્યુ પામે છે, પરંતુ હું એ નથી જાણતો કે ક્યારે, ક્યા સમયે, ક્યા સ્થાનપર કેવી રીતે, કેટલા સમય પછી તે મૃત્યુ પામશે ? હે માતા–પિતા ! હું એ નથી જાણતો કે કર્મબંધનના ક્યા કારણોથી જીવ નરકગતિમાં, તિર્યંચ યોનિમાં, મનુષ્યયોનિમાં તથા દેવયોનિમાં ઉત્પન્ન થાય છે. પરંતુ હું એ જાણું છુ કે જીવ પોતાના કર્મોના કારણે નરકાદિ ગતિઓમાં ઉત્પન્ન થાય છે. તેથી હે માતા–પિતા હુ કહુ છું કે જાણુ છું તે નથી જાણતો અને નથી જાણતો તે જાણુ છુ

१२- इच्छामि णं अम्मताओ ! तुब्भेहिं अब्भणुण्णाए जाव पव्वइत्तए ।

तए णं तं अइमुत्तं कुमारं अम्मापियरो जाहे नो संचाएंति बहूहि आघवणाहिं

૧૨– હે માતા–પિતા ! આપની અનુમતિ પ્રાપ્ત થઈ જાય તો યાવત્ દીક્ષા અંગીકાર કરવા ઇચ્છું છુ

જ્યારે માતા–પિતા તે અતિમુક્તકુમારને અનેક અનુકૂળ પ્રતિકૂળ આદિ વચનો દ્વારા

जाव तं इच्छामो ते जाया! एगदिवस-मपि राजसिरिं पासित्तए। तए णं से अइमुत्ते कुमारे अम्मापिउवयणमणुयत्त-माणे तुसिणीए संचिट्ठइ। अभिसेओ जहा महाबलस्स निक्खमणं जाव सामाइ-माइयाइं एक्कारस अंगाइं अहिज्जइ, बहूइं वासाइं सामण्णपरियाओ। गुणरयणं जाव विपुले सिद्धे।

સંયમ લેવાના વિચારથી રોકવામાં સમર્થ ન થયા ત્યારે નિરાશ થઈને માતા-પિતાએ અતિમુક્તકુમારને કહ્યુ:- જો તારી દીક્ષા લેવાની ઇચ્છા છે તો હે પુત્ર! અમે એક દિવસની તારી રાજ્યશ્રીને-રાજ્યલક્ષ્મીને જોવાની ઇચ્છા રાખીએ છીએ.

ત્યારે અતિમુક્તકુમાર માતાપિતાના વચનોનો સ્વીકાર કરીને મૌન થઈ ગયા. ત્યાર પછીનો રાજ્યાભિષેક અને નિષ્ક્રમણ આદિનો શેષ વૃત્તાન્ત મહાબલકુમાર જેમ સમજવો મહબલકુમાર જેમ દીક્ષિત થઈને અતિમુક્ત મુનિએ આચારંગ આદિ અગિયાર અંગોનું અધ્યયન કર્યું. ગુણરત્નસંવત્સર નામની તપશ્ચર્યા કરી. ઘણા વર્ષો સુધી સંયમ પાળીને યાવત્ વિપુલગિરિ ઉપર નિર્વાણપદ પામ્યા.



# સોળમું અધ્યયન

तेणं कालेणं तेणं समएणं वाणारसीए णयरीए काममहावणे चेइए। तत्थ णं वाणारसीए अलक्खे नामं राया होत्था।

तेणं कालेणं तेणं समएणं समणे भगवं महावीरे जाव विहरइ। परिसा णिग्गया। तए णं अलक्खे राया इमीसे कहाए लद्धट्ठे समाणे हट्ठतुट्ठे जहा कूणिए जाव पज्जुवासइ। धम्मकहा।

तए णं अलक्खे राया समणस्स भगवओ महावीरस्स अंतिए जहा उदायणे तहा णिक्खंते, णवरं जेट्ठं पुत्तं रज्जे अहिसिंचइ।

एक्कारस अंगाइं, बहुवासा परियाओ, जाव विपुले सिद्धे। एवं खलु जम्बू! समणेणं जाव छट्ठस्स वग्गस्स अयमट्ठे पण्णत्ते।

તે કાળે અને તે સમયે વારાણુસી નામની નગરી હતી. તેની બહાર કામમહાવન નામનું ઉદ્યાન હતું ત્યાં અલક્ષ નામક રાજા રાજ્ય કરતા હતા.

તે કાળે અને તે સમયે શ્રમણ ભગવાન મહાવીર સ્વામી યાવત્ વારાણુસી નગરીમાં પધાર્યા. ત્યાંના કામમહાવન નામના ઉદ્યાનમાં સાધુજીવનમાં અનુકૂળ સ્થાનને પ્રાપ્ત કરીને વિચરવા લાગ્યા. ભગવાનના દર્શન કરવા માટે નગરવાસીઓ નીકળ્યા. ત્યાર પછી અલક્ષ રાજા ભગવાનના પદાર્પણુનો વૃત્તાન્ત સાંભળીને પ્રસન્ન તેમજ સંતુષ્ટ થયા જેવી રીતે કૂણિક રાજા ભગવાન મહાવીર સ્વામીના દર્શન કરવા ગયા, તેવી રીતે અલક્ષ રાજા પણ ગયા. વંદન-નમસ્કાર કરીને ભગવાનની પર્યુપાસના કરવા લાગ્યા. ભગવાને બધાને ધર્મોપદેશ સંભળાવ્યો.

ત્યાર પછી અલક્ષ રાજા શ્રમણ ભગવાન મહાવીર સ્વામીના મુખારવિન્દથી ઉપદેશ સાંભળીને, જેવી રીતે ઉદાયન રાજા દીક્ષિત થયા હતા તેવી રીતે દીક્ષિત થયા. વિશેષતા એ છે કે અલક્ષ રાજાએ દીક્ષિત થયા પહેલાં પોતાના મોટા પુત્રને રાજસિંહાસન પર બેસાડી રાજ્યસત્તા તેને સોંપી દીધી.

ત્યાર પછી સ્થવિર સંતો પાસે અગિયાર અંગોનુ અધ્યયન કર્યું ઘણાં વર્ષો સુધી શ્રમણુપર્યાયનુ પાલન કરી વિપુલાચલ પર સિદ્ધ થયા.

આ પ્રમાણે હે જંબૂ! શ્રમણ યાવત્ ભગવાન્ મહાવીર સ્વામીએ છટ્ઠા વર્ગનો આ અર્થ પ્રરૂપેલ છે.



# સાતમો વર્ગ

१- जइ णं भंते ! सत्तमस्स वग्गस्स उक्खेवओ । जाव तेरस अज्झयणा पण्णत्ता, तंजहा –
नंदा तह नंदवई, नंदोत्तर नंदसेणिया चेव ।
मरुया सुमरुया,
महमरुया मरुदेवी य अट्ठमा ।।१।।
भद्दा य सुभद्दा य, सुजाया सुमणातिया ।
भूयदिन्ना य बोद्धव्वा,
सेणियभज्जाण नामाइं ।।२।।

૧– સાતમા વર્ગનો ઉત્ક્ષેપ કરી લેવો જોઈએ. યાવત્ સાતમા વર્ગમાં ૧૩ અધ્યયનો પ્રરૂપ્યા છે તેઓનાં નામ આ પ્રમાણે છે: (૧) નંદા (૨) નંદાવતી (૩) નંદોત્તરા (૪) નંદશ્રેણિકા (૫) મરૂતા (૬) સુમરૂતા (૭) મહામરૂતા (૮) મરૂત દેવી (૯) ભદ્રા (૧૦) સુભદ્રા (૧૧) સુજાતા (૧૨) સુમનાતિકા (૧૩) ભૂતદત્તા. આ બધા શ્રેણિક મહારાજાની રાણીઓનાં નામ છે.

२- जइ णं भंते० ! तेरस अज्झयणा पण्णत्ता, पढमस्स ण भंते ! अज्झयणस्स समणेणं जाव संपत्तेणं के अट्ठे पण्णत्ते ?

૨– જંબૂસ્વામી–ભગવન્ ! સાતમા વર્ગના ૧૩ અધ્યયનો પ્રતિપાદન કર્યા છે, તો પ્રથમ અધ્યયનનો શો અર્થ પ્રતિપાદન કરેલ છે ?

३- एवं खलु जंबू ! तेणं कालेणं तेणं समएणं रायगिहे णयरे । गुणसिलए चेइए । सेणिए राया, वण्णओ । तस्स णं सेणियस्स रण्णो नंदा नामं देवी होत्था वण्णओ । सामी समोसढे । परिसा णिग्गया । तए णं सा नंदादेवी इमीसे कहाए लद्धट्ठा समाणी हट्ठ-तुट्ठा कोडुंबियपुरिसे सद्दावेइ, सद्दावित्ता जाणं जहा पउमावई, जाव एक्कारस अंगाइं अहिज्जित्ता वीसं वासाइं परियाओ जाव सिद्धा ।

एव तेरस वि देवीओ णंदागमेण णेयव्वाओ । निक्खेवओ ।

૩– સુધર્માસ્વામી—જંબૂ ! તે કાળે અને તે સમયે રાજગૃહ નામનું નગર હતું ગુણશિલક નામનુ ઉદ્યાન હતું ત્યાં શ્રેણિક રાજા રાજ્ય કરતા હતા રાજાનું વર્ણન ઔપપાતિક સૂત્ર પ્રમાણે જાણવુ. તે શ્રેણિક રાજાને નંદા નામની દેવી હતી. તેનું વર્ણન ઔપપાતિક સૂત્ર પ્રમાણે જાણવું શ્રમણ ભગવાન મહાવીર સ્વામી પધાર્યા નગરવાસીઓ ભગવાનની ધર્મદેશના સાંભળવા નગરમાંથી નીકળ્યા. ત્યાર પછી તે નંદાદેવી આ વૃત્તાન્તને જાણી પ્રસન્ન તેમજ સંતુષ્ટ થઈ તેણે સેવક પુરુષોને બોલાવ્યા. બોલાવીને ધાર્મિક યાન (રથ) લાવવાની આજ્ઞા આપી જેવી રીતે કૃષ્ણ વાસુદેવની પટ્ટરાણી પદ્માવતી ભગવાન અરિષ્ટનેમિની સેવામાં ગયા હતા, તેવી રીતે નંદાદેવી પણ યાવત્ ભગવાન મહાવીર સ્વામીના ચરણોમાં ઉપસ્થિત થઈ. ઉપદેશ સાંભળ્યો વૈરાગ્ય થયો. દીક્ષિત થઈ. અગિયાર અંગોનુ અધ્યયન કર્યું. વીસ વર્ષ સુધી સંયમનુ પાલન કર્યું યાવત્ સિદ્ધ થયા.

આ જ પ્રમાણે તેરેય દેવીઓનું જીવન નંદાદેવીની જેમ જ જાણવુ જોઈએ.

# આઠમો વર્ગ

## પ્રથમ અધ્યયન

१- जइ णं भंते ! समणेणं जाव संपत्तेणं अट्ठमस्स अंगस्स अन्तगडदसाणं सत्तमस्स वग्गस्स अयमट्ठे पण्णत्ते, भंते ! अंतगडदसाणं अट्ठमस्स वग्गस्स समणेणं जाव सम्पत्तेणं के अट्ठे पण्णत्ते ?

एवं खलु जम्बू ! समणेणं जाव सम्पत्तेणं अन्तगडदसाणं अट्ठमस्स वग्गस्स दस अज्झयणा पण्णत्ता, तंजहा-

काली, सुकाली, महाकाली
कण्हा, सुकण्हा, महाकण्हा ।
वीरकण्हा, य बोद्धव्वा रामकण्हा तहेव च ।
पिउसेणकण्हा नवमी, दसमी,
महासेणकण्हा च ।

૧– જંબૂસ્વામી–હે ભગવન્ ! જો મોક્ષપ્રાપ્ત શ્રમણ ભગવાન્ મહાવીર સ્વામીએ આઠમાં અંગ અંતકૃદ્દશાંગ સૂત્રના સાતમા વર્ગનો આ અર્થ પ્રતિપાદન કર્યો છે, તો હે ભગવન્ ! અંતગડસૂત્રના આઠમા વર્ગનો શ્રમણ યાવત્ મોક્ષપ્રાપ્ત ભગવાન મહાવીર સ્વામીએ શો અર્થ પ્રતિપાદન કરેલ છે ?

સુધર્માસ્વામી– હે જંબૂ ! આ પ્રમાણે શ્રમણ યાવત્ મોક્ષપ્રાપ્ત ભગવાન મહાવીર સ્વામીએ આઠમા અંગ અંતગડદશાંગના આઠમા વર્ગના દશ અધ્યયનો પ્રતિપાદન કરેલ છે. તે આ પ્રમાણે છે:—

(૧) કાલીદેવી, (૨) સુકાલીદેવી, (૩) મહાકાલી દેવી, (૪) કૃષ્ણાદેવી, (૫) સુકૃષ્ણાદેવી, (૬) મહાકૃષ્ણાદેવી, (૭) વીરકૃષ્ણાદેવી, (૮) રામકૃષ્ણાદેવી, (૯) પિતૃસેનકૃષ્ણાદેવી, (૧૦) અને મહાસેનકૃષ્ણાદેવી.

२- जइ णं भंते ! अट्ठमस्स वग्गस्स दस अज्झयणा पण्णत्ता, पढमस्स णं भंते ! अज्झयणस्स समणेणं जाव संपत्तेणं के अट्ठे पण्णत्ते ?

एवं खलु जंबू ! तेणं कालेणं तेणं समएणं चंपा णामं णयरी होत्था । पुण्णभद्दे चेइए । तत्थ णं चंपाए णयरीए कोणिए राया । वण्णओ । तत्थ णं चंपाए णयरीए सेणियस्स रण्णो भज्जा, कोणियस्स रण्णो चुल्लमाउया काली नामं देवी

૨– જંબૂ– ભગવન્ ! જો આઠમા વર્ગના દશ અધ્યયનો પ્રતિપાદન કરેલ છે તો ભગવન્ ! પ્રથમ અધ્યયનનો શ્રમણ યાવત્ મોક્ષપ્રાપ્ત ભગવાન મહાવીર સ્વામીએ શો અર્થ પ્રતિપાદન કરેલ છે ?

સુધર્મા સ્વામી– જંબૂ ! તે કાળ અને તે સમયમાં ચંપા નામની નગરી હતી. નગરીના બહાર ઈશાનકોણમાં પૂર્ણભદ્ર નામનુ ચૈત્ય હતું. ત્યાં કૂણિક રાજા હતા. તેનું વર્ણન ઔપપાતિક સૂત્ર પ્રમાણે જાણવું. ત્યાં ચંપાનગરીમાં શ્રેણિક રાજાની ભાર્યા (પત્ની) કોણિક

होत्था, वण्णओ। जहा नंदा जाव सामाइयमाइयाइं एक्कारस अंगाइं अहिज्जइ, बहूहिं चउत्थ० जाव अप्पाणं भावेमाणी विहरइ।

રાજાની નાની માતા, કાલી નામક દેવી (રાણી) હતી તેનું વર્ણન ઔપપાતિક સૂત્ર પ્રમાણે જાણવું. નંદાદેવીની જેમ કાલીદેવી ભગવાન મહાવીરના ચરણોમાં દીક્ષિત થયા. સામાયિક આદિ અગિયાર અંગોનુ અધ્યયન કર્યું. ઘણી છઠ્ઠ અટ્ઠમ આદિ તપશ્ચર્યાથી પોતાના આત્માને ભાવિત કરતી થકી વિચરવા લાગી.

३- तए णं सा काली अज्जा अण्णया कयाइ जेणेव अज्जचंदणा अज्जा तेणेव उवागया, उवागच्छित्ता एवं वयासी-इच्छामि णं अज्जाओ! तुब्भेहिं अब्भणुण्णाया समाणी रयणावलिं तवं उवसंपज्जित्ताणं विहरित्तए? अहासुहं देवाणुप्पिया! मा पडिबंधं करेह। तए णं सा काली अज्जा अज्ज-चंदणाए अब्भणुण्णाया समाणी रयणावलिं उवसंपज्जित्ताणं विहरइ, तंजहा –

૩– ત્યાર પછી કોઈ એક દિવસે કાલી આર્યા–સાધ્વી જ્યાં આર્યા ચંદનબાલા હતા, ત્યાં આવ્યા અને આવીને આ પ્રમાણે કહેવા લાગ્યા– આર્યે! આપ જો આજ્ઞા આપો તો રત્નાવલી તપની આરાધના કરવાની મારી ઇચ્છા છે. આર્યા ચંદનબાલાએ અનુમતિ આપતાં કહ્યું:–દેવાનુ-પ્રિયે! જેમ તમારા આત્માને સુખ ઊપજે તેમ કરો તેમાં વિલંબ ન કરો. ત્યાર પછી તે કાલી આર્યા ચંદનબાલાની અનુમતિ પ્રાપ્ત કરીને રત્નાવલી નામક તપને અંગીકાર કરીને વિચરવા લાગી. રત્નાવલી તપ આ પ્રમાણે કરાય છે–

४- चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता छट्ठं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठ छट्ठाइं करेइ, करित्ता सव्वकामगुणिय पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता छट्ठं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दुवालसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चोद्दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ,

૪– એક ઉપવાસ કરે પારણામાં મનોવાંછિત દૂધ, ઘી, આદિ બધા રસોનું સેવન કરી શકે. એ પ્રમાણે એક છઠ્ઠ કરી પારણુ કરે, પછી એક અટ્ઠમ કરી પૂર્વવત્ પારણું કરે, ત્યાર પછી આઠ છઠ્ઠ કરી પૂર્વવત્ પારણુ કરે, એક ઉપવાસ અને પારણું, બે ઉપવાસ અને પારણુ, ત્રણ અને પૂર્વવત્ પારણુ, ઉપવાસ પછી અનુક્રમથી ચાર-પાંચ-છ-સાત આઠ–નવ–દસ–અગિયાર–બાર–તેર – ચૌદ – પંદર અને સોળ ઉપવાસ કરે આ બધા ઉપવાસોની વચ્ચેના પારણામાં ઇચ્છા પ્રમાણે બધા રસોનું સેવન કરાય. પછી ૩૪ છઠ્ઠ કરે તેની ઉપર ૧૬ ઉપવાસ કરે પછી પદર–ચૌદ–તેર–બાર–અગિ-યાર–દસ–નવ–આઠ–સાત–છ–પાંચ–ચાર–ત્રણ–બે એક–આ પ્રમાણે ઊતરતા ક્રમથી ઉપવાસ કરે

पारित्ता सोलसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठारसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता वीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता बावीसइम करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउवीसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता छब्बीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ पारित्ता अट्ठावीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता तीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता बत्तीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चोत्तीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चोत्तीसं छट्ठाइं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, चोत्तीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता वत्तीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चोत्तीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चोत्तीसं छट्ठाइं करेइ, करित्ता सव्वकामगुणिय पारेइ, पारित्ता चोत्तीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता बत्तीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता तीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठावीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता छव्वीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउवीसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता बावीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता वीसइमं करेइ, करित्ता सव्वकामगुणिय पारेइ, पारित्ता अट्ठारसमं करेइ, करित्ता सव्वका-

પછી પાછા આઠ છઠ્ઠ કરે પછી એક અઠ્ઠમ કરે. આ બધા ઉપવાસોના મધ્યમાં કરાતાં પારણામાં પૂર્વની જેમ મનોવાંછિત ઘી, દૂધ તેલાદિ બધા રસોનું સેવન કરી શકાય ઉપર જે ઉપવાસોનો ક્રમ બતાવ્યો છે તે બધા ઉપવાસો મળી રત્નાવલી તપની પહેલી પરિપાટી (ભાગ) થ.ય છે. તેની આરાધના એક વર્ષ, ત્રણ મહિના અને ૨૨ દિવસમાં આગમાનુસાર પૂર્ણ થાય છે.

એક પરિપાટી પૂર્ણ થયા પછી તે કાલી આર્યાએ રત્નાવલી તપની બીજી પરિપાટી આ પ્રમાણે શરૂ કરી પ્રથમ એક ઉપવાસ કર્યો. વિગય (દૂધ, ઘી, તેલ, દહી, આદિ) છોડીને પારણુ કર્યું. પછી છઠ્ઠ કર્યો ઇત્યાદિ પ્રથમ પરિપાટીની જેમ સમજવું, એટલે છઠ્ઠનું પારણુ કરી અઠ્ઠમ કર્યો, તેનુ પારણું કરી આઠ છઠ્ઠ કર્યા, તેનું પારણુ કરી એક ઉપવાસ કર્યો. છઠ્ઠ કર્યો, અઠ્ઠમ કર્યો. ચાર–પાંચ–છ–સાત–આઠ–નવ–દશ અગિયાર–બાર–તેર–ચૌદ–પંદર અને સોળ ઉપવાસ ક્રમથી કર્યા તેના ઉપર ૩૪ છઠ્ઠ કર્યા. તેનુ પારણું કરીને પાછા સોળ ઉપવાસ, પંદર–ચૌદ–તેર આ પ્રમાણે ઉતરતા ક્રમથી છેલ્લે એક ઉપવાસ કર્યો. તેનું પારણું કરીને આઠ છઠ્ઠ કર્યા. તેનુ પારણુ કરી અઠ્ઠમ કર્યો. છઠ્ઠ કર્યા. અને એક ઉપવાસ કર્યો આ બધા ઉપવાસોના પારણામાં દૂધ ઘી આદિ વિગયોને છોડી દીધા. આ પ્રમાણે મહાસતી કાલીદેવીએ રત્નાવલી તપની બીજી પરિપાટીની સૂત્રમાં કહ્યા પ્રમાણે આરાધના કરી

બીજી પરિપાટીની આરાધના કર્યા પછી આર્યા કાલીદેવીએ રત્નાવલી તપની ત્રીજી પરિપાટીની આરાધના શરૂ કરી. પહેલી પરિપાટીની જેમ એક ઉપવાસ કર્યો. તેનુ પારણું કર્યું પારણામાં અલેપકૃત (જે ભોજનમાં ઘી આદિ વિગયનો લેપ

मगुणियं पारेइ, पारित्ता सोलसमं करेइ, करित्ता सव्वकामगुणिय पारेइ, पारित्ता चोद्दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता वारसमं करेइ, करित्ता सव्वकामगुणिय पारेइ, पारित्ता दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता छट्ठं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठ छट्ठाइं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, करित्ता अट्ठमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता छट्ठ करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ।

एवं खलु एसा रयणावलीए तवोकम्मस्स पढमा परिवाडी, एगेणं संवच्छरेणं तिहिं मासेहिं वावीसाए अ अहोरत्तेहिं अहासुत्तं जाव आराहिया भवइ।

तयाणंतरं च णं दोच्चाए परिवाडीए चउत्थं करेइ, करित्ता विगइवज्जं पारेइ, पारित्ता छट्ठं करेइ, करित्ता विगइवज्जं पारेइ, पारित्ता एवं जहा पढमाए वि णवरं सव्वपारणए विगइवज्जं पारेइ, जाव आराहिया भवइ।

तयाणंतरं च णं तच्चाए परिवाडीए चउत्थं करेइ, करित्ता अलेवाडं पारेइ, सेसं तहेव।

एवं चउत्था परिवाडी, नवरं सव्वपारणए आयंबिलं पारेइ, सेसं तं चेव।

पढमम्मि सव्वकामपारणयं विइयए
विगइवज्जं।
तइयंमि अलेवाडं, आयंबिलओ
चउत्थंम्मि॥

પણ ન હોય તેવો) આહાર કરે છે પહેલી પરિપાટી અનુસાર જ બધા ઉપવાસ કરે છે. બધા ઉપવાસોના પારણામાં (અલેપકૃત-ઘી આદિના લેપથી વર્જિત) આહાર કરે છે.

રત્નાવલી તપની ત્રીજી પરિપાટીની આરાધના પછી આર્યા કાલીદેવીએ ચોથી પરિપાટીની આરાધના શરૂ કરી આ પરિપાટીની તપસ્યાનુ વર્ણન પ્રથમ પરિપાટી પ્રમાણે જાણવું તેમાં અંતર એટલું જ કે પારણું આયંબિલ તપથી (આચામ્લ–દિવસમાં એકવાર જમવું અને ઘૃતાદિ તથા લવણ (મીઠું) આદિથી યુક્ત સ્વાદિષ્ટ આહાર ન લેવો. અચિત્ત પાણીનું સેવન કરવુ. આ પ્રકારની તપસ્યાથી) કર્યું. બાકીનું વર્ણન પૂર્વવત્ સમજવુ.

આ પ્રમાણે રત્નાવલી તપ ચાર પરિપાટી-ઓમાં પૂર્ણ થાય છે. તેમાં પ્રથમ પરિપાટીના પારણામાં યથેચ્છ દૂધ આદિ વિગયોનું સેવન કરી શકાય, બીજી પરિપાટીના પારણામાં દૂધ આદિ વિગય છોડી દેવામાં આવે છે. ત્રીજી પરિપાટીના પારણામા ઘી આદિના લેપથી યુક્ત આહારનો પણ ત્યાગ કરાય છે. ચોથી પરિ-પાટીમાં ઉપવાસના પારણામાં આયબિલ કરવામાં આવે છે

५- तए णं सा काली अज्जा रयणावली-तवोकम्मं पंचहिं संवच्छरेहिं दोहिं य मासेहि, अट्ठावीसाए य दिवसेहिं अहासुत्तं जाव आराहेत्ता, जेणेव अज्जचंदणा अज्जा तेणेव उवागया, उवागच्छित्ता अज्जचंदणं वंदेइ णमंसइ, वदित्ता, नमंसित्ता बहूहिं चउत्थ-छट्ठट्ठम-दसम-दुवालसेहिं तवोकम्मेहिं अप्पाणं भावेमाणी विहरइ ।

૫– મહાસતી કાલીદેવીએ જ્યારે પાંચ વર્ષ, બે માસ, અઠ્ઠાવીસ દિવસમાં, રત્નાવલી તપની આરાધના પૂર્ણ કરી, ત્યારે તે મહાસતી ચંદના-દેવી પાસે આવ્યા વંદન–નમસ્કાર કર્યા. ત્યાર પછી અનેક ચતુર્થભકત વ્રત, ષષ્ઠ ભકત, અષ્ટમ ભકત, દશમ ભકત, દ્વાદશ ભકત, અર્થાત્ એક ઉપ-વાસ, છઠ્ઠ, અઠ્ઠમ, ચૌલુ, પાંચ આદિ ઉપવાસની તપસ્યાથી પોતાના આત્માને ભાવિત કરતી થકી વિચરવા લાગી

६- तए णं सा काली अज्जा तेणं ओरालेणं, जाव धमणिसंतया जाया यावि होत्था । से जहा इंगालसगडी वा जाव सुहुयहुयासणे इव भासरासिपलिच्छण्णा, तवेणं तेएणं । तवतेयसिरीए अईव उवसोभेमाणी चिट्ठइ ।

–૬ ત્યાર પછી તે આર્યા કાલીદેવીની ઉગ્ર યાવત્ કઠોર તપશ્ચર્યાની આરાધનાના કારણે યાવત્ નસો દેખાવા લાગી હાડપિંજર જેવા થઈ ગયા. જેવી રીતે કોલસાથી ભરેલી ગાડી ચાલે ત્યારે અવાજ થાય છે તેવી રીતે કાલી સાધ્વીના શરીરનાં હાડકાનો પણ તે જ્યારે બેસતી, ઊઠતી, ચાલતી, ત્યારે કડ કડ અવાજ થતો હતો છતાં પણ રાખથી ઢકાયેલ હવનની અગ્નિ સમાન તપશ્ચર્યાના તેજથી તે અત્યંત દેદીપ્યમાન-તેજોમય દેખાતા હતા

७- तए णं तीसे कालीए अज्जाए अण्णया कयाइं पुव्वरत्तावरत्तकाले अयमज्झत्थिए जहा खंदयस्स चिंता जाव अत्थि उट्ठाणे, कम्मे, बले, वीरिए, पुरिसक्कार-परक्कमे, सद्धा, धिई, संवेगे वा ताव मे सेयं कल्लं जाव जलंते अज्जचंदणं अज्जं आपुच्छित्ता अज्जचंदणाय अज्जाए अब्भणुण्णाए समाणीए संलेहणा झूसणा झूसियाए भत्तपाणपडियाइक्खियाए कालं अणवकंखमाणीए विहरेत्तए त्तिकट्टु एवं संपेहेइ, संपेहित्ता कल्लं जेणेव अज्जचंदणा अज्जा तेणेव उवागच्छइ,

૭– કોઈ એકવાર અર્ધરાત્રિના સમયે કાલી નામક સાધ્વીને વિચાર ઉત્પન્ન થયો તે ભગવતી-સૂત્રમાં વર્ણિત સ્કન્દક મુનિની જેમ ચિંતન કરવા લાગી કે–મારું શરીર તપસ્યાના કારણે અત્યંત દુર્બલ થઈ ગયુ છે છતાં પણ હજુ ઉત્થાન–મારામાં ઉભા થવાની શકિત છે, કર્મ-કાર્ય કર-વાની શકિત છે, બલ (શારીરિક શકિત), વીર્ય (આત્મિક સામર્થ્ય), પુરુષકાર (ઉદ્યોગ), પરા-ક્રમ (સફળતા આપનાર પ્રયત્ન), શ્રદ્ધા (આસ્થા), ધૃતિ (ધૈર્ય) અને સંવેગ (વૈરાગ્ય-મોક્ષપ્રાપ્તિની કામના) વિદ્યમાન છે. તેથી મારે માટે એજ યોગ્ય છે કે હું કાલે સૂર્યોદય થતાં જ આર્યા ચંદના મહાસતીજીની અનુમતિ મેળ-

उवागच्छित्ता अज्जचंदणं अज्जं वंदइ णमंसइ, वंदित्ता णमंसित्ता एवं वयासी-

વીને સંલેખના તપની આરાધના કરી, ભક્ત-પાન (અન્ન-પાણીનો) ત્યાગ કરું અને જીવન-મરણની આકાંક્ષા રાખ્યા વિના જીવન વ્યતીત કરું. આ પ્રમાણે વિચાર કરીને પ્રાતઃકાલ થતાં જ તે આર્યા ચંદના સાધ્વી પાસે આવે છે. તેને વંદન-નમસ્કાર કરે છે પછી આ પ્રમાણે કહે છે :-

११- इच्छामि णं अज्जाओ ! तुब्भेहिं अब्भणुण्णाए समाणीए संलेहणा जाव विहरित्ताए ?

अहासुहं देवाणुप्पिया ! मा पडिबंधं करेह ।

तओ काली अज्जा अज्जचंदणाए अब्भणुण्णाया समाणी संलेहणा-झूसणा-झूसिया जाव विहरइ ।

सा काली अज्जा अज्जचंदणाए अंतिए सामाइयमाइयाइं एक्कारस्स अंगाइं अहिज्जित्ता बहुपडिपुण्णाइं अट्ठ-संवच्छराइं सामण्णपरियागं पाउणित्ता मासियाए संलेहणाए अप्पाणं झूसेत्ता सट्ठिं भत्ताइं अणसणाए छेदेत्ता जत्सट्ठाए कीरइ नग्गभावे जाव चरिमुस्सासनी-सासेहि सिद्धा । निक्खेवो ।

૧૧- હે સાધ્વીજી, જો આપ અનુમતિ આપો તો સંલેખના (આમરણ અનશન) કરી અન્ન જલનો ત્યાગ કરી મૃત્યુની આકાંક્ષા કર્યા વિના જીવન વ્યતીત કરુ, આવી મારી ઇચ્છા છે.

ચંદના સાધ્વીજીઃ - હે દેવાનુપ્રિયે ! જેમ તમારા આત્માને સુખ ઊપજે તેમ કરો તેમાં વિલંબ ન કરો મહાસતીજી ચંદના આર્યાની અનુમતિ પ્રાપ્ત થવા પર કાલી સાધ્વીજીએ સંલેખના (સમાધિમરણ) અંગીકાર કરીને અન્ન-જલનો ત્યાગ કર્યો અને મૃત્યુની આકાંક્ષા કર્યા વિના રહેવા લાગી.

કાલી આર્યાજીએ, આર્યા ચંદના સાધ્વીજી પાસે સામાયિક (આચારાંગ) આદિ અગિયાર અંગોનું અધ્યયન કર્યું પૂરાં આઠ વર્ષ સુધી સંયમનું પાલન કર્યું એક માસનો સંથારો કરી પોતાના આત્માને આરાધિત કરીને અનશનથી સાઠ (૬૦) ભક્ત (ભોજન) નો ત્યાગ કરીને જે ઉદ્દેશ્યથી નગ્નભાવ (સાધુજીવન) અંગીકાર કરેલ હતુ, યાવત્ તેની સિદ્ધિ કરીને અંતિમ શ્વાસોચ્છ્વાસ સાથે સિદ્ધપદ પ્રાપ્ત કર્યું અંતગડદશાંગના આઠમા વર્ગના પ્રથમ અધ્યયનને સંભળાવીને આર્ય સુધર્મા સ્વામીએ પોતાના શિષ્ય જંબૂ અણગારને કહ્યુ- હે જંબૂ ! શ્રમણ યાવત્ મોક્ષપ્રાપ્ત ભગવાન મહાવીર સ્વામીએ અંતગડદશાંગના આઠમા વર્ગના પ્રથમ અધ્યયનનો આ અર્થ કહેલ છે.



## બીજું અધ્યયન

१- उक्खेवओ । एवं खलु जंबू ! तेणं कालेणं तेणं समएणं चंपा नामं णयरी । पुण्ण-भद्दे चेइए । कोणिए राया । तत्थ णं सेणियस्स रण्णो भज्जा कोणियस्स रण्णो चुल्लमाउया सुकाली नामं देवी होत्था । जहा काली तहा सुकाली वि णिक्खंता जाव बहूहिं चउत्थ जाव अप्पाणं भावे-माणी विहरइ ।

૧– ઉત્ક્ષેપ કરી લેવો જોઈએ. સુધર્મા સ્વામી :– જંબૂ ! તે કાળે અને તે સમયે ચંપાનામની નગરી હતી. ત્યાં પૂર્ણભદ્ર નામનું ઉદ્યાન હતુ– તેમ જ ત્યાં કૂણિક રાજા રાજ્ય કરતા હતા શ્રેણિક રાજાની ધર્મપત્ની તથા કૂણિક રાજાની લઘુમાતા સુકાલી નામની દેવી હતી જેવી રીતે કાલીદેવી દીક્ષિત થયા હતા, તેવી રીતે સુકાલીદેવી પણ દીક્ષિત થયા. યાવત્ તે અનેક ઉપવાસ છઠ્ઠ અઠ્ઠમ ચોલા આદિ તપદ્વારા પોતાના આત્માને ભાવિત કરતી થકી વિચરતી હતી.

२- तए णं सा सुकाली अज्जा अण्णया कयाइं जेणेव अज्जचंदणा अज्जा जाव इच्छामि णं अज्जाओ ! तुब्भेहिं अब्भ-णुण्णाया समाणी कणगावलिं तवोकम्मं उवसंपज्जित्ताणं विहरित्तए । एवं जहा रयणावली तहा कणगावली वि, नवरं तिसु ठाणेसु अट्ठमाइं करेइ जहा रयणा-वलीए छट्ठाइं, एक्काए परिवाडीए संवच्छरो पंच मासा बारस दिवसा सेसं तहेव । नव वासा परियाओ जाव सिद्धा ।

૨– ત્યાર પછી તે આર્યા સુકાલીદેવી કોઇ સમયે જ્યાં આર્યા ચંદના સાધ્વીજી હતા ત્યાં આવ્યા. યાવત્ વંદન–નમસ્કાર કરી કહેવા લાગ્યા– હે આર્યે ! આપ જો અનુમતિ આપો તો કનકાવલી તપકર્મ અંગીકાર કરીને વિચરવા ઇચ્છું છું. ચંદનાજીએ કહ્યુ– જેમ તમને સુખ ઉપજે તેમ કરો. રત્નાવલી તપની સમાન જ કનકાવલી તપ છે. અંતર માત્ર એટલુ જ છે કે રત્નાવલી તપમાં ત્રણે સ્થાનોમાં આઠ છઠ્ઠ કરાય છે પરંતુ કનકાવલી તપના ત્રણે સ્થાનોમાં સુકાલી દેવીએ આઠ અઠ્ઠમ કર્યા કનકાવલી તપની ચાર પરિપાટી છે. એક પરિપાટીમાં એક વર્ષ પાંચ મહિના, બાર દિવસ લાગે છે. બાકીનું બધુ વર્ણન રત્નાવલી તપની જેમ જાણવુ જોઇએ આર્યા સુકાલીદેવીએ નવ વર્ષ સંયમનુ પાલન કર્યું. અને અંતે સર્વ કર્મનો ક્ષય કરીને સિદ્ધ થયા.



## ત્રીજું અધ્યયન

१- एवं महाकाली वि, नवरं खुड्डागं सीहनिक्कीलियं तवोकम्मं उवसंपज्जित्ताणं विहरइ, तजहा-चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता छट्ठं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता छट्ठं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दुवालसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउद्दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता बारसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता सोलसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चोद्दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठारसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता सोलसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता वीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठारसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता वीसइमं करेइ, करित्ता सव्व-

જેમ આઠમા વર્ગના બીજા અધ્યયનમાં આર્યાસુકાલી દેવીનું વર્ણન કરવામાં આવ્યું છે તેમજ મહાકાલી દેવીનું વર્ણન પણ સમજવું. તેમાં અંતર માત્ર એટલું છે કે મહાકાલી દેવી "ક્ષુલ્લક સિંહનિષ્ક્રીડિત" (જે તપમાં સિંહ-ગમનની જેમ ચઢતા-ઊતરતા ઉપવાસોની પરિપાટી હોય છે તે) તપને ધારણ કરીને વિચરતા હતા. તે તપની વિધિ આ પ્રમાણે છે–

પહેલા ચઉત્થભક્ત (એક ઉપવાસ) કરે છે, એક ઉપવાસ કરીને દૂધ, ઘી આદિ બધા ઇષ્ટ પદાર્થોથી પારણુ કરે છે. પછી છટ્ઠ કરે, પારણું કરીને એક ઉપવાસ કરે, પારણું કરીને અઠમ કરે, પારણુ કરીને છઠ કરે. પારણુ કરે. ચાર ઉપવાસ કરે, પારણું કરે, પછી ત્રણ ઉપવાસ કરે, પારણું કરે, પાંચ ઉપવાસ કરે, પારણું કરી પુન. ચાર ઉપવાસ કરે, પારણા પછી છ ઉપવાસ કરે, પાંચ કરે, સાત ઉપવાસ કરે, છ ઉપવાસ કરે, આઠ, સાત, નવ ઉપવાસ કરે, આઠ કરે, ફરી નવ કરે, સાત કરે, આઠ ઉપવાસ કરે, છ ઉપવાસ કરે, સાત કરે. પાંચ, છ, ચાર, પાંચ, ત્રણ, ચાર, બે, ત્રણ, એક ઉપવાસ, બે અને એક ઉપવાસ કરે, આ બધા ઉપવાસોના પારણામાં મહાકાલી આર્યાએ દૂધ ઘી આદિ ઇષ્ટ (ઇચ્છિત) પદાર્થો વાપર્યા આ એક પરિપાટી છે. એની જેમજ બીજી, ત્રીજી અને ચોથી પરિપાટી સમજી લેવી. પ્રથમ પરિપાટીમાં છ મહિના અને સાત દિવસ લાગે છે અને ચારે પરિપાટીઓમાં બે વર્ષ ૨૮ દિવસ લાગે છે.

कामगुणियं पारेइ, पारित्ता सोलसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठारसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउद्दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता सोलसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दुवालसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउद्दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता बारसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता छट्ठं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता छट्ठं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता तहेव चत्तारि परिवाडीओ। एक्काए परिवाडीए छम्मासा सत्त य दिवसा चउण्हं दो वरिसा अट्ठावीसा य दिवसा जाव सिद्धा।

લઘુસિંહ નિષ્ક્રીડિત તપની આરાધના કરીને મહાકાલી આર્યાએ બીજી અનેક તપસ્યાઓ કરી મધ્યરાત્રિમાં સંલેખનાનો સંકલ્પ કર્યો અને આર્યા ચંદનાજી પાસેથી અનુમતિ મેળવી સંથારો કર્યો અને સિદ્ધ થયા.



# ચોથું અધ્યયન

१- एवं कण्हा वि, णवरं महालयं सीहनिक्कीलियं तवोकम्मं, जहेव खुड्डागं। णवरं चोत्तीसइमं जाव नेयव्वं। तहेव ऊसारेयव्वं। एक्काए वरिसं छम्मासा अट्ठारस य दिवसा। चउण्हं छ वरिसा दो मासा बारस य अहोरत्ता। सेसं जहा कालीए, जाव सिद्धा।

જેવી રીતે મહાકાલી દેવીના જીવનનું વર્ણન કરવામાં આવ્યું છે તે જ પ્રમાણે કૃષ્ણાદેવીના જીવનનું વર્ણન પણ સમજી લેવું જોઈએ. તેમાં અંતર માત્ર એટલું છે કે મહાકાલીએ લઘુ સિંહ નિષ્ક્રીડિત તપની આરાધના કરી હતી. પરતુ કૃષ્ણાદેવીએ મહાસિંહનિષ્ક્રીડિત તપની આરાધના કરી. લઘુસિંહનિષ્ક્રીડિત તપ અને મહાસિંહનિષ્ક્રીડિત તપમાં આટલુ અંતર છે કે લઘુમાં એક ઉપાવાસથી લઈને નવ સુધી આગળ વધે પરંતુ મહામાં એક ઉપવાસથી લઈને સોળ ઉપવાસ સુધી આગળ વધે. પછી સોળથી નીચે ઊતરે, ૧૬-૧૫-૧૪-૧૩ એ પ્રમાણે ક્રમથી ઊતરે, મહાસિંહનિષ્ક્રીડિત તપની એક પરિપાટીનો કાળ એક વર્ષ, ૭ મહિના અને ૧૮ દિવસ છે ચાર પરિપાટીઓનો સમય ૭ વર્ષ બે મહિના અને ૧૨ દિવસ છે બાકીનું વર્ણન જેમ કાલીદેવીનું છે તે પ્રમાણે સમજી લેવું. અંતે કૃષ્ણાદેવીએ સંલેખનાની આરાધના કરીને સિદ્ધપદ પ્રાપ્ત કર્યું.



१- एवं सुकण्हा वि, णवरं सत्तसत्तमियं भिक्खुपडिमं उवसंपज्जित्ताणं विहरइ। पढमे सत्तए एक्केक्कं भोयणस्स दत्तिं पडिगाहेइ एक्केक्कं पाणगस्स। दोच्चे सत्तए दो-दो भोयणस्स दो-दो पाणगस्स पडिगाहेइ। तच्चे सत्तए तिण्णि भोयणस्स, तिण्णि पाणगस्स। चउत्थे चउ, पंचमे पंच, छट्ठे छ, सत्तमे सत्त सत्त दत्तीओ भोयणस्स पडिग्गाहेइ सत्त पाणगस्स। एवं खलु सत्तसत्तमियं भिक्खुपडिमं एगूणपण्णासाए राइंदिएहिं एगेण य छन्नउएणं भिक्खासएणं अहासुत्तं जाव आराहेत्ता जेणेव अज्जचंदणा अज्जा तेणेव उवागया, अज्जचंदणं अज्जं वंदइ णमंसइ, वंदित्ता णमंसित्ता एवं वयासी—

૧– જેવી રીતે મહાસતી કૃષ્ણાદેવીના જીવનનું વર્ણન કરેલ છે તે જ પ્રમાણે સુકૃષ્ણાદેવીનુ જીવન પણ સમજી લેવું જોઈએ તેમાં વિશેષતા એટલી છે કે સુકૃષ્ણાદેવીએ "સપ્ત સપ્તમિકા" નામક ભિક્ષુ પ્રતિમાની આરાધના કરી હતી. તે આ પ્રમાણે–પહેલા અઠવાડિયામાં એક દત્તિ ભોજનની (ભિક્ષાપાત્રમાં એક વારમાં ધારા ખંડિત થયા વિના આપવામા આવતું ભોજન) અને એક દત્તિ પાણી (ધારા ખંડિત થયા વિના એક જ વાર આપવામાં આવતુ પાણી) ગ્રહણ કરાય. બીજા સપ્તાહમાં બે દત્તિ ભોજનની અને બે દત્તિ પાણીની ગ્રહણ કરાય છે. ત્રીજા સપ્તાહમાં ત્રણ-ત્રણ અને ચૌથામા ચાર ચાર દત્તિ. પાંચમા સપ્તાહમાં પાંચ-પાંચ દત્તિ, છઠ્ઠા સપ્તાહમાં છ-છ દત્તિઓ અને સાતમા સપ્તાહમાં સાત--સાત દત્તિઓ ભોજન અને પાણીની લેવાય છે.

આ પ્રમાણે આ "સપ્તસપ્તમિકા" નામની ભિક્ષુપ્રતિમાની આરાધનામાં ૪૯ દિવસ અને રાત લાગે છે. આમાં ૧૯૬ ભિક્ષાઓ ગ્રહણ કરાય છે. મહાસતી સુકૃષ્ણાએ સૂત્રોકતવિધિ પ્રમાણે "સપ્તસપ્તમિકા" ભિક્ષુપ્રતિમાની આરાધના કરી પછી તે આર્યા ચંદનાજી પાસે આવે છે. વંદન નમસ્કાર કરીને આ પ્રમાણે કહે છે–

२- इच्छामि णं अज्जाओ! तुब्भेहिं अब्भणुण्णाया समाणी अट्ठट्ठमियं भिक्खुपडिमं उवसंपज्जित्ताणं विहरित्तए। अहासुहं देवाणुप्पिए! मा पडिबंधं करेह।

૨– હે આર્યે! જો આપ અનુમતિ આપો તો હુ "અષ્ટઅષ્ટમિકા" નામની ભિક્ષુપ્રતિમાની આરાધના કરવા ઇચ્છું છું આર્યા ચંદનાજીએ કહ્યું–ભદ્રે! જેમ તમને સુખ ઊપજે તેમ કરો, વિલંબ ન કરો.

३- तए णं सा सुकण्हा अज्जा अज्जचंदणाए अब्भणुण्णाया समाणी अट्ठअट्ठमियं भिक्खुपडिमं उवसंपज्जित्ताणं विहरइ।

૩–આર્યા ચંદનાજીની અનુમતિ મળવા પર આર્યા સુકૃષ્ણાદેવી અષ્ટઅષ્ટમિકા નામની ભિક્ષુપ્રતિમાને ધારણ કરીને સમય વીતાવવા લાગી તે આ

पढमे अट्ठए एक्केक्कं भोयणस्स र्दात्त पडिग्गाहेइ, एक्केक्कं पाणगस्स र्दात्त जाव अट्ठमे अट्ठए अट्ठट्ठ भोयणस्स र्दात्त पडिग्गाहेइ, अट्ठट्ठ पाणगस्स ।
एवं खलु अट्ठट्ठमियं भिक्खुपडिमं चउसट्ठीए राइंदिएहिं दोहिं य अट्ठासीएहिं भिक्खासएहिं अहासुत्तं जाव आराहित्ता नवनवमियं भिक्खुपडिमं उवसंपज्जित्ताणं विहरइ ।

પ્રમાણે છે– પહેલા આઠ દિવસોમાં એક દત્તિ ભોજનની અને એક પાણીની ગ્રહણ કરી. બીજા આઠ દિવસોમાં બે–બે દત્તિ ભોજન–પાણીની ગ્રહણ કરી. આ પ્રમાણે ક્રમથી ત્રીજા અષ્ટકમાં ત્રણ--ત્રણ, ચોથામાં ચાર--ચાર, પાંચમામાં પાંચ પાંચ, છઠ્ઠામાં છ–છ, સાતમામાં સાત–સાત, આઠમામાં આઠ--આઠ, ભોજન–પાણીની દત્તિઓ ગ્રહણ કરી, આ અષ્ટઅષ્ટમિકા ભિક્ષુપ્રતિમાની આરાધનામાં ૬૪ દિવસ લાગ્યા અને ૨૮૮ ભિક્ષાઓ ગ્રહણ કરી

આ ભિક્ષુપ્રતિમાની સૂત્રોક્ત રીતે આરાધના કરીને મહાસતીજી સુકૃષ્ણાએ "નવનવમિકા" નામની ભિક્ષુ પ્રતિમા શરૂ કરી.

४- पढमे नवए एक्केक्कं भोयणस्स र्दात्त पडिगाहेइ, एक्केक्कं पाणगस्स, जाव नवमे नवए नवर्दात्त भोयणस्स पडिगाहेइ, नव पाणगस्स । एवं खलु नवनवमियं भिक्खुपडिमं एकासीइ राइंदिएहिं चउहिं पंचोत्तरेहिं भिक्खासएहिं अहासुत्तं जाव आराहित्ता दसदसमियं भिक्खुपडिमं उवसंपज्जित्ताणं विहरइ ।

૪– તેમાં પ્રથમ નવ દિવસોમાં દરરોજ એક દત્તિ ભોજનની અને પાણીની ગ્રહણ કરી. આ પ્રમાણે ક્રમથી બીજા નવ દિવસોમાં બે–બે દત્તિ ભોજન–પાણીની લીધી, ત્રીજામાં ત્રણ–ત્રણ, ચોથા નવ દિવસોમાં ચાર--ચાર, આ પ્રમાણે અનુક્રમે નવમા નવ દિવસોમાં નવ–નવ દત્તિઓ ભોજન–પાણીની ગ્રહણ કરી. આ નવનવમિકા–ભિક્ષુપ્રતિમા ૮૧ દિવસમાં પૂર્ણ થાય તેમાં ૪૦૫ ભિક્ષાઓ ગ્રહણ કરે સૂત્રોક્તવિધિ અનુસાર નવ નવમિકા ભિક્ષુ–પ્રતિમાની આરાધના કરીને સુકૃષ્ણા દેવીએ " દશ દશમિકા " નામની ભિક્ષુ-પ્રતિમાની આરાધના શરૂ કરી

५- पढमे दसए एक्केक्कं भोयणस्स र्दात्त पडिगाहेइ, एक्केक्कं पाणगस्स जाव दसमे दसए दस-दस भोयणस्स, दस-दस-पाणगस्स । एवं खलु एयं दसदसमियं भिक्खुपडिमं एक्केणं राइंदियसएणं, अद्धछट्ठेहिं भिक्खासएहिं अहासुत्तं जाव आराहेइ, आराहित्ता बहूहिं चउत्थ जाव

૫– તેમાં પહેલા દશ દિવસોમાં એક દત્તિ ભોજનની અને એક દત્તિ પાણીની ગ્રહણ કરે, આ પ્રમાણે દત્તિ વધારતાં દશમા દશકમાં દશ-દશ દત્તિઓ ભોજન અને પાણીની ગ્રહણ કરાય છે. દશ દશમિકા ભિક્ષુપ્રતિમામાં ૧૦૦ રાત્રિ-દિવસ લાગે છે. આમાં ૫૫૦ ભિક્ષાઓ અને ૧૧૦૦ દત્તિઓ ગ્રહણ કરાય છે. સૂત્રોક્ત-

मासद्धमासविविहतवोकम्मेहिं अप्पाणं भावेमाणी विहरइ। तए णं सा कण्हा अज्जा तेणं ओरालेणं जाव सिद्धा। निक्खेवओ।

વિધિ પ્રમાણે દશ દશમિકા ભિક્ષુપ્રતિમાની આરાધના કરીને મહાસતી સુકૃષ્ણાએ ચતુર્થ-ભકત, ષષ્ઠભકત, અષ્ટમ ભકતથી લઈ યાવત્ ૧૫ દિવસના અને એક મહિનાના ઉપવાસ કર્યા. તે સિવાય બીજી અનેક પ્રકારની તપસ્યા દ્વારા આત્માને ભાવિત કરતા થકા વિચરવા લાગ્યા. આવી કઠિન તપસ્યાથી આર્યા સુકૃષ્ણા-દેવી અત્યંત દુર્બળ થઈ ગયા. અંતમાં સંલેખના કરીને સિદ્ધપદને પામી ગયા.

નિક્ષેપ—પાંચમુ અધ્યયન કહ્યા પછી સુધર્મા-સ્વામીએ આર્ય જંબૂસ્વામીને કહ્યું કે- જંબૂ! શ્રમણ યાવત્ મોક્ષપ્રાપ્ત ભગવાન મહાવીર સ્વામીએ આઠમા અંગ અંતગડદશાંગના આઠમા વર્ગના પાંચમા અધ્યયનનો આ અર્થ પ્રતિપાદન કર્યો છે.



करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दुवालसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता, चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता छट्ठं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता छट्ठं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ ।

एवं खलु खुड्डागसव्वओभद्दस्स तवोकम्मस्स पढमं परिवाडिं तिहिं मासेहिं दसहिं दिवसेहिं अहासुत्तं जाव आराहेत्ता, दोच्चाए परिवाडीए चउत्थं करेइ, करित्ता विगइवज्जं पारेइ, पारेत्ता जहा रयणावलीए तहा एत्थ वि चत्तारि परिवाडीओ, पारणा तहेव । चउण्हं कालो संवच्छरो मासो दस य दिवसा, सेसं तहेव जाव सिद्धा ।

આ પ્રમાણે ક્ષુલ્લક સર્વતોભદ્ર નામના તપની પ્રથમ પરિપાટીના ત્રણ માસ અને દશ દિવસોમાં સૂત્રોકતવિધિ પ્રમાણે યાવત્ આરાધના કરે છે. પ્રથમ પરિપાટીના બધા પારણામાં યથેચ્છ દૂધ ઘી આદિનું સેવન કરે છે પછી બીજી પરિપાટી શરૂ કરી બીજી પરિપાટીનાં પારણામાં દૂધ ઘી આદિ વિકૃતિનુ સેવન કરાતુ નથી. જેવી રીતે રત્નાવલી તપની ચાર પરિપાટીઓ બતાવેલ છે તેવી રીતે "લઘુ સર્વતોભદ્ર" તપની પણ ચાર પરિપાટીઓ સમજવી પારણા પણ પહેલાની જેમ જ કરાય છે. આ તપની ચારે પરિપાટીઓનો કાળ એક વર્ષ, એક માસ, તેમજ દશ દિવસ છે શેષ પૂર્વવત્ સમજવું જોઈએ. મહાકૃષ્ણાદેવી અંતમાં સંથારો કરી સિદ્ધ થયા

નિક્ષેપ–આ અધ્યયન પૂર્ણ થવા પર આર્ય સુધર્મા સ્વામી આર્ય જંબૂ અણગારને કહેવા લાગ્યા–હે જંબૂ! યાવત્ મોક્ષપ્રાપ્ત શ્રમણ ભગવાન્ મહાવીર સ્વામીએ અંતગડસૂત્રના આઠમા વર્ગના છઠ્ઠા અધ્યયનનો આ અર્થ પ્રતિપાદન કરેલ છે



एवं वीरकण्हा वि, णवरं महालयं सव्व-ओभद्दं तवोकम्मं उवसंपज्जित्ता णं विहरइ ।

तंजहा--चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता छट्ठं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दुवालसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउद्दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता सोलसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पढमा लया ।

दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दुवालसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउद्दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता सोलसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता छट्ठ करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, बीया लया ।

सोलसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता छट्ठं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दुवालसमं करेइ, करित्ता सव्वकामगुणियं

સાતમા અધ્યયનમાં વીરકૃષ્ણાદેવીના જીવનનુ વર્ણન કરેલ છે. તે વર્ણન મહાકૃષ્ણા દેવીના વર્ણન જેવુ છે અંતર માત્ર એટલું છે કે તેણે 'મહાસર્વતોભદ્ર' તપની આરાધના કરી હતી

મહા સર્વતોભદ્ર તપમાં સાત લતાઓ છે. તે આ પ્રમાણ છે—

(૧) **પહેલી લતા** :- ચતુર્થભકત, ષષ્ઠભકત, અષ્ટમભકત, દશમભકત (ચાર ઉપવાસ) દ્વાદશ ભકત, (પાંચ ઉપવાસ) ચતુર્દશ ભકત (છ ઉપવાસ) ષોડશ ભકત (સાત ઉપવાસ) અર્થાત્ એક ઉપવાસ છઠ્ઠ, અઠ્ઠમ, ચાર ઉપવાસ પાંચ ઉપવાસ, છ ઉપવાસ, સાત ઉપવાસ આ ઉપવાસોના પારણા સર્વકામગુણિત હોય છે ઘૃત આદિ કોઇ પણ પદાર્થ ઇચ્છા પ્રમાણે લઈ શકાય છે. આગળ પણ એમ જ સમજવુ

(૨) **બીજી લતા** :- ચાર ઉપવાસ, પાંચ ઉપવાસ, છ ઉપવાસ, સાત ઉપવાસ, અને એક ઉપવાસ. ત્યાર પછી છઠ્ઠ ભકત અને અઠ્ઠમ ભકત કરવામાં આવે છે

(૩) **ત્રીજી લતા** :- સાત ઉપવાસ, એક ઉપવાસ, બે ઉપવાસ, ત્રણ ઉપવાસ, ચાર ઉપવાસ, પાંચ ઉપવાસ, છ ઉપવાસ, કરવામાં આવે છે.

(૪) **ચોથી લતા** :- ત્રણ ઉપવાસ, ચાર ઉપવાસ, પાંચ ઉપવાસ, છ ઉપવાસ, સાત ઉપવાસ, એક ઉપવાસ, બે ઉપવાસ કરાય છે.

पारेइ, पारित्ता चउद्दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, तइया लया ।

अट्ठमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दुवालसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउद्दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता सोलसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता छट्ठं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, चउत्थी लया ।

चउद्दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता सोलसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता छट्ठं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दुवालसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पंचमी लया ।

छट्ठं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दुवालसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउद्दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता सोलसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, छट्ठी लया ।

(૫) **પાંચમી લતા** :– છ ઉપવાસ, સાત ઉપવાસ, એક ઉપવાસ, બે ઉપવાસ, ત્રણ ઉપવાસ, ચાર ઉપવાસ, પાંચ ઉપવાસ, આ પ્રમાણે અનુક્રમથી તપસ્યા કરાય છે.

(૬) **છઠ્ઠી લતા** :– બે ઉપવાસ, ત્રણ ઉપવાસ, ચાર ઉપવાસ, પાંચ ઉપવાસ, છ ઉપવાસ, સાત ઉપવાસ, એક ઉપવાસ કરવામાં આવે છે.

(૭) **સાતમી લતા** :– પાંચ ઉપવાસ, છ ઉપવાસ, સાત ઉપવાસ, એક ઉપવાસ, બે ઉપવાસ, ત્રણ ઉપવાસ અને ચાર ઉપવાસ કરાય છે.

दुवालसमं करइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउद्दसम करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता सोलसमं करेइ, करित्ता सव्वकामगुणिय पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकाम-गुणियं पारेइ, पारित्ता छट्ठं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, सत्तमी लया।

एक्काए कालो अट्ठ मासा पंच य दिवसा, चउण्हं दो वासा अट्ठ मासा वीसं दिवसा, सेसं तहेव जाव सिद्धा।

આ બધા ઉપવાસોનાં પારણામાં દૂધ, ઘી વિગયોનું સેવન કરે છે. આ સાત લતાઓ મળી એક પરિપાટી બને છે એક પરિપાટીમાં ૮ મહિના અને પાંચ દિવસ લાગે છે ચાર પરિ-પાટીઓનો સમય બે વર્ષ ૮ મહિના અને વીસ દિવસ થાય છે. મહાસતી વીરકૃષ્ણાદેવીનું શેષ જીવન મહાકૃષ્ણાદેવીની સમાન જાણી લેવું જોઇએ. અંતે તેઓ સંથારો કરીને સિદ્ધ પદ પ્રાપ્ત કરે છે.



## આઠમું અધ્યયન

१- एवं रामकण्हा वि, णवरं भद्दोत्तरपडिमं उवसंपज्जित्ता णं विहरइ। तंजहा-

મહાસતી રામકૃષ્ણાદેવીના જીવનનું વર્ણન પ્રથમ અધ્યયનમાં વર્ણિત કાલીદેવીના જીવન જેવુ છે. અંતર, માત્ર એટલુ છે કે કાલીદેવીએ રત્નાવલી તપની આરાધના કરી હતી. પણ રામકૃષ્ણદેવીએ 'ભદ્રોત્તર પ્રતિમા' નામક તપની આરાધના કરી.

२- दुवालसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउद्दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता सोलसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठारसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता वीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पढमा लया।

૨- આ તપમાં પાંચ લતા છે, તે આ પ્રમાણે- **પ્રથમ લતા**-પાચ ઉપવાસ, છ ઉપવાસ, સાત ઉપવાસ, આઠ ઉપવાસ અને નવ ઉપવાસ.

सोलसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठारसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता वीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दुवालसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउद्दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, बीया लया।

**બીજી લતા**-સાત ઉપવાસ, આઠ-નવ-પાંચ અને છ ઉપવાસ

वीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दुवालसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउद्दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता सोलसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठारसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, तइया लया।

**ત્રીજી લતા**-નવ ઉપવાસ, પાંચ-છ-સાત-અને આઠ ઉપવાસ

चउद्दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता सोलसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठारसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता वीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता, दुवालसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, चउत्थी लया ।

अट्ठारसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता वीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दुवालसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउद्दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता सोलसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पंचमी लया ।

एक्काए कालो छम्मासा वीस य दिवसा, चउण्हं कालो दो वरिसा, दो मासा वीस य दिवसा, सेसं तहेव जहा काली जाव सिद्धा ।

**ચોથી લતા**-છ ઉપવાસ, સાત-આઠ-નવ-અને પાંચ ઉપવાસ.

**પાંચમી લતા**-આઠ ઉપવાસ, નવ-પાંચ-છ-અને સાત ઉપવાસ.

અનુક્રમથી કરવામાં આવતા આ ઉપવાસોનાં પારણામાં દૂધ, ઘી આદિ યથેચ્છ પદાર્થોનું સેવન કરાય છે આ પાંચ લતાઓ મળી એક પરિપાટી થાય છે. એક પરિપાટીમાં છ મહિના અને વીસ દિવસ લાગે છે. ચારેય પરિપાટીઓનો સમય બે વર્ષ, બે મહિના અને વીસ દિવસ થાય છે. મહાસતી રામકૃષ્ણા દેવીનું શેષ વૃત્તાન્ત કાલીદેવીના વૃત્તાન્ત સમાન જાણવું. કાલીદેવીની જેમ બીજી પરિપાટીના પારણામાં દૂધ આદિ વિગયોનો ત્યાગ કર્યો ત્રીજીમાં વિગયોથી લેપાયેલ આહાર પણ છોડી દીધો અને ચોથી પરિપાટીમાં પારણામાં આયંબિલ કર્યું. આ સિવાય અંતિમ સમયમાં કાલીદેવીની જેમ સંલેખના તપની આરાધના કરી સિદ્ધપદ પ્રાપ્ત કર્યું.



## નવમું અધ્યયન

एवं पिउसेणकण्हा वि, णवरं मुत्तावलि-तवोकम्मं उवसंपज्जित्ता णं विहरइ। तंजहा–चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता छट्ठं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता दुवालसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउद्दसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता सोलसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठारसमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता वीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता बावीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ,

અંતગડ દશાંગના નવમાં અધ્યયનમાં મહાસતી પિતૃસેનકૃષ્ણાના જીવનનુ વર્ણન છે. તેનું જીવન કાલીદેવીના જીવન પ્રમાણે જાણવુ. તેમાં અંતર માત્ર એટલું છે કે તેણે રત્નાવલી તપની આરાધના કરી હતી પરંતુ પિતૃસેનકૃષ્ણાદેવીએ મુકતાવલી તપની આરાધના કરી તે આ પ્રમાણે–એક ઉપવાસ, બે ઉપવાસ, એક ઉપવાસ, ત્રણ ઉપવાસ, એક ઉપવાસ, ચાર ઉપવાસ, એક ઉપવાસ, પાંચ ઉપવાસ, આ પ્રમાણે અનુક્રમથી વધતા ૧૬ ઉપવાસ કરે છે વચ્ચે વચ્ચે ચતુર્થ-ભકત (એક ઉપવાસ) કરવામા આવે છે અને ત્યાર પછી ક્રમથી નીચે ઊતરે છે જેમકે-સોળ ઉપવાસ, એક ઉપવાસ, પંદર ઉપવાસ, એક ઉપવાસ, ચૌદ ઉપવાસ, એક ઉપવાસ, આ ક્રમથી નીચે ઊતરે છે. અંતે એક ઉપવાસ કરે છે. આ મુકતાવલી-તપની પ્રથમ પરિપાટી છે પ્રથમ પરિપાટીમાં બધા ઉપવાસોનાં પારણામાં દૂધ ઘી આદિ યથેચ્છ પદાર્થોનું સેવન કરાય પ્રથમ પરિપાટીમાં અગિ-યાર મહિના, પંદર દિવસ લાગે છે. મુકતાવલી તપની ચારે પરિપાટીઓનો કાળ ત્રણ વર્ષ, દશ મહિના છે.

पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकाम-गुणियं पारेइ, पारित्ता चउवीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता छब्बीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता अट्ठावीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता तीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकामगुणिय पारेइ, पारित्ता बत्तीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्तीसइमं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्वकामगुणियं पारेइ, पारित्ता चउत्थं करेइ, करित्ता सव्व-कामगुणियं पारेइ, पारित्ता बत्तीसइमं करेइ, करित्ता, एवं तहेव ओसारेड जाव चउत्थं करेइ, चउत्थं करित्ता सव्वकाम-गुणियं पारेइ। एक्काए कालो एक्का-रस मासा, पनरस य दिवसा। चउण्हं तिण्णि वरिसा, दस य मासा। सेसं जाव सिद्धा।

પિતૃસેનકૃષ્ણાદેવીની બાકીની તપસ્યા, આઠમા વર્ગના પ્રથમ અધ્યયનમાં વર્ણિત કાલી-દેવી પ્રમાણે જાણવી. અંતમાં તેણે સમસ્ત કર્મોનો ક્ષય કરી મોક્ષ પ્રાપ્ત કર્યો.

નવમા અધ્યયનનો ઉત્ક્ષેપ આગળ પ્રમાણે જાણવો.



## દશમુ અધ્યયન

१- एवं महासेणकण्हा वि, णवरं आयंबिलवड्ढमाणं तवोकम्मं उवसंपज्जित्ता णं विहरइ। तंजहा-आयंबिलं करेइ, करित्ता चउत्थं करेइ, करित्ता बे आयंबिलाइं करेइ, करित्ता चउत्थं करेइ, करित्ता तिण्णि आयंबिलाइं करेइ, करित्ता चउत्थं करेइ, करित्ता चत्तारि आयंबिलाइं करेइ, करित्ता चउत्थं करेइ, करित्ता पंच आयंबिलाइं करेइ, करित्ता चउत्थं करेइ, करित्ता छः आयंबिलाइं करेइ, करित्ता चउत्थं करेइ, करित्ता एकोत्तरियाए वुड्ढीए आयंबिलाइं वड्ढंति, चउत्थंतरियाइं जाव आयंबिलसयं करेइ, करित्ता चउत्थं करेइ।

१- નવમા અધ્યયનમાં જેવી રીતે પિતૃસેન કૃષ્ણાના જીવનનુ વર્ણન કરવામાં આવેલ છે, તે જ પ્રમાણે મહાસેનકૃષ્ણાનું જીવન પણ જાણવુ તેમાં અંતર માત્ર એટલુ છે કે મહાસેનકૃષ્ણાએ "આયંબિલ વર્ધમાન" નામના તપની આરાધના કરી હતી. તે આ પ્રમાણે-

પહેલા આયબિલ કર્યા પછી એક ઉપવાસ કર્યો. તત્પશ્ચાત્ બે આયબિલ, એક ઉપવાસ આ પ્રમાણે વધતા વધતા ત્રણ આયબિલ એક ઉપવાસ, ચાર આયબિલ, એક ઉપવાસ, પાંચ આયંબિલ, એક ઉપવાસ, છ આયંબિલ, એક ઉપવાસ કર્યો. આ પ્રમાણે આયબિલ વધારતા જાય અને વચ્ચે એક ઉપવાસ કરતા જાય તે અંતમાં ૧૦૦ આયંબિલ અને એક ઉપવાસ કરે છે

२- तए णं सा महासेनकण्हा अज्जा आयंबिलवड्ढमाणं तवोकम्मं चउद्दसहिं वासेहिं तिहिं य मासेहि वीसेहि य अहोरत्तेहिं अहासुत्तं जाव सम्मं काएणं फासेइ जाव आराहित्ता जेणेव अज्जचंदणा अज्जा तेणेव उवागच्छइ, उवागच्छित्ता अज्जचंदणं अज्जं वंदइ णमंसइ, वंदित्ता णमंसित्ता बहूहिं चउत्थेहिं जाव भावेमाणी विहरइ।

२-ત્યાર પછી તે મહાસેનકૃષ્ણાદેવી આયંબિલ વર્ધમાન તપના ચૌદ વર્ષ, ત્રણ મહિના અને વીસ દિવસ-રાત્રિઓ સુધી સૂત્રોક્ત વિધિ પ્રમાણે યાવત્ કાયાદ્વારા સમ્યકરૂપે આરાધના કરીને જ્યાં આર્યા ચદનાદેવી હતા ત્યાં આવે છે વદન-નમસ્કાર કરે છે ત્યાર પછી અનેક ઉપવાસ, છઠ્ઠ આદિ તપસ્યાદ્વારા પોતાના આત્માને ભાવિત કરતા થકા સંયમજીવન વ્યતીત કરવા લાગ્યા

३- तए णं महासेणकण्हा अज्जा तेणं ओरालेणं जाव उवसोभेमाणी २ चिट्ठइ। तए णं तीसे महासेणकण्हाए अज्जाए अन्नया कयाइं पुव्वरत्तावरत्तकाले चिन्ता,

૩- ત્યાર પછી મહાસેનકૃષ્ણાદેવી અનેક પ્રકારના ઉદાર તપ કરવા લાગ્યા તપના તેજથી તે અત્યત દેદીપ્યમાન દેખાતા હતા.

એકવાર આર્યા મહાસેનકૃષ્ણા પાછલી રાત્રિએ ધર્મજાગરણ કરતા ખંધક મુનિની

जहा खंदयस्स जाव अज्जचंदणं अज्जं आपुच्छइ जाव संलेहणा। कालं अणवकंखमाणी विहरइ।

તેમ વિચાર કરવા લાગ્યા કે મારું શરીર તપસ્યાથી અત્યંત દુર્બળ થઈ ગયું છે. તેથી આર્યા ચંદનાદેવીની અનુમતિ મેળવી હું સલેખના કરું. આર્યા ચદના દેવીની અનુમતિ મેળવી આમરણ અનશન સ્વીકારી મૃત્યુની આકાંક્ષા નહિ કરતા થકા કાળ યાપન કરવા લાગ્યા

तए णं सा महासेणकण्हा अज्जा अज्जचंदणाए अज्जाए अंतिए सामाइमाइयाइं एक्कारस अंगाइं अहिज्जित्ता वहुपडिपुण्णाइं सत्तरस वासाइं परियायं पालइत्ता मासियाए संलेहणाए अप्पाणं झूसेत्ता, सट्ठि भत्ताइं अणसणाए छेदेत्ता, जस्सट्ठाए कीरइ जाव तमट्ठं आराहेइ, चरिम-उस्सास-णीसासेहिं सिद्धा बुद्धा।

આ પ્રમાણે મહાસતી આર્યા ચંદનાજી પાસે સામાયિક (આચારંગ સૂત્ર) આદિ અગિયાર અંગોનું અધ્યયન કરીને સત્તર વર્ષ સુધી સંયમની આરાધના કરીને અંતમાં એક મહિનાના સંથારાદ્વારા પોતાના આત્માને ભાવિત કરીને ૬૦ ભક્ત છોડીને, જે પ્રયોજનથી તેણે સાધુજીવન અંગીકાર કર્યું હતું તેને પૂર્ણ કરી લીધું. અંતિમ શ્વાસોચ્છવાસ સાથે સિદ્ધ અને બુદ્ધપદ પ્રાપ્ત કર્યું.

४- अट्ठ य वासा आदी,
एकोत्तरियाए जाव सत्तरस।
एसो खलु परियाओ,
सेणियभज्जाण णायव्वो॥

૪– આઠમા વર્ગમા કાલી આદિ જે દસ મહાસતીઓનું વર્ણન કર્યું છે, તે દસે શ્રેણિક મહારાજાની રાણીઓ હતી તે બધાની દીક્ષાપર્યાય આ પ્રમાણે હતી. (૧) કાલીદેવી આઠ વર્ષ (૨) સુકાલી દેવી નવ વર્ષ. (૩) મહાકાલી દેવી દસ વર્ષ (૪) કૃષ્ણાદેવી અગિયાર વર્ષ (૫) સુકૃષ્ણાદેવી બાર વર્ષ (૬) મહાકૃષ્ણાદેવી તેર વર્ષ. (૭) વીરકૃષ્ણાદેવી ચૌદ વર્ષ. (૮) રામકૃષ્ણાદેવી પંદર વર્ષ (૯) પિતૃસેનકૃષ્ણાદેવી સોળ વર્ષ (૧૦) મહાસેનકૃષ્ણા દેવી સત્તર વર્ષ.






આઠ આઠમીયા ભીક્ષુ પડિમા

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૮ |
| ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૧૬ |
| ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૨૪ |
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૩૨ |
| ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૪૦ |
| ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૪૮ |
| ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૫૬ |
| ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૬૪ |

કુલ દિવસ - ૬૪, ૨૮૮ દાતી

## નવનવમીયા ભીક્ષુ પડિમા

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૯ |
| ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૧૮ |
| ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૨૭ |
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૩૬ |
| ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૪૫ |
| ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૫૪ |
| ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૬૩ |
| ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૭૨ |
| ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૮૧ |

કુલ દિવસ ૮૧, ૪૦૫ દાતી





## દશ દશમીયા ભીક્ષુ પડિમા

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૦ |
| ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨૦ |
| ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩૦ |
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪૦ |
| ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫૦ |
| ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬૦ |
| ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭૦ |
| ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮૦ |
| ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯૦ |
| ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦૦ |

દિવસ-૧૦૦, ૫૫૦-દાતી

## ભદ્રોતર પડિમા

| | | | | |
|---|---|---|---|---|
| ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૭ | ૮ | ૯ | ૫ | ૬ |
| ૯ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૬ | ૭ | ૮ | ૯ | ૫ |
| ૮ | ૯ | ૫ | ૬ | ૭ |

તપદિન-૧૭૫, પારણા-૨૫

CARE ART

## લઘુ સર્વતોભદ્ર પડિમા

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૩ | ૪ | ૫ | ૧ | ૨ |
| ૫ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૨ | ૩ | ૪ | ૫ | ૧ |
| ૪ | ૫ | ૧ | ૨ | ૩ |

તપદિન-૭૫, પારણા-૨૫

CARE ART

## મહા સર્વતોભદ્રપડિમા

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૪ | ૫ | ૬ | ૭ | ૧ | ૨ | ૩ |
| ૭ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૧ | ૨ |
| ૬ | ૭ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૧ |
| ૫ | ૬ | ૭ | ૧ | ૨ | ૩ | ૪ |

## મુક્તાવલી હાર

-: તપસ્યા કાળ :-

એક પરિપાટીનો સમય: ૧૧ મહિના, ૧૫ દિવસ

ચાર પરિપાટીનો સમય. ૩ વર્ષ, ૧૦ મહિના

-: તપના દિવસ :-

એક પરિપાટીના તપોદિન: ૨૮૫ દિવસ

ચાર પરિપાટીના તપોદિન: ૩ વર્ષ, ૨ મહિના

-: પારણા :

એક પરિપાટીના પારણા:- ૬૦

ચાર પરિપાટીના પારણા: ૨૪૦


રત્નાવલી હાર
તપસ્યા કાળ { એક પરિપાટીનો સમય : ૧ વર્ષ, ૩ મહિના, ૨૨ દિવસ.
ચાર પરિપાટીનો સમય : ૫ વર્ષ, ૨ મહિના, ૨૮ દિવસ.
તપના દિવસ { એક પરિપાટીના તપોદિન : ૧ વર્ષ, — , ૨૪ દિવસ.
ચાર પરિપાટીના તપોદિન : ૪ વર્ષ, ૩ મહિના, ૬ દિવસ.
પારણા { એક પરિપાટીના પારણા : ૮૮.
ચાર પરિપાટીના પારણા : ૩૫૨.


કનકાવલી હાર
તપસ્યા કાળ { એક પરિપાટીનો સમય : ૧ વર્ષ, ૫ મહિના, ૧૨ દિવસ.
ચાર પરિપાટીનો સમય : ૫ વર્ષ, ૯ મહિના, ૧૮ દિવસ.
તપના દિવસ { એક પરિપાટીના તપોદિન : ૧ વર્ષ, ૨ મહિના, ૧૪ દિવસ.
ચાર પરિપાટીના તપોદિન : ૪ વર્ષ, ૯ મહિના, ૨૬ દિવસ.
પારણા { એક પરિપાટીના પારણા : ૮૮.
ચાર પરિપાટીના પારણા : ૩૫૨.

## લઘુ સિંહ ક્રિડિત

-: તપસ્યા કાળ :-

એક પરિપાટીનો સમય ૬ મહિના, ૭ દિવસ

ચાર પરિપાટીનો સમય ૨ વર્ષ, ૨૮ દિવસ

-: તપના દિવસ :-

એક પરિપાટીના તપોદિન - ૫ માસ ૪ દિવસ

ચાર પરિપાટીના તપોદિન :- ૧ વર્ષ, ૮ મહિના, ૧૬ દિવસ

-: પારણા :-

એક પરિપાટીના પારણા - ૩૩

ચાર પરિપાટીના પારણા - ૧૩૨

CARE ART

## મહા સિંહ ક્રિડિત

તપસ્યા કાળ

* એક પરિપાટીનો સમય :- ૧ વર્ષ, ૬ મહિના, ૧૮ દિવસ
* ચાર પરિપાટીનો સમય :- ૬ વર્ષ, ૨ મહિના, ૧૨ દિવસ

તપના દિવસ

* એક પરિપાટીના તપોદિન :- ૧ વર્ષ, ૪ મહિના, ૧૭ દિવસ
* ચાર પરિપાટીના તપોદિન ૫ વર્ષ, ૬ મહિના, ૮ દિવસ

પારણા

એક પરિપાટીના પારણા - ૬૧

ચાર પરિપાટીના પારણા ૨૪૪

CARE ART

## ઉપસંહાર

एवं खलु जम्बू ! समणेणं भगवया महावीरेणं आइगरेणं जाव संपत्तेणं अट्ठमस्स अंगस्स अतगडदसाणं अयमट्ठे पण्णत्ते, त्ति बेमि ।

हे જંબૂ ! ધર્મતીર્થની આદિ કરનાર શ્રમણ યાવત્ નિર્વાણ પ્રાપ્ત ભગવાન મહાવીર સ્વામીએ આઠમા અંગ અંતગડદશાંગનો આ અર્થ પ્રતિપાદન કર્યો છે જેમ મે સાંભળ્યું તે પ્રમાણે હુ કહુ છું.

अंतगडदसाणं अंगस्स एगो सुयक्खंधो, अट्ठ वग्गा अट्ठसु चेव दिवसेसु उद्दिसिज्जंति, तत्थ पढम-बितिय-वग्गे दस-दस उद्देसगा, तइय-वग्गे तेरस उद्देसगा, चउत्थ-पंचमवग्गे दस-दस उद्देसगा, छट्ठवग्गे सोलस उद्देसगा, सत्तमवग्गे तेरस उद्देसगा, अट्ठमवग्गे दस उद्देसगा । सेसं जहा नायाधम्मकहाणं ।

અંતકૃદ્દશાંગનો એક શ્રુતસ્કંધ છે તેમાં આઠ વર્ગ છે તેનો આઠ દિવસમાં ઉપદેશ અપાય છે. પ્રથમ તથા બીજા વર્ગમાં દસ-દસ ઉદ્દેશકો (અધ્યયનો છે) ત્રીજા વર્ગમાં તેર ઉદ્દેશકો, ચોથામાં અને પાંચમામાં દસ-દસ ઉદ્દેશકો, છઠ્ઠામાં સોળ ઉદ્દેશકો, સાતમામાં તેર ઉદ્દેશકો, અને આઠમામાં દશ ઉદ્દેશકો છે. જે વિષયોની આ અંતગડસૂત્રમાં વ્યાખ્યા કરી નથી તે જ્ઞાતાધર્મકથા સૂત્ર પ્રમાણે જાણી લેવી જોઈએ

અન્તકૃદ્દશાંગ સૂત્ર સમાપ્ત

# ઔપપાતિક સૂત્ર

## પૂર્વાર્ધ

१- तेणं कालेणं तेणं समएणं चंपा नामं नयरी होत्था, रिद्धत्थिमियसमिद्धा प्रमुइयजणजाणवया आइण्ण-जण-मणुस्सा हलसयसहस्स-संकिट्ठ–विकिट्ठ-लट्ठ-पण्णत्त-सेउसीमा कुक्कुड-संडेय-गाम-पउरा उच्छु-जव-सालि-कलिया गो-महिस-गवेलग-प्प-भूया आयारवंतचेइय-जुवइ-विविह-सण्णि-विट्ठ-बहुला उक्कोडिय-गायगंठिभेयग-भड-तक्कर-खंडरक्ख-रहिया खेमा णिरु-वद्दवा सुभिक्खा बीसत्थसुहावासा अणेग-कोडिकुडुंबियाइण्ण–णिव्वुय--सुहा णड-णट्टग-जल्ल-मल्ल–मुट्ठिय-वेलंबग--कहग-पवग-लासग--आइक्खग-लंख--मंख--तूण-इल्ल-तुंबवीणिय-अणेगतालायराणुचरिया आरामुज्जाण-अगड-तलाग-दीहिय-वप्पि-णगणोववेया नंदणवण–सन्निभप्पगासा उव्विद्ध-विउल-गंभीर-खायफलिहा चक्क-गय-मुसुंढि-ओरोह-सयग्घि-जमलकवाड-घणदुप्पवेसा धणुकुडिल-वंकपागार-परि-विखत्ता कविसीसगवट्टरइयसंठियविरा-यमाणा अट्टालयचरिय-दार-गोपुर-तोरण-समुण्णयसुविभत्तरायमग्गा छेयायरियरइ-यदढफलिहइंदकीला विवणिवणिछेत्तसि-प्पियाइण्णणिव्वुयसुहा सिघाडग-तिग–

**ચંપા નગરીનું વર્ણન –**

૧– તે યુગમાં અને તે સમયમાં ચંપા નામની નગરી હતી તે ભવનાદિથી યુક્ત, સ્વચક્ર–પર-ચક્રના ભયથી રહિત અને ધનધાન્યથી પરિપૂર્ણ હતી તે નગરીના નાગરિકો પ્રસન્ન હતા તથા બીજા દેશમાંથી ત્યાં આવેલા લોકો પણ આનંદ આનંદ અનુભવ કરતા હતા. આ નગરી મનુષ્યોથી વ્યાપ્ત હતી ત્યાંની ભૂમિ સો, હજાર અથવા લાખો હળોથી ખેડાયેલી હતી સારી રીતે ખેડાયેલી હતી મનોજ્ઞ હતી તેમ જ ખેતરની માટી તેમાં ખેડીને લીસી કરવામાં આવી હતી, વળી તેમાં સીમા બાધવામાં આવી હતી તે નગરીમાં કુકડા તથા સાંઢ ઘણાં હતાં અથવા ગામો એટલાં બધા નજીક હતા કે જેથી એક ગામના કુકડાનો અવાજ બીજા ગામમાં જતો તે નગરી શેરડી, જવ અને ચોખાથી યુક્ત હતી. ત્યાં ગાય ભેંસ તથા ઘેટાંઓ ઘણાં હતાં. સુંદર આકારવાળાં ચૈત્યો હતાં યુવતી–નર્તકીઓના અનેક ભવનો હતાં. ત્યા લાંચ લેનારા, ખીસા-કાતરુ, લૂટારા, ચોર કે જકાત લેનારા કોઈ ન હતા તે નગરી સકુશળ હતી, ઉપદ્રવથી રહિત હતી. ત્યાં ભિક્ષા સહેલાઈથી પ્રાપ્ત થતી હતી. લોકો વિશ્વાસપૂર્વક તથા સુખે રહેતા. અનેક પ્રકારના કુટુંબોથી તે નગરી વ્યાપ્ત હતી નટ, નૃત્ય કરનાર, દોરડા પર નાચનાર, મલ્લ, મુષ્ટિ પ્રહાર કરનાર, બહુરુપી–વિદૂષક, કથા કરનાર, તરનાર, રાસ લેનાર, શુભાશુભ શુકુનને કહેનારા, વાંસપર નાચનારા, સુંદર ચિત્રો દેખાડનારા,

चउक्क-चच्चर-पणियावण-विविहवत्थुपरिमंडिया सुरम्मा नरवइपविइण्णमहिवइपहा अणेगवरतुरग-मत्तकुंजर-रहपहकर-सीय-संदमाणीआइण्णजाणजुग्गा विमउलणवणलिणिसोभियजला पंडुरवरभवणसण्णिमहिया उत्ताणणयणपेच्छणिज्जा पासाईया दरिसणिज्जा अभिरूवा पडिरूवा।

તૂણા નામના વાદ્યને વગાડનારા, વીણાવાદકો, તાલ આપી લોકોને ખુશ કરનારાઓથી એ નગરી શૂન્ય ન હતી. આરામ, ઉદ્યાન, કૂવા, તળાવ, વાવ, વગેરેથી તે યુક્ત હતી, નંદનવન સમાન શોભિત હતી.

નગરીની ચારે બાજુ ગોળાકાર ઊંડી ખાઈ હતી તે ખાઇ વિસ્તારવાળી તળિયું ન દેખાય એવી ગહરી હતી. ઉપર પહોળી, નીચે સાંકડી હતી

તેની ચારે બાજુ કોટ હતો. તે ચક્ર, ગદા. મુસુંઢી, અવરોધ-દ્વાર પાસેની બેવડી ભીંત, શતઘ્ની, દઢ, સરખા પ્રમાણના દરવાજાવાળી તે નગરી હતી. તેથી તેમાં શત્રુઓને પ્રવેશ કરવો મુશ્કેલ હતો. તે નગરીનો કિલ્લો વાંકા વળેલા ધનુષ્યથી પણ વધારે વાંકો હતો. વાનરના મસ્તક સમાન ગોળાકાર રચનાવાળા, સુંદર, તેના કાંગરાં હતાં કોટ ઉપર અગાસીઓ હતી જ્યાં દરવાજો હતો ત્યાં આઠ હાથ પ્રમાણ પહોળા રસ્તા હતા. મુખ્ય દરવાજા હતા. તેના ઉપર તોરણો હતા. જુદા જુદા માર્ગો હતા. નિપુણ શિલ્પી દ્વારા બનાવેલ આગળિયો તથા ઇન્દ્રીકીલા-ભોગળો હતી બજારો, અનેક દુકાનો અને વ્યાપારીઓથી યુક્ત હતી. કુંભકારાદિથી યુક્ત હતી તેથી લોકો સુખમય હતા ત્રિકોણાકાર માર્ગ, ત્રણ રસ્તા, ચાર રસ્તા, અનેક માર્ગો જ્યાં મળે છે તેવા સ્થાનોમાં ક્રય-વિક્રય માટે અનેક દુકાનો હતી તે દુકાનો અનેક પ્રકારની વસ્તુઓથી શોભિત તથા રમ્ય હતી તે નગરીના રાજમાર્ગ રાજાના ગમન, આગમનથી સદા વ્યાપ્ત હતા. (અથવા બીજા રાજાઓની પ્રભાને નષ્ટ કરી દેનાર અથવા રાજાની પ્રભાથી યુક્ત રાજા ત્યાં હતા) ત્યાંના રસ્તા અનેક અશ્વો, મદોન્મત્ત હાથીઓ, રથોના સમૂહો, શિવિકાઓ અને મિયાનાથી વ્યાપ્ત હતા તથા શકટાદિથી અને ઘોડા-બળદોથી યુક્ત હતા. ત્યાંના જલાશયો નવીન કમળોથી યુક્ત હતા. ત્યાંના મકાનો ચૂનાથી પોતાએલાં હોવાના કારણે સુંદર લાગતા હતા. તે નગરીની શોભા અનિમેષ દૃષ્ટિથી જોવા લાયક હતી. ચિત્તને પ્રસન્ન કરનારી હતી-તેને જોતાં આંખ થાકતી ન હતી. અનુકૂળ રુપવાળી, મનને રૂચે તેવા રૂપવાળી હતી.

२- तीसे णं चंपाए णयरीए बहिया उत्तर-पुरत्थिमे दिसीभाए एत्थ णं पुण्णभद्दे णामं चेइए होत्था, चिराईए पुव्वपुरिसपण्णत्ते पोराणे सद्दिए वित्तिए क्तित्तिए णाए सच्छत्ते सज्झए सघंटे सपडागे पडागाइपडागमंडिए सलोमहत्थे कयवेयद्दिए लाउल्लोइयमहिए गोसीससरसरत्तचंदणदद्दरदिण्णपंचंगुलितले उवचियचंदणकलसे चंदणघडसुकयतोरणपडिदुवारदेसभाए आसत्तोसत्तविउभवट्टवग्घारियमल्लदामकलावे पंचवण्णसरससुरभिमुक्कपुप्फपुंजोवयारकलिए कालागुरुपवरकुंदुरुक्कतुरुक्कधूवडज्झंतमघमघंतगंधुद्धुयाभिरामे सुगंधवर–गंधगंधिए गंधवट्टिभूए णड-णट्टग-जल्ल-मल्ल-मुट्ठिय-वेलंबग-पवग-कहग-लासग-आइ–क्खग-लंख-मंख-तूणइल्ल-तुंबवीणिय-भुयग-मागह-परिगए बहुजणजाणवयस्स विस्सुयकित्तिए बहुजणस्स आहुस्स आहुणिज्जे पाहुणिज्जे अच्चणिज्जे वंदणिज्जे नमंसणिज्जे पूयणिज्जे सक्कारणिज्जे सम्माणणिज्जे कल्लाणं मंगलं देवयं चेइयं विणएणं पज्जुवासणिज्जे दिव्वे सच्चे सच्चोवाए सण्णिहियपाडिहेरे जागसहस्सभागपडिच्छए बहुजणो अच्चेइ आगम्म पुण्णभद्दचेइयं पुण्णभद्दचेइयं ।

**ચૈત્યવર્ણન-**

૨- તે ચંપાનગરીની બહાર, ઉત્તર-પૂર્વ દિશાની વચ્ચે (ઇશાન કોણમાં) પૂર્ણભદ્ર નામનું એક ચૈત્ય હતુ તે પ્રાચીન હતું. પૂર્વ પુરુષો પણ તેનું કથન કરતા–પુરાણું હતું, પ્રસિદ્ધ હતું–પ્રખ્યાત (કીર્તિવાળુ) હતું, જાણીતુ હતું, બહુ ગવાયેલું હતું. છત્ર, ધ્વજાથી યુકત, ઘંટાવળુ, પતાકાથી શોભિત, નાની નાની પતાકા તથા વિશાલ પતાકાઓથી શોભિત, મોરના પીંછાના ગુચ્છાથી યુકત હતુ. ત્યાં વેદિકા બનાવવામાં આવી હતી તેની ભૂમિ છાણથી લીપવામાં આવતી. તેની ભીત સફેદ ખડીથી પોતાએલી હતી તેથી ચમકતી હતી. ભીંતમાં ગોરોચન અને સરસ રકત ચંદનના થાપા લગાવવામાં આવ્યા હતા. ચંદન લગાડેલા કળશો હતા દરેક દ્વાર પર ચંદનવાળા ઘટ હતા તેમજ, સારી રીતે કરેલા સુંદર તોરણ દરવાજા પર શોભતાં હતાં. નીચે અટકતી તેમજ ઉપર સ્પર્શતી, વિસ્તૃત ગોળ લટકતી પુષ્પમાળાઓનો સમૂહ તેની ભીંત ઉપર હતો. પાંચ વર્ણના સરસ તેમજ સુગંધિત પુષ્પોના સમૂહોથી અનેક પ્રકારની રચનાઓ કરવામાં આવી હતી અગ્નિમાં કાલાગુરુ, શ્રેષ્ઠ ગંધ દ્રવ્યવિશેષ, લોબાન, ધૂપ નાખવામાં આવતા તેથી ત્યાંનુ વાતાવરણ મઘમઘાયમાન હતું. અર્થાત્ સુગંધથી સુવાસિત હતું શ્રેષ્ઠ સુગંધથી સુવાસિત હતું સુગંધના અતિશયથી ગંધ દ્રવ્યની ગુટિકા સમાન હતું. નટ, નૃત્યકાર, દોરડાપર નાચનાર, મલ્લ, મુષ્ઠિ પ્રહાર કરનાર, વિદૂષક, તરનાર, કથા કહેનાર, રાસ લેનાર, ભવિષ્ય કહેનાર, વાંસની ટોચ પર નાચનાર, ચિત્રપટ બનાવનાર, વીણા વગાડનાર, તબૂરા વગાડનાર, સેવકો અને સ્તુતિ પાઠકોથી તે ચૈત્ય વ્યાપ્ત હતું. ઘણાં

નગરજનો તથા બીજા દેશના માણસોમાં તેની પ્રસિદ્ધિ થઈ હતી. ઘણાં લોકો ત્યાં આહુતિ આપતાં ત્યાંના લોકો તેને દક્ષિણાપાત્ર, વદનીય, નમસ્કરણીય, અર્ચનીય, પૂજનીય, સત્કરણીય અને સમ્માનનીય માનતા હતા. તથા કલ્યાણ, મંગલ, દેવરુપ,, ચૈત્યરુપ, વિનયથી ઉપાસનીય માનતા હતા. દિવ્ય અને સત્ય માનતા, સફળ સેવારુપ માનતા હતા. દેવની પાસે ઉપહારરુપ પ્રસાદ રાખેલો નજરે પડતો હતો યજ્ઞમાં હજારો માણસો દાન આપતા ઘણાં લોકો આવી પૂર્ણભદ્ર ચૈત્યની પૂજા કરતાં.

**વનખંડવર્ણન –**

३- से णं पुण्णभद्दे चेइए एक्केणं महया वणसडेणं सव्वओ समंता परिक्खित्ते। से णं वणसंडे किण्हे किण्होभासे नीले नीलोभासे हरिए हरिओभासे सीए सीओभासे णिद्धे णिद्धोभासे तिव्वे तिव्वोभासे, किण्हे किण्हच्छाए नीले नीलच्छाए हरिए हरियच्छाए सीए सीयच्छाए णिद्धे णिद्धच्छाए तिव्वे तिव्वच्छाए घणकडियकडिच्छाए रम्मे महामेहणिकुरंबभूए।

૩– તે પૂર્ણભદ્ર ચૈત્ય એક વિશાળ વનખંડથી સમસ્ત દિશાઓ તેમજ વિદિશાઓમાં ઘેરાયેલ હતું તે વનખંડ અતિશય ઘાટો હોવાના કારણથી કાળો, કાળી પ્રભાવાળો, નીલ, નીલપ્રભાવાળો, લીલો લીલીપ્રભાવાળો, શીત સ્પર્શવાળો, શીતપ્રભાવાળો, સ્નિગ્ધ, સ્નિગ્ધપ્રભાવાળો, તીવ્ર, તીવ્રપ્રભાવાળો, કાળો, કાળી છાયાવાળો, નીલો, નીલીછાયાવાળો, લીલો, લીલી છાયાવાળો, ઠંડો, ઠંડી છાયાવાળો સ્નિગ્ધ, સ્નિગ્ધ છાયાવાળો, તીવ્ર, તીવ્રછાયાવાળો હતો. એક બીજા વૃક્ષોની શાખાઓ પરસ્પર મળી જવાથી છાયા ઘણી જ ઘાટી લાગતી હતી તે વન રમ્ય હતું તેથી એમ જણાતું કે એ મહામેઘોનો એક મોટો સમુદાય જ છે

**વૃક્ષવર્ણન –**

४- ते णं पायवा मूलमंतो कंदमंतो खंधमंतो तयामंतो सालमंतो पवालमंतो पत्तमंतो पुप्फमंतो फलमंतो बीयमंतो अणुपुव्व-सुजाय-रुइल-वट्टभाव-परिणया एक्कखंधा अणेगसाला अणेग-साह-प्पसाह-विडिमा अणेग-नर-वामसुप्पसारिय-

૪– આ વનખંડમાં વૃક્ષો જમીનની અંદર ઊંડા ફેલાયેલા મૂળયુકત હતાં, તેમજ કંદયુકત, સ્કંધયુકત, ત્વચાયુકત હતાં, શાખાઓથી વિશિષ્ટ હતાં, કૂપળોથી યુકત હતાં, પાંદડાઓથી ભરેલાં હતાં, ફૂલોથી શોભતા હતાં, બીજોથી ભરપૂર હતા આ દરેકે દરેક વૃક્ષો ક્રમશ. ઉત્પન્ન થયેલાં હતા અને છત્રી જેવા રમ્ય ગોળ આકારવાળા

अग्गेज्झ-घण-विउल-वट्ट-खंधा अच्छिद्द-पत्ता अविरलपत्ता अवाईणपत्ता अणईय-पत्ता निद्धूय-जरढ-पंडु-पत्ता णव-हरिय-भिसंत-पत्तभारं - धयार - गंभीर - दरिस-णिज्जा उवणिग्गय-णवतरुणपत्त-पल्लव-कोमल-उज्जल-चलंत-किसलय-सुकुमाल-पवाल-सोहियवरंकुर-ग्गसिहरा णिच्चं कुसुमिया णिच्चं मऊरिया णिच्चं पल्ल-विया णिच्चं थवइया णिच्चं गुलइया णिच्चं गोच्छिया णिच्चं जमलिया णिच्चं जुव-लिया णिच्चं विणमिया णिच्चं पणमिया णिच्चं कुसुमियमऊरिय-पल्लविय-थव-इय-गुलइय-गोच्छिय - जमलिय-जुवलिय-विणमिय-पणमिय-सुविभत्त-पिंड-मंजरी-वडिंसयधरा सुय-बरहिण-मयणसाल-कोइल-कोभगक-भिंगारग-कोडलग-जीवं-जीवग- णंदीमुह- कविल- पिंगलक्खग-कारंड-चक्कवाय-कलहंस- सारस- अणेग-सउणगण-मिहुण-विरइय- सद्दुण्णइय-महुर-सर-णाइया सुरम्मा संपिडिय-दरिय - भमर - महुयरि- पहकर-परिलित-मत्तछप्पय-कुसुमासव-लोल- महुर- गुमगु-मंत - गुंजंत - देसभाया अब्भिंतर - पुप्फ-फला बाहिरपत्तोच्छण्णा पत्तेहि य पुप्फेहि य ओच्छन्नवलिच्छत्ता साउफला निरोयया अकंटया णाणाविह-गुच्छ-गुम्म-मंडवग-रम्मसोहिया विचित्तसुहकेउभूया वावी-पुक्खरिणीदीहियासु य सुनिवेसिय-रम्म-जाल-हरया पिंडिमणीहारिमं सुगंधि सुह-सुरभि-मणहरं च महयागंधद्धाणि

હતાં એમનુ થડ એક હતું અનેક શાખા-પ્રશાખા તેમજ ઉપરની તરફ ગયેલી શાખાઓથી યુકત હતાં અનેક પુરુષો ખૂબ પહોળા કરેલા હાથોથી પણ તેમનાં વિશાળ તેમજ વર્તુળાકાર થડને બાથ ભીડી શકતા નહોતા. તેમનાં પાંદડા પણ એટલાં ઘાટાં હતાં કે જેની વચમાં જરાપણ અંતર નહોતું. તેમજ પાંદડાં દૂર દૂર નહોતાં, બિલકુલ નજદીક ચોંટેલાં જેવાં હતાં. એ વૃક્ષોમાં જેટલાં પાંદડાં લાગેલાં હતાં તે બધાં અધોમુખ હતાં આ પાંદડાં અતિવૃષ્ટિ આદિ વિપત્તિઓથી રહિત હતાં, જૂનાં પાન, પીળાં પાન તેમજ સડી ગયેલાં પાન ખરી પડયાં હતાં અને તેના સ્થાને નૂતન લીલાં ચમકદાર પાન આવી ગયા હત તેથી અધકાર જેવુ સદા વ્યાપ્ત હતુ આના કારણે આ વૃક્ષો એવા જ છે એ ભેદ કરવો અશકય હતો.

એનાં જે પાન તેમજ પલ્લવ હતાં તે નવીન ઉગવાના કારણથી નવીન તરુણતાસંપન્ન હતા. કોમળ, ઉજ્જવળ, ચલાયમાન એવી એની કૂપળો હતી પ્રવાલ અત્યત કોમળ હતાં. શ્રેષ્ઠ અકુરોથી વૃક્ષનો ઉપરનો ભાગ સુશોભિત હતો. એ વૃક્ષો હમેશાં સર્વઋતુઓનાં પુષ્પોથી ખીલેલાં રહેતા હતાં હમેશાં એ વૃક્ષો ઉપર મયૂરો રહેતાં હતાં, નિત્ય પલ્લવિત, નિત્ય ગુચ્છાથી યુક્ત, હમેશા એ વૃક્ષો જોડે જોડે પક્તિબદ્ધ આજુબાજુમાં ઉભાં હતાં હમેશાં નમેલા વિશેષ નમેલા, હમેશાં કુસુમિત, મયૂરિત, પલ્લવિત, સ્તબકવાન, ગુચ્છાવાળા, ગુલ્મિત, ગુચ્છિત, યમલિત, યુગલિત, વિનમિત, પ્રણમિત થઈ જુદાં જુદાં પિડરૂપ મજરીના શિરોભૂષણોથી સદા યુક્ત હતાં તે વૃક્ષો પોપટ મયૂર, મેના, કોયલ, કોભગક, ભૃંગારક, કોડલક, ચકોર, નદી-મુખ, તેતર, બટેર, કારડંક, ચકવાક, કલહંસ બતક, સારસ આદિ અનેક પક્ષીઓનાં યુગલના

मुयंता णाणाविह- गुच्छ - गुम्म - मंडवग-घरग-सुहसेउ-केउ-बहुला अणेग-रह-जाण जुग्ग-सिविय-परिमोयणा सुरम्मा पासाईया दरिसणिज्जा अभिरूवा पडिरूवा ।

દીર્ઘ તથા મધુર સ્વરવાળી વાણીથી યુક્ત હતાં. તેથી મનોહર લાગતાં હતા. મદથી ઉન્મત્ત ભ્રમર-ભ્રમરીઓનો સમૂહ પુષ્પોના રસને પીવા માટે લોલુપ બની ગણગણાટ કરી રહ્યા હતા. અંદરના ભાગમાં પુષ્પ તેમજ ફળથી તથા બહારના ભાગમાં પાનથી આ વૃક્ષો વ્યાપ્ત હતા. પાંદડા તથા પુષ્પોથી ઢંકાયેલાં હતાં મીઠા ફળવાળાં હતાં રોગરહિત અને કાંટારહિત હતાં. અનેક પ્રકારના ગુચ્છા, ગુલ્મોથી શોભિત હોવાના કારણે રમ્ય શોભતાં હતાં. શુભ ધ્વજા-વાળાં હતાં અથવા વિવિધ સુખોનાં કેન્દ્રભૂત હતાં વાવ, પુષ્કરિણી, દીર્ઘિકાઓ હતી. તેના ઉપર સારી રીતે બનાવેલ સુંદર ઝરુખા હતા. પુદ્ગલોના સમૂહરુપથી દૂર દૂર સુધી ફેલાઇ જનારી સુંદર સુગંધ આવતી હતી એ શુભ સુવાસ મનને આનંદિત કરતી હતી. આ વૃક્ષો મહાન ગંધની પરંપરાને છોડતા હતા અનેક પ્રકારના ગુચ્છા અને ગુલ્મોથી બનેલા મંડપ, ઘર, સુંદરમાર્ગ, પતાકાઓથી સુશોભિત હતા વૃક્ષોની નીચે અનેક રથ, યાન, બગી, શિબિ-કાદિ મૂકવામાં આવતી. સુરમ્ય, પ્રાસાદિક, દર્શનીય, અભિરુપ-સુંદર આકૃતિવાળા તેમજ વિશિષ્ટ રુપવાળા હતા,

५- तस्स णं वणसंडस्स बहुमज्झदेसभाए एत्थ णं महं एक्के असोगवरपायवे पण्णत्ते, कुस- विकुस- विसुद्ध- रुक्खमूले मूलमंते कंदमंते जाव परिमोयणे सुरम्मे पासाईए दरिसणिज्जे अभिरूवे पडिरूवे ।

૫– તે વનખંડની મધ્યમાં એક વિશાળ અશોક વૃક્ષ હતુ તે વૃક્ષની નીચેનો ભાગ કુશ તેમજ અન્ય તૃણાદિકથી રહિત હતો. મૂળ, કંદવાળો યાવત્ તેની નીચે રથાદિને છોડવામાં આવતા, સુરમ્ય, પ્રાસાદિક, દર્શનીય, અભિરુપ, પ્રતિરુપ હતુ

६- से णं असोगवरपायवे अण्णेहिं बहूहिं तिलएहिं वउलेहिं लउएहिं छत्तोवेहिं सिरीसेहिं सत्तवण्णेहिं दहिवण्णेहिं लोद्धेहिं धवेहिं चंदणेहिं अज्जुणेहिं णीवेहिं कुडएहिं कलंबेहिं सव्वेहिं फणसेहिं दाडिमेहिं

૬– તે અશોકવૃક્ષ અન્ય અનેક પ્રકારના વૃક્ષોથી ઘેરાયેલું હતુ તિલક, બકુલ, લકુચ, છત્રોપ, શિરીષ, સપ્તપર્ણ, દધિવર્ણ, લોધ્ર, ધવ, ચંદન, અર્જુન, નીપ, કુટજ, કદમ્બ, સવ્ય, ફણસ, દાડમ, શાલ, તાલ; તમાલ, પ્રિય, પ્રિયગુ,

सालेहिं तालेहिं तमालेहि पियएहिं पियंगूहिं पुरोवगेहिं रायरुक्खेहिं नंदिरुक्खेहिं सव्वओ समंता संपरिक्खित्ते ।

પુરોપત્ર, પીપલ, નદિ આ સર્વ વૃક્ષોથી સર્વ દિશાઓમાં અને વિદિશાઓમાં ઘેરાયેલ હતુ

७- ते णं तिलया बउला लउया जाव णंदिरुक्खा कुसविकुसविसुद्धरुक्खमूला मूलमंतो कंदमतो एएसिं वण्णओ भाणियव्वो जाव सिबियपडिमोयणा सुरम्मा पासाईया दरिसणिज्जा अभिरूवा पडिरूवा ।

૭– તે તિલક, બકુલ, લકુચ યાવત્ નદિવૃક્ષોનો નીચેનો ભાગ કુસ તથા અન્ય ઘાસાદિથી રહિત હતો મૂળ કદવાળા હતા. જે પહેલાં વર્ણન કર્યુ તે સમજવું. યાવત્ શિબિકાદિ છોડવામાં આવતા સુરમ્ય, પ્રાસાદીય, દર્શનીય, અભિરુપ, પ્રતિરુપ હતાં.

८- ते णं तिलया जाव णंदिरुक्खा अण्णेहिं बहूहिं पउमलयाहिं णागलयाहिं असोगलयाहिं चंपगलयाहिं चूयलयाहिं वणलयाहिं वासंतियलयाहिं अइमुत्तयलयाहि कुंदलयाहिं सामलयाहिं सव्वओ समंता संपरिक्खित्ता ।

૮– તે તિલક યાવત્ નદિવૃક્ષો પણ અન્ય અનેક પદ્મલતા, નાગલતા, અશોકલતા, ચપકલતા, આમ્રલતા, વનલતા, વાસતિલતા, અતિમુક્તકલતા, કુંદલતા, શ્યામલતાઓથી સમસ્ત દિશા અને વિદિશાઓમાં ઘેરાયેલાં હતાં.

९- ताओ णं पउमलयाओ णिच्चं कुसुमियाओ जाव वडिसयधराओ पासाईयाओ दरिसणिज्जाओ अभिरूवाओ पडिरूवाओ ।

૯– તે પદ્મલતાઓ નિત્ય પુષ્પોથી યુકત હતી. તેથી એમ લાગતુ હતું કે જાણે તેઓએ શિરોભૂષણ ધારણ કરેલા છે તેથી તે પ્રાસાદિક, દર્શનીય, અભિરુપ, પ્રતિરુપ હતી

**પૃથ્વીશિલાપટ્ટક**

१०- तस्स णं असोगवरपायवस्स हेट्ठा ईसि खंधसमल्लीणे एत्थ णं महं एक्के पुढविसिलापट्टए पण्णत्ते, विक्खंभायामउस्सेहसुप्पमाणे किण्हे अंजण–घण–किवाण-कुवलय-हलहर-कोसेज्जा-गास-केस-कज्जलंगी खंजण-सिंगभेद-रिट्ठय-जंबूफलअसणग-सणबंधन-णीळुप्पलपत्तनिकर-अयसिकुसुम-प्पगासे मरगयमसार-कलित्त-णयणकीय-रासिवण्णे णिद्धघणे अट्ठसिरे आयंसयतलोवमे सुरम्मे ईहामिय-उसभ-तुरग-णर-मगर-विहग-बालग-किण्णर-रुरु-सरभ

૧૦– તે અશોકવૃક્ષની નીચે સ્કધ–થડથી જરા દૂર નીચેના ભાગમાં એક વિશાળ પૃથ્વીશિલાપટ્ટ હતો. તે લંબાઇ, પહોળાઇ, ઉંચાઇમાં સરખો હતો. તે કાળો હતો આજણ, મેઘ, તલવાર, નીલકમળ, બળદેવના વસ્ત્ર, આકાશ, કેશ, કાજળની ડબ્બી, ખજનપક્ષી, ભેસાદિના શીંગડા, નીલવર્ણના રત્ન, જાંબૂ, બીયક નામે વૃક્ષ વિશેષ, શણના ફૂલ, નીલકમળના પાંદડાઓનો સમૂહ, અળસીના પુષ્પ સમાન તેની કાળી પ્રભા હતી. પન્ના, મસાર- પથ્થરને ચિકણા કરનાર પથ્થર અથવા કસોટી, કટિત્ર–કાળા ચામડાની બનાવેલ વસ્તુવિશેષ, આંખની કીકી સમાન, સજલ મેઘ

चमर-कुंजर-वणलय-पउमलय-भत्ति-चित्ते आईणग-रूय-बूर-णवणीय-तूल-फरिसे सीहासणसंठिए पासाईए दरिस-णिज्जे अभिरूवे पडिरूवे ।

સમાન શ્યામ હતો તેના આઠ ખૂણા હતા. તેના તળિયાનો ભાગ દર્પણ જેવો ચમકતો સુરમ્ય હતો. ઇહામૃગ–વરુ, બળદ, અશ્વ, મનુષ્ય, મગર, પક્ષી, સર્પ, કિન્નર, મૃગ, અષ્ટાપદ, ચમર, હાથી, વનલતા તેમજ પદ્મલતાના ચિત્રોથી સુંદર હતો. તેનો સ્પર્શ ચર્મમય વસ્ત્ર, રૂ, બૂર, માખણ, આકડાના રૂ સમાન કોમળ હતો. સિંહાસન જેવો તેનો આકાર હતો. પ્રાસાદિક, દર્શનીય, અભિરુપ, પ્રતિરુપ હતો

**રાજાનું વર્ણન–**

११- तत्थ णं चंपाए णयरीए कूणिए णामं राया परिवसइ महया-हिमवंत-महंतम-लय-मंदर-महिंदसारे अच्चंतविसुद्ध-दीह-रायकुल-वंस-सुप्पसूए णिरंतरं रायल-क्खण-विराइयंग-पच्चंगे बहुजणबहुमाण-पूइए सव्वगुणसमिद्धे खत्तिए मुइए मुद्धाहिसित्ते माउपिउसुजाए दयपत्ते सीमंकरे सीमंधरे खेमंकरे खेमंधरे मणु-स्सिंदे जणवयपिया जणवयपाले जणवय-पुरोहिए सेउकरे केउकरे णरपवरे पुरि-सवरे पुरिससीहे पुरिसवग्घे पुरिसा-सीविसे पुरिसपुंडरीए पुरिसवरगंधहत्थी अड्ढे दित्ते वित्ते विच्छिण्णविउल-भवण-सयणा-सण-जाण-वाहणाइण्णे बहु-धण-बहुजायरूवरयए आओगपओगसं-पउत्ते विच्छड्डिय-पउरभत्तपाणे बहु-दासी-दास-गो-महिस-गवेलगप्पभूए पडि-पुण्ण— जंत — कोसकोट्ठागाराउधागारे बलवं दुब्बलपच्चामित्ते ओहयकंटयं निहयकंटयं मलियकंटयं उद्धियकंटयं अकंटयं ओहयसत्तुं निहयसत्तुं मलियसत्तुं

૧૧– તે ચંપાનગરીમા કૂણિક નામે રાજા હતો. તે મહાહિમવંત પર્વત, મહામલય પર્વત, મેરુ પર્વત, મહેન્દ્ર પર્વત જેવો હતો. અત્યંત વિશુદ્ધ, પ્રાચીન રાજકુળ વંશમાં ઉત્પન્ન થયો હતો. અખંડિત રાજચિહ્નોથી તેના અંગોપાંગ સુશોભિત હતા. અનેક લોકો દ્વારા તે બહુમાન, સત્કાર પામતો હતો સર્વ ગુણોથી સમૃદ્ધ હતો. પ્રસન્નચિત્ત, ક્ષત્રિય હતો પિતા, પિતામહાદિ રાજાઓ વડે તેનો રાજ્યાભિષેક થયો હતો. માતા, પિતાનો વિનય કરનાર હતો દયાળુ હતો, કુળ મર્યાદા કરનાર, કુળમર્યાદાનું પાલન કરનાર, પ્રાપ્ત વસ્તુનું પાલન કરનાર, તેમજ તેને ધારણ કરનાર, મનુષ્યોમાં ઇન્દ્ર સમાન, જનપદનો પિતા, જનપદનો પાલક, જનપદનો પુરોહિત હતો. માર્ગદર્શક, અદ્ભુત કાર્ય કરનાર, મનુષ્યોમાં શ્રેષ્ઠ, પુરુષોમાં શ્રેષ્ઠ, પુરુષોમાં સિંહ, પુરુષોમાં વાઘ, પુરુષોમાં આશીવિષ સર્પ, પુરુષોમાં કમળ, પુરુષોમાં ઉત્તમ ગંધ હસ્તી સમાન હતો. સમૃદ્ધ, દર્પવાળો, પ્રખ્યાત હતો તેના વિશાળ મોટા, મોટા ભવન હતા અનેક પ્રકારની શય્યા, આસન, યાન, વાહનો તેમની પાસે હતા. કોઠારમાં ઘણુ ધાન્ય હતું પુષ્કળ સોનુ તથા ચાંદી હતી ધનલાભના વ્યાપારમાં તેઓ હમેશ ઉદ્યમશીલ રહેતા હતા તેમના રસોડામાં ભોજન કર્યા બાદ

उद्दियसत्तुं निज्जियसत्तुं पराइयसत्तुं ववगयदुब्भिक्खं मारिभयविप्पमुक्कं खेमं सिवं सुभिक्खं पसंतडिबडमरं रज्जं पसासेमाणे विहरइ ।

પણ ઘણું ભોજન વધતુ જેથી ગરીબોનું પોષણ થતુ હતુ. તેમની સેવા માટે ઘણાં દાસ, દાસી રહેતા હતા, તેમની પશુશાળામાં ગાય, ભેંસ ઘેટાં, પુષ્કળ પ્રમાણમાં હતા યત્ર, કોશ, કોઠાર, શસ્ત્રાગાર પરિપૂર્ણ હતા. ઘણું સૈન્ય હતું. શત્રુઓ બળહીન હતા. તેમનુ રાજ્ય કટક રહિત હતુ કટકોને હણી નાખ્યા હતા, કટકોને મસળી નાખ્યા હતા કટકોને ઉખેડીને ફેંકી દીધા હતા તેથી સર્વથા તેમનુ રાજ્ય નિષ્કટક થયું હતુ. એ પ્રકારે જ તેનું રાજ્ય ઉપહતશત્રુ, નિહતશત્રુ, મથિતશત્રુ, ઉદ્ધૃતશત્રુ, નિર્જિતશત્રુ તેમ જ પરાજિત-શત્રુ હતું. એથી તે દુર્ભિક્ષ, મારિ, અને ભયથી મુકત, ક્ષેમ (નિરુપદ્રવ) કલ્યાણમય, સુભિક્ષયુકત અને વિઘ્ન (રાજકુમારાદિ કૃત અરાજકતા)થી રહિત રાજ્યનુ શાસન કરતા રહેતા હતા.

**રાણીનું વર્ણન –**

१२- तस्स णं कोणियस्स रन्नो धारिणी णामं देवी होत्था, सुकुमालपाणिपाया अहीण-पडिपुण्ण-पंचिंदियसरीरा लक्खण-वंजण-गुणोववेया माणु-म्माण-प्पमाण-पडि-पुण्ण-सुजाय-सव्वंग-सुंदरंगी ससि-सोमा-कार-कंत-पिय-दंसणा सुरूवा करयल-परिमिय--पसत्थ--तिवली--वलियमज्झा कुंडलु-ल्लिहिय-गंडलेहा कोमुइय-रयणि-यर-विमल-पडिपुण्ण-सोमवयणा सिंगा-रागार-चारुवेसा संगय-गय-हसिय-भणिय-विहिय-विलास-सललिय-संलाव-णिउण-जुत्तोवयार-कुसला सुंदर-थण-जघण-वयण-कर-चरण--नयण--लावण्ण-विलास-कलिया पासाईया दरिसणिज्जा

૧૨–તે કોણિક રાજાને ધારિણી નામની રાણી હતી તેણી સુકોમળ હાથ, પગવાળી હતી તેનુ શરીર લક્ષણોથી અહીન, સ્વરૂપથી પરિપૂર્ણ પાંચેય ઇન્દ્રિ-યોથી યુકત હતુ સ્વસ્તિક આદિ લક્ષણ, ચિહ્ન-તલાદિ, તથા ગુણોથી સુસંપન્ન હતી (અથવા લક્ષણ અને ચિહ્નના ગુણોથી યુકત હતી ) માન, ઉન્માન, પ્રમાણથી પરિપૂર્ણ હતી અર્થાત્ મસ્તકાદિ સર્વ અંગો બરાબર હોવાથી તેણી સર્વાંગ સુંદરી હતી ચંદ્રસમાન સૌમ્ય આકૃતિથી મનોહર હતી તેનું દર્શન પ્રિય લાગતું હતું. તે સુરૂપા હતી. તેનો કટિપ્રદેશ (કમ્મર) મુટ્ઠીમાં સમાઇ શકે તેવો પતલો હતો, પ્રશસ્ત હતો તથા ઉદર ત્રિવલી યુકત હતું. ગાલપર જે પત્રાવલી બનાવી હતી તે કુંડલોથી ઘસાતી હતી. સૌમ્યમુખ ચદ્રિકાથી શોભતા ચંદ્રમા સમાન નિર્મળ હતું તેનો વેષ જાણે શણગારનુ ઘર

अभिरूवा पडिरूवा, कोणिएणं रण्णा भंभसारपुत्तेण सद्धिं अणुरत्ता अविरत्ता, इट्ठे सद्द-फरिस-रस-रूव-गंधे पंचविहे माणुस्सए कामभोए पच्चणुभवमाणी विहरइ ।

હતું તેની ચાલ હાથી સમાન હતી હસવુ સુંદર હતુ ભાષા કોયલ જેવી હતી. તેની ચેષ્ટાઓ અને વિલાસ મનોહર હતા. પરસ્પર સંભાષણુ સુદર હતું નિપુણુ, સદ્વ્યવહારોમાં કુશળ હતી સુંદર સ્તન, જઘા, વદન, હાથ, પગ, નયનવાળી હતી લાવણ્ય હતુ, તેમ જ વિલાસ મનોહર હતો પ્રાસાદિક, દર્શનીય, અભિરુપ, પ્રતિરુપ હતી કોણિકરાજા, ભંભસાર (શ્રેણિક)નો પુત્ર તેની સાથે અનુરક્ત હતી, અવિરક્ત હતી, ઇષ્ટ શબ્દ, સ્પર્શ, રસ, રૂપ, ગધ એ પાંચ ઇન્દ્રિઓના મનુષ્યોચિત કામ-ભોગોનો અનુભવ કરતી સમય વ્યતીત કરતી હતી

**સંદેશવાહક –**

१३- तस्स णं कोणियस्स रण्णो एक्के पुरिसे विउलकयवित्तिए भगवओ पवित्तिवाउए भगवओ तद्देवसियं पवित्तिं णिवेदेइ ।

૧૩– તે કોણિક રાજાને ત્યાં એક એવો પુરુષ હતો કે જેને મોટી આજીવિકા મળતી હતી. તે ભગવાનની પ્રવૃત્તિને કહેતો અર્થાત્ ભગવાન વિહાર કરી કયાં ગયા ? વગેરે સમાચાર આપતો ભગવાનની દિવસસંબંધી પ્રવૃત્તિનું વૃત્તાન્ત રાજાને કહેતો

१४- तस्स णं पुरिसस्स बहवे अण्णे पुरिसा दिण्णभइ-भत्त-वेयणा भगवओ पवित्ति-वाउया भगवओ तद्देवसिअं पवित्तिं णिवेदेंति ।

૧૪– તે પુરુષના હાથ નીચે બીજા ઘણાં પુરુષો હતા તેઓને સુવર્ણમુદ્રાદિ ભૃતિ તેમજ અન્નાદિ ખોરાકનું વેતન આપવામાં આવતુ. તેઓને ભગવા-નની પ્રવૃત્તિને કહેવા માટે રાખ્યા હતા. તેથી દિવસ સંબધી વૃત્તાંતને દરરોજ આવીને કહેતા.

१५- तेणं कालेणं तेणं समएणं कोणिए राया भंभसारपुत्ते वाहिरयाए उवट्ठाणसालाए अणेग--गणणायग--दंडणायग--राईसर-तळवर--माडंबिय--कोडुंबिय--मंति-महा-मंति-गणग-दोवारिय--अमच्च-चेड-पीढ-मद्द-नागर-नेगम-सेट्ठि-सेणावइ-सत्थवाह-दूय-संधिवालसद्धिं संपरिवुडे विहरइ ।

૧૫– તે કાળ અને તે સમયમાં ભંભસારના પુત્ર કોણિક રાજા બહારની સભામાં અનેક ગણુનાયક, દંડનાયક, માંડલિક રાજાઓ, ઈશ્વરો, તલવરો, માડમ્બિક, કૌટુમ્બિક, મત્રી, મહામત્રી, ગણુક, દ્વારપાળ, અમાત્ય, ચેટ-દાસ, અંગમર્દકો નાગરિક પુરુષો, પૌર વણિકજનો, શ્રેષ્ઠિઓ, સેનાપતિઓ, સાર્થવાહ, દૂત, સંધિપાલોથી ઘેરાઈને બેઠા હતા.

१६- तेणं कालेणं तेणं समएणं समणे भगवं महावीरे आइगरे तित्थगरे सयंसंबुद्धे पुरिसुत्तमे पुरिससीहे पुरिसवरपुंडरीए पुरिसवरगंधहत्थी लोगुत्तमे लोगनाहे लोगहिए लोगपईवे लोगपज्जोयगरे अभयदए चक्खुदए मग्गदए सरणदए जीवदए बोहिदए धम्मदए धम्मदेसए धम्मनायए धम्मसारही धम्मवरचाउरंत-चक्कवट्टी दीवो ताणं सरणगई पइट्ठा अप्पडिहय-वर-नाण-दंसण-धरे वियट्टच्छउमे जिणे जावए तिण्णे तारए बुद्धे बोहए मुत्ते मोयगे सव्वन्नू सव्वदरिसी सिव-मयल-मरुय-मणंत-मक्खय- मव्वाबाह- मपुणरावित्ति-सिद्धिगइणामधेयं ठाणं संपाविउकामे अरहा जिणे केवली सत्तहत्थुस्सेहे समचउरंस-संठाण-संठिए वज्ज-रिसह-नाराय-संघयणे अणुलोमवाउवेगे कंकग्गहणी कवोयपरिणामे सउणिपोस-पिट्ठंतरोरुपरिणए पउमुप्पल - गंध-सरिस-निस्सास-सुरभि-वयणे छवी निरायंक-उत्तम-पसत्थ - अइसेय - निरुवम- पले जल्ल-मल्ल-कलंक-सेय-रय-दोस - वज्जियसरीर-निरुवलेवे छाया-उज्जोइयंगपच्चंगे घण-निचिय-सुबद्ध-लक्खणुण्णय-कूडागारनिभपिंडिय-सिरए सामलिबोंड-घणनिचिय-च्छोडिय-मिउ-विसय-पसत्थ-सुहुम-लक्खण-सुगंधि- सुंदर--भुयमोयग--भिंग-नेल- कज्जल-पहट्ठ-भमरगण-णिद्ध--निकुरुंब-निचिय--कुंचिय--पया हिणावत्त-मुद्धसिरए दालिमपुप्फप्पगास-नवणिज्ज-

**ભગવદ્વર્ણન –**

૧૬– તે કાળ અને તે સમયમાં શ્રમણ ભગવાન મહાવીર શ્રુતધર્મની આદિકરનાર, તીર્થની સ્થાપના કરનારા સ્વયંબોધ પામેલા, પુરુષોમાં ઉત્તમ, પુરુષોમાં સિંહ સમાન, પુરુષોમાં શ્રેષ્ઠ કમળ સમાન, પુરુષોમાં ગંધહસ્તી સમાન, લોકમાં ઉત્તમ, લોકોના નાથ, લોકોનું હિત કરનારા, લોકના દીપકસમાન, લોકને પ્રકાશિત કરનારા, અભયદાતા, ચક્ષુદાતા, શરણદાતા, જીવોની દયા રાખનારા, સમકિતરુપી બોધને આપનારા, ધર્મના દાતા, ધર્મના ઉપદેશક, ધર્મના નાયક, ધર્મના સારથી, ચારગતિનો અંત કરનાર એવા શ્રેષ્ઠ ધર્મના ચક્રવર્તી, દ્વીપ, ત્રાણરુપ છે. શરણસ્વરુપ છે. પ્રતિષ્ઠા પામેલા છે. અપ્રતિહત શ્રેષ્ઠ જ્ઞાન, દર્શનના ધારક, છદ્મથી નિવૃત્ત અર્થાત્ ઘાતિકર્મોથી રહિત, જિન, જીતાવનાર, પોતે તર્યા છે, બીજાને તારનાર, બોધ પામેલ, બીજાને બોધ પમાડનાર, કર્મથી મુક્ત, બીજાને મુક્ત કરનાર, સર્વદ્રવ્ય અને સર્વ પર્યાયને જાણનાર, સર્વદર્શી, કલ્યાણમય, અચલ, આધિ-વ્યાધિથી રહિત, અનંત, અક્ષય, અવ્યાબાધ, અપુનરાવૃત્તિસ્વરુપ સિદ્ધિગતિ એ નામથી પ્રસિદ્ધ સ્થાન અર્થાત્ લોકાગ્રને પ્રાપ્ત કરનારા, અરિહંત, જિન કેવળી સાત હાથ ઉંચા, સમચતુરસ્રસંસ્થાનવાળા, વજ્રઋષભનારાચ સંહનનવાળા, શરીરમાં અનુકૂળવાયુના વેગથી સમન્વિત, કંક પક્ષીની સમાન ગુદાશયવાળા, કબૂતરની સમાન જઠરાગ્નિવાળા, શકુનિ પક્ષીની સમાન મળના સંસર્ગથી રહિત ગુદાશયવાળા, તેમજ સુંદર પીઠ, પડખાં અને જંઘાવાળા, પદ્મ તથા નીલકમળની સમાન સુગંધિત ઉચ્છ્વાસ વાયુથી સુરભિત મુખવાળા, કાંતિયુક્ત શરીરવાળા રોગરહિત, ઉત્તમ, પ્રશસ્ત, શ્વેત અનુપમ માંસવાળા, પસીનારૂપ જલ્લ મેલ, દુષ્ટ -મસા, તલાદિરૂપ કલંક

सूर-संख–चक्क-दिसासोत्थिय–पाणिलेहे कणग–सिलायलुज्जल–पसत्थ–समतल–उवचिय-विच्छिण्ण-पिहुलवच्छे सिरिवच्छंकियवच्छे अकरंडुय-कणग-रुयय-निम्मल–सुजाय– निरुवहय–देह-धारी अट्ठसहस्स-पडिपुण्ण-वरपुरिस - लक्खणधरे सण्णयपासे संगयपासे सुंदरपासे सुजायपासे मियमाइय-पीण-रइय-पासे उज्जुय-सम-सहिय–जच्च–तणु–कसिण-णिद्ध-आइज्ज-लडह-रमणिज्ज-रोम-राई झस-विहग-सुजाय-पीण-कुच्छी झसोयरे सुइकरणे पउम-वियड–णाभे गंगावत्तग-पयाहिणावत्त-तरंग-भंगुर- रवि - किरण-तरुण-बोहिय-अकोसायंत-पउम - गंभीर-वियड–णाभे साहय–सोणंद–मुसल दप्पण – णिकरिय — वर — कणगच्छ-रुसरिस-वरवइर – वलियमज्झे पमुइय-वरतुरग–सीह— वर — वट्टिय — कडी वर-तुरग-सुजाय-गुज्झ-देसे आइण्ण-हउव्व णिरुवलेवे वरवारण-तुल्ल-विक्कम-विलसिय-गई गय-ससण-सुजाय-सन्निभोरू समुग्ग-णिमग्ग-गूढ-जाणू एणी-कुरुविंदा-वत्त-वट्टा-णुपुव्व-जंघे सठिय-सुसिलिट्ठ-विसिट्ठ-गूढ-गुप्फे सुपइट्ठिय-कुम्म-चारु-चलणे अणुपुव्व-सुसंहयं-गुलीए उण्णय-तणुतंब-णिद्ध-णक्खे रत्तु-प्पल-पत्त–मउय–सुकुमाल–कोमल–तले नग-नगर–मगर–सागर–चक्कंक–वरंग-मंगलं-किय-चलणे विसिट्ठरूवे हुयवह-निद्धूम-जलिय-तडि–तडिय–तरुण–रवि-

જેવી શ્રેષ્ઠ ગરદનવાળા, શ્રેષ્ઠ પાડા, વરાહ, સિંહ, વાઘ, બળદ, શ્રેષ્ઠ હાથીની સમાન પૂર્ણ, વિસ્તૃત ખાંધવાળા, ધોસર જેવી પુષ્ટ બનાવેલ, જાડી, પુષ્ટ સારી રીતે સ્થિત, સારી રીતે બનાવેલ પ્રધાન, સઘન મજબૂત, સુમબદ્ધ હાડકાના જોડાણુવાળી, નગરના આગળીયા સમાન ગોળ ભુજાવ ળા, સર્પરાજના વિશાળ દેહ સમાન લાંબા બાહુવાળા, લાલ તળવાળી તથા ભરાઉદાર, કોમળ, માંસલ, શુભ પ્રશસ્ત લક્ષણો–ચિહ્નોથી યુક્ત, આંગળી પાસેના છિદ્રોથી રહિત એવા હાથવાળા, પુષ્ટ કોમળ શ્રેષ્ઠ આંગળીઓવાળા, થોડા લાલ, પાતળા, શુદ્ધ, સુંદર તેમ જ ચિકણા નખવાળા, હાથમાં ચંદ્રરેખા, સૂર્યરેખા, શંખ-રેખા, દક્ષિણાવર્ત સ્વસ્તિક રેખા, ચંદ્ર, સૂર્ય, શંખ, ચક્ર તેમ જ દક્ષિણાવર્ત સ્વસ્તિકની રેખા-વાળા હાથથી યુક્ત, સુવર્ણની શિલા સમાન દેદીપ્યમાન, પ્રશસ્ત – શુભ લક્ષણ સમાન, પુષ્ટ, વિશાળ તેમ જ પહોળા વક્ષસ્થળવાળા હતા તેના ઉપર શ્રીવત્સનું ચિહ્ન હતું. માંસલતાને કારણે પાંસળીઓ ન દેખાય તેવા તથા સુવર્ણ-સમાન નિર્મળ થયેલ, રોગાદિથી રહિત એવા દેહધારી પ્રભુ હતા જેમાં પૂરા એક હજાર આઠ ઉત્તમ પુરુષોના લક્ષણ હતા. ક્રમથી નમેલ, પ્રમાણોચિત, સુંદર, શોભન, સમુચિત પ્રમાણ-વાળા પુષ્ટ, રમ્ય પડખાવાળા, સીધી પરસ્પર મળેલી, ઉત્તમ, પાતળી, કાળી, સ્નિગ્ધ, ગ્રહણીય, લાવણ્યયુક્ત, રમણીય, રોમરાજિવાળા, મત્સ્ય તેમ જ પક્ષીના જેવી પુષ્ટ બગલવાળા, માછલીના જેવા સુંદર ઉદરવાળા, પવિત્ર ઇન્દ્રિયોવ ળા, પદ્મકોશ જેવી ગભીર નાભિવાળા હતા તે નાભિનો ભાગ ગંગાના વમળ સમાન પ્રદક્ષિણાવર્ત તરંગ જેમ ભંગુર, ચંદ્રની સમાન ગોળ, મધ્યાહ્નના સૂર્યના કિરણોથી વિકસિત પદ્મ સમાન ગભીર તેમ જ વિશાળ હતો તેઓનો કટિપ્રદેશ

किरण-सारस-तेए अणासवे अममे अकिंचणे छिन्नसोए निरुवलेवे ववगय-पेम-राग-दोस-मोहे निग्गंथस्स पवयणस्स देसए सत्थनायगे पइट्ठावए समणगपई समणग-विंद-परियड्ढिए चउतीस-बुद्धाइसेस-पत्ते, पणतीस-सच्चवयणा-इसेस-पत्ते आगासगएणं चक्केणं आगासगएणं छत्तेणं आगासमियाहिं चामराहिं आगासगएणं फालियामएणं सपायवीढेणं सीहासणेणं धम्मज्झएणं पुरओ पकड्ढिज्जमाणेणं चउदसहिं समणसाहस्सीहिं छत्तीसाए अज्जियासाहस्सीहिं सद्धिं संपडिवुडे पुव्वाणुपुव्विं चरमाणे गामाणुग्गामं दूइज्जमाणे सुहंसुहेणं विहरमाणे चंपाए णयरीए बहिया उवणगरग्गामं उवागए चंपं नगरिं पुण्णभद्दं चेइयं समोसरिउकामे ।

त्रिपाईना मध्यभाग, मुसळ–सांबेलाना मध्य भाग, दर्पणदंडना मध्य भाग जेवो, स्वच्छ, श्रेष्ठ सुवर्णना खड्गनी मुष्टीना मध्यभाग, वज्रना मध्यभाग जेवो पातळो हतो, ते कटिप्रदेश रोगादिथी रहित होवाथी प्रसन्न श्रेष्ठ अश्व तथा सिंहनी समान गोळ हतो. सुंदर घोडाना गुह्यप्रदेश समान गुह्यप्रदेश निरुपलेप हतो, आकीर्ण जातना अश्वना गुह्यप्रदेश समान निर्लेप गुह्यप्रदेश हतो श्रेष्ठ हाथीना समान पराक्रमी तथा तेना समान सुंदर चाल हती. अथवा हाथीना समान पराक्रमथी शोभित गतिवाळा, हाथीनी सूंढ समान जंघावाळा, डब्बाना ढांकणुनी समान गुप्त ढांकणुवाळा घूंटणो हता हरण तथा कुरुविंद–घासविशेष, दोरीना वळनी समान गोळ, क्रमथी पातळी एवी पिंडीवाळा शोभायमान आकारवाळा, सुगठित, विशिष्ट, गूढ-मांसल होवाथी देखाय नहि तेवा गोठणुवाळा, सारी रीते स्थित एवा काचबानी समान पगवाळा, अनुक्रमथी उचित आकारवाळी, परस्परमां मळेली एवी आंगळीओ हती. समुन्नत, पातळा, लाल तेमज स्निग्ध नख हता लाल कमळना फूल समान कोमळ, सुकुमार लालवर्णना चरणोनां तळियां हतां. पर्वत, नगर, मगर, सागर, चक्र ए शुभ चिह्नोथी युक्त स्वस्तिकादि तथा मंगलादि चिह्नोथी सुशोभित चरणुवाळा, असाधारण रूपवाळा, धूम्ररहित ज्वलित अग्नि तथा वीजळी जेवा चमकता तथा मध्याह्नना सूर्य समान तेजवाळा (भगवान पधार्या). ते आस्रवरहित, ममत्वरहित, परिग्रहरहित, भवपरंपरानो छेद करी नाखनार, अथवा शोकरहित, निर्लेप, प्रेम-आसक्ति, राग, द्वेष अने मोहथी रहित, निर्ग्रन्थप्रवचनना उपदेशक, सार्थना नायक, प्रतिष्ठापक-श्रुत, चारित्ररूप धर्मना संस्थापक, श्रमणोना स्वामी,

શ્રમણવૃન્દના વર્ધક-વધારનાર, તીર્થંકરના ચોત્રીશ અતિશયોથી યુકત, વાણીના પાંત્રીશ ગુણોથી યુકત ભગવાન હતા. આકાશમાં રહેલ ચક્રથી, આકાશમાં રહેલ છત્રથી, આકાશગત ચામરોથી યુકત હતા. આકાશગત સ્ફટિકમય તેમજ પાદ-પીઠ સહિત સિંહાસનથી, અતિશયમહિમાથી આગળ ચાલનાર ધર્મધ્વજાથી યુકત ૧૪ હજાર શ્રમણો, ૩૬ હજાર સાધ્વીઓના પરિવારથી યુકત ભગવાન મહાવીર ક્રમશઃ વિચરતા, એક ગામથી બીજા ગામમાં પધારતા, સુખપૂર્વક વિચરતા, ચંપાનગરીની બહાર નગરની સમીપના ગામમાં પધાર્યા અને ત્યાંથી ચંપા-નગરીના પૂર્ણભદ્ર ચૈત્યમાં પધારવાના હતા. જ્યારે સમીપવર્તીગામમાં પધાર્યા–

**ભગવાનનું પદાર્પણ –**

१७- तए णं से पवित्तिवाउए इमीसे कहाए लद्धट्ठे समाणे हट्ठ-तुट्ठ-चित्त-माणंदिए पीइमणे परमसोमणस्सिए हरिस-वस-विसप्पमाण-हियए ण्हाए कयबलिकम्मे कय-कोउयमंगल-पायच्छित्ते सुद्धप्पवे-साइं मंगलाइं वत्थाइं पवर परिहिए अप्प-महग्घा-भरणा-लंकिय-सरीरे सया-ओ गिहाओ पडिणिक्खमइ, पडिणिक्ख-मित्ता चंपाए णयरीए मज्झंमज्झेणं जेणेव कोणियस्स रण्णो गिहे जेणेव बाहिरिया उवट्ठाणसाला जेणेव कूणिए राया भिंभसारपुत्ते तेणेव उवागच्छइ, उवागच्छित्ता करयलपरिग्गहियं सिर-सावत्तं मत्थए अंजलिं कट्टु जएणं विजएणं वद्धावेइ, वद्धावित्ता एवं वयासी ।

૧૭– ત્યારે ભગવાનના સમાચાર લઈ જવા માટે નિમાયેલા તે પુરુષે આ વાત જાણી તેથી તેના મનમાં અત્યંત હર્ષ અને સંતોષ થયો અતિ આનંદિત થયો મનમાં પ્રીતિ થઇ અત્યંત અનુરાગપૂર્ણ મનવાળો થયો હર્ષના આવેશથી તેનું હૃદય ઉછળવા લાગ્યુ, સ્નાન કર્યું, કુળદેવીનું પૂજન કર્યું અથવા પશુ, પક્ષી આદિને અન્ન આપ્યું. દોષના નિવારણ માટે મષી–તિલકાદિ કર્યા. અક્ષતાદિને ધારણ કર્યા શુદ્ધ, મંગલ, શ્રેષ્ઠ વસ્ત્રોને પહેર્યા, અલ્પ, પરંતુ કિંમતી આભૂષણો શરીર પર ધારણ કર્યા પછી પોતાના ઘેરથી નીકળ્યો, નીકળીને ચંપાનગરીના મધ્યમાં થઇને જ્યા કોણિક રાજાનો મહેલ હતો, જ્યાં બહારની સભા હતી અને જેમાં ભંભસારના પુત્ર કોણિક રાજા બેઠા હતા ત્યા ગયો. ત્યાં જઇને બને હાથ જોડી મસ્તકને આવર્તન કરી અંજલિ કરી જય-વિજય શબ્દો દ્વારા વધાવ્યા વધાવીને આ પ્રમાણે કહ્યું –

१८- जस्स ण देवाणुप्पिया दंसणं कंखंति, जस्स णं देवाणुप्पिया दंसणं पीहंति, जस्स णं देवाणुप्पिया दसणं पत्थंति, जस्स णं देवाणुप्पिया दंसणं अभिलसंति, जस्स णं देवाणुप्पिया नामगोयस्सवि सवणयाए हट्ठ-तुट्ठ-जाव-हियया भवति, से णं समणे भगवं महावीरे पुव्वाणुपुव्वि चरमाणे गामाणुगामं दूइज्जमाणे चंपाए णयरीए उवणगरग्गामं उवागए चंपं णयरिं पुण्णभद्दं चेइयं समोसरिउकामे। तं एवं देवाणुप्पियाणं पियट्ठयाए पियं णिवेदेमि, पियं ते भवउ।

૧૮– હે દેવાનુપ્રિય! જેનાં દર્શનની ઇચ્છા કરો છો, જેના દર્શનની સ્પૃહા રાખો છો, પ્રાર્થના કરો છો, અભિલાષા કરો છો, હે દેવાનુપ્રિય! જેના નામ અને ગોત્રને સાંભળીને આપનુ હૃદય હર્ષિત, સંતુષ્ટ થાય છે તે શ્રમણ ભગવાન મહાવીર પૂર્વાનુપૂર્વી વિચરતા, ગ્રામાનુગ્રામ વિહાર કરતાં ચપાનગરીની સમીપ પધાર્યા છે. જે ચપાનગરીના પૂર્ણભદ્ર ચૈત્યમાં પધારવાની ઇચ્છા રાખે છે. તેથી હે દેવાનુપ્રિય! હું આપને આ પ્રિય આત્મહિતકારી સમાચાર આપના પ્રિય માટે નિવેદન કરું છું. આપનું પ્રિય થાઓ.

१९- तए णं से कूणिए राया भंभसारपुत्ते तस्स पवित्तिवाउयस्स अंतिए एयमट्ठं सोच्चा णिसम्म हट्ठ-तुट्ठ-जाव हियए धारा-हय-नीव-सुरहि-कुसुमंव चंचुमालइय-ऊसविय-रोमकूवे वियसिय-वर-कमल-णयण-वयणे पयलिय-वर-कडग-तुडिय-केऊर-मउड-कुंडल-हार-विरायंत-रइय-वच्छे पालंबपलंबमाण-घोलंत-भूसणधरे ससंभमं तुरियं चवलं नरिंदे सीहासणाओ अब्भुट्ठेइ, अब्भुट्ठित्ता पायपीढाओ पच्चोरुहइ, पच्चोरुहित्ता वेरुलिय-वरिट्ठ-रिट्ठ-अंजण-निउणो-विय-मिसिमिसंत-मणि-रयण-मंडियाओ पाउयाओ ओमुयइ, ओमुइत्ता अवहट्टु पंच रायककुहाइं, तंजहा-खग्गं १, छत्तं २, उप्फेसं ३, वाहणाओ ४, बालवीयणं ५। एगसाडियं उत्तरासंगं करेइ, करित्ता अंजलिमउलियहत्थे तित्थगराभिमुहे

૧૯– ત્યાર પછી ભંભસારપુત્ર કોણિક રાજાએ તે સદેશવાહકની પાસેથી આ અર્થ સાંભળીને હૃદયમાં સારી રીતે ધારણા કરીને હર્ષિત સતુષ્ટિત યાવત્ આનદિત થયા વરસાદની ધારાથી સીંચાયેલા કદંબના સુગધિત ફૂલો ખીલી ઉઠે તેમ આ વાત સાંભળી રાજાના રોમેરોમ આનદથી પુલકિત થઈ ગયા. નેત્રકમળ તથા મુખકમળ વિકસીત થયા અપાર હર્ષના કારણે કપાયમાન થતાં શ્રેષ્ઠ કડાં બાહુરક્ષક ભૂષણ, બાજુબધ, મુગટ, બંને કુંડલ તથા હારથી સુશોભિત વક્ષઃસ્થલ હતુ તે સર્વ આભૂષણો કપિત થયા. કંઠમાં પહેરેલા લાંબા લટકતાં હાર પણ શોભી રહ્યા હતા એવા રાજા ઘણા આદરથી જલદી ચચળ થઇ સિહાસન ઉપરથી ઉઠયા, ઉઠીને પાદપીઠ પર પગ રાખીને નીચે ઉતર્યા. નીચે ઉતરીને શ્રેષ્ઠ વૈડૂર્ય, રિષ્ટ તેમજ અજન નામના રત્નોથી જડિત, ચમકતી, મણિ રત્નથી શોભીત એવી પાદુકાને પગમાંથી ઉતારી નાખી ઉતારીને પાંચ રાજચિહ્નોનો ત્યાગ કર્યો. તે આ પ્રમાણે– તલવાર, છત્ર, મુકુટ, પાદુકા,

सत्तट्ठपयाइं अणुगच्छइ, अणुगच्छित्ता वामं जाणुं अंचेइ, अचित्ता दाहिणं जाणुं धरणितलंसि साहट्टु तिक्खुत्तो मुद्धाणं धरणितलंसि निवेसेइ, निवेसित्ता ईसिं पच्चुण्णमइ, पच्चुण्णमित्ता कडग-तुडिय-थंभियाओ भुयाओ पडिसाहरइ, पडिसाहरित्ता करयल जाव-कट्टु एवं वयासी ।

ચામર. પછી ફાટયા તથા સીવ્યાવિનાના એક ઉત્તરીય વસ્ત્રને ધારણ કર્યું. ધારણ કરીને અંજલિપુટ કરીને જે દિશામાં ભગવાન બિરાજમાન હતા તે તરફ સન્મુખ થઇ સાત આઠ પગલા આગળ ગયા, આગળ જઇને ત્યાં ડાબો ઢીંચણ ઉપર રાખ્યો, જમણો ઢીંચણ જમીનપર રાખ્યો અને ત્રણવાર પોતાના મસ્તકને જમીન પર નમાવ્યું નમાવ્યા પછી થોડા નમ્ર થયા, નમ્ર થઇ કંકણ અને કડાં ભુજરક્ષક અલંકારથી સ્તભિત હાથને ઉચા કર્યા ઉચા કરીને મસ્તક ઉપર અંજલિપુટ રાખી આ પ્રમાણે કહ્યું—

२०- णमोत्थु णं अरिहंताणं भगवताणं आइगराणं तित्थयराणं सयंसंबुद्धाणं पुरिसुत्तमाणं पुरिससीहाणं पुरिसवरपुंडरीयाणं पुरिसवरगंधहत्थीणं लोगुत्तमाणं लोगनाहाणं लोगहियाणं लोगपईवाणं लोगपज्जोयगराणं अभयदयाणं चक्खुदयाणं मग्गदयाणं सरणदयाणं जीवदयाणं बोहिदयाणं धम्मदयाणं धम्मदेसयाणं धम्मनायगाणं धम्मसारहीणं धम्म-वरचाउरंत-चक्क-वट्टीणं दीवो ताणं सरणगई पइट्ठा अप्पडिहय-वर-नाण-दंसणधराणं वियट्टच्छउमाणं जिणाणं जावयाण तिण्णाणं तारयाणं बुद्धाणं बोहयाणं मुत्ताणं मोयगाणं सव्वण्णूणं सव्वदरिसीणं सिव-मयल-मरुय-मणंत-मक्खय-मव्वाबाह-मपुणरावित्ति - सिद्धिगइनामधेय ठाणं सपत्ताणं, नमोत्थु णं समणस्स भगवओ महावीरस्स आदिगरस्स तित्थगरस्स जाव सपाविउकामस्स मग धम्मायरियस्स धम्मोवदेसगस्स, वंदामि

૨૦– અરિહંત ભગવતોને નમસ્કાર હો, શ્રુત, ચારિત્રરુપ ધર્મની પ્રરુપણા કરનાર, તીર્થંકર, સ્વયસબુદ્ધ, પુરુષોમાં ઉત્તમ, પુરુષોમાં સિંહસમાન, પુરુષોમાં શ્રેષ્ઠ પુડરિક સમાન, પુરુષોમાં શ્રેષ્ઠ ગંધહસ્તીસમાન, લોકોત્તમ, લોકના નાથ, લોકના હિતસ્વરુપ, લોકના પ્રદીપ, લોકાલોકને પ્રકાશિત કરનાર, અભયદાતા, ચક્ષુદાતા, મોક્ષમાર્ગના દાતા, શરણદાતા, જીવો પર દયા રાખનાર, બોધિના દાતા, ધર્મદાતા, ધર્મના ઉપદેશક, ધર્મના નાયક, ધર્મના સારથિ, ચારગતિનો અત કરનાર એવા શ્રેષ્ઠધર્મના ચક્રવર્તી, દ્વીપ સમાન, રક્ષક, આશ્રયસ્થાન સ્વરુપ, પ્રતિષ્ઠિત, અપ્રતિહત શ્રેષ્ઠ જ્ઞાન, દર્શનના ધારક, છદ્મથી નિવૃત્ત, રાગદ્વેષના વિજેતા, કર્મશત્રુઓને જીતવામાટે પ્રેરિત કરનાર, સસાર સમુદ્રથી પાર થયેલ, તારક, બોધને પ્રાપ્ત, બોધ કરાવનાર, મુકત, મુકત કરાવનાર, સર્વજ્ઞ, સર્વદર્શી, કલ્યાણમય, અચલ, રોગરહિત, અક્ષય, અવ્યાબાધ, અપુનરાવૃત્તિ, સિદ્ધિગતિ નામના સ્થાને–લોકાગ્રે સ્થિત એવા સિદ્ધ પ્રભુને નમસ્કાર હો શ્રમણ ભગવાન મહાવીરને મારા નમસ્કાર હો જે આદિકર, તીર્થંકર યાવત્ મોક્ષને પ્રાપ્ત કરનાર છે. મારા ધર્માચાર્ય, ધર્મના ઉપદેશક, એવા

णं भगवंतं तत्थगयं इहगए, पासउ मे भगवं तत्थगए इहगयंति-कट्टु वंदइ णमंसइ, वंदित्ता णमंसित्ता सीहासणवरगए पुरत्थाभिमुहे निसीयइ, निसीइत्ता तस्स पवित्तिवाउयस्स अट्ठुत्तरं सयसहस्सं पीइदाणं दलयइ, दलइत्ता सक्कारेइ सम्माणेइ, सक्कारित्ता संमाणित्ता एवं वयासी–

પ્રભુને હુ વંદન કરું છુ તે પ્રભુ ત્યાં છે હું અહિ છુ તેમને હું નમસ્કાર કરૂં છુ ત્યાં રહેલ પ્રભુ અહિ રહેલ મને જુએ આ પ્રકારે કહીને વંદન, નમસ્કાર કર્યા. વંદન-નમસ્કાર કરીને પોતાના સિંહાસન ઉપર પાછા જઈને પૂર્વ તરફ મુખ કરી બેસી ગયા બેસીને તે સંદેશવાહકને પ્રીતિદાનમાં એક લાખ ૮ મુદ્રાઓ આપી દઈને તેનો ખૂબ સત્કાર કર્યો સન્માન કર્યું. સત્કાર, સન્માન કરીને આ પ્રકારે કહ્યુ–

२१- जया णं देवाणुप्पिया ! समणे भगवं महावीरे इहमागच्छेज्जा, इह समोसरिज्जा, इहेव चंपाए णयरीए बहिया पुण्णभद्दे चेइए अहापडिरूवं ओग्गहं ओगिण्हित्ताणं अरहा जिणे केवली समणगणपरिवुडे संजमेणं तवसा अप्पाणं भावेमाणे विहरेज्जा, तया णं तुमं मम एयमट्ठं निवेदिज्जासि-त्ति कट्टु विसज्जिए।

૨૧– હે દેવાનુપ્રિય ! જ્યારે શ્રમણ ભગવાન મહાવીર વિહાર કરતાં કરતાં અહીં પધારે, અહી સમોસરે, અહીં ચંપાનગરીની બહાર પૂર્ણભદ્ર ઉદ્યાનમાં યથાપ્રતિરુપ વસ્તીની આજ્ઞા ગ્રહણ કરીને, અરિહંત, જિન, કેવળી જે શ્રમણ-ગણથી ઘેરાયેલા, સંયમ અને તપથી આત્માને ભાવિત કરતા જ્યારે વિચરે ત્યારે તમે મને આ સમાચાર આપજો, એમ કહીને તેને વિદાય આપી.

२२- तए णं समणे भगवं महावीरे कल्लं पाउप्पभायाए रयणीए फुल्लुप्पल-कमल-कोमलु-म्मीलियम्मि अहपंडुरे पहाए रत्तासोग-प्पगास-किंसुय-सुयमुह--गुंजद्ध-राग-सरिसे कमलागर-संड-बोहए उट्ठियम्मि सूरे सहस्सरस्सिम्मि दिणयरे तेयसा जलंते, जेणेव चंपा णयरी, जेणेव पुण्णभद्दे चेइए, जेणेव वणसंडे, जेणेव असोगवरपायवे, जेणेव पुढवीसिलापट्टए तेणेव उवागच्छइ, उवागच्छित्ता अहा-पडिरूव ओग्गहं ओगिण्हित्ताणं असोग-वरपायवस्स अहे पुढविसिलापट्टगंसि

૨૨– ત્યારપછી શ્રમણ ભગવાન મહાવીર બીજે દિવસે રજની સમાપ્ત થઇ, પ્રભાત થયુ અને વિકસીત કમળ પત્રો અને ચિત્રમૃગના નેત્રો વિકસીત થયા અને શ્વેત આભા પ્રગટ થઇ. તથા લાલ અશોક, કેશુડાંના પુષ્પ, પોપટની ચાંચ, ચણોઠીના અર્ધાભાગ જેવો લાલ તથા સરોવરમા કમળોના સમૂહને ખીલવનાર સૂર્યનો ઉદય થયો ત્યાર પછી સૂર્ય તેજથી જ્વાજલ્ય-માન થઇ ગયો ત્યારે જ્યાં ચંપાનગરી હતી, પૂર્ણભદ્ર ઉદ્યાન હતુ, જ્યા વનખંડ હતુ, જ્યાં શ્રેષ્ઠ અશોક વૃક્ષ હતુ, જ્યા પૃથ્વીશિલાપટ્ટ હતો, ત્યાં પધાર્યા પધાર્યા પછી યથાપ્રતિરુપ આજ્ઞા ગ્રહણ કરીને શ્રેષ્ઠ અશોકવૃક્ષની નીચે

पुरत्थाभिमुहे पलियंकनिसन्ने अरहा जिणे केवली समणगणपरिवुडे संजमेणं तवसा अप्पाणं भावेमाणे विहरइ ।

પૃથ્વીશિલાપટ્ટકની ઉપર પૂર્વદિશા તરફ મુખ રાખીને પલ્યંક આસનથી વિરાજિત થયા. શ્રમણગણોથી વીંટળાયેલા અરિહંત જિન, કેવળી સંયમ અને તપથી આત્માને ભાવિત કરતા થકા વિચરવા લાગ્યા

### ભગવાનના શિષ્યો

२३- तेणं कालेणं तेणं समएणं समणस्स भगवओ महावीरस्स अंतेवासी बहवे समणा भगवंतो, अप्पेगइया उग्गपव्वइया, भोगपव्वइया, राइण्ण-णाय-कोरव्व-खत्तिय-पव्वइया, भडा जोहा सेणावई पसत्थारो सेट्ठी इब्भा, अण्णे य बहवे एवमाइणो उत्तम-जाइ-कुल-रूव-विणय-विण्णाण-वण्ण-लावण्ण-विक्कम--पहाण-सोभग्ग-कंति-जुत्ता बहु-धण-धण्ण-णिचय-परियाल-फिडिया णरवइ-गुणाइरेगा इच्छियभोगा सुहसंपललिया किंपागफलोवमं च मुणिय विसयसोक्खं, जल-बुब्बुयसमाणं कुसग्ग-जल-बिंदु-चंचलं जीवियं च णाऊण, अद्धुवमिणं रयमिव पडग्गलग्गं संविधुणित्ताणं, चइत्ता हिरण्णं, चिच्चा सुवण्णं, चिच्चा धणं, एवं धण्णं बलं वाहणं कोसं कोट्ठागारं रज्जं रट्ठं पुरं अंतेउरं चिच्चा, विउल-धण—कणग—रयण—मणि—मोत्तिय—संख-सिलप्पवाल-रत्तरयण-माइयं संत-सार-सावतेज्जं विच्छड्डइत्ता विगोवइत्ता, दाणं च दाइयाणं परिभायइत्ता, मुंडा भवित्ता, अगाराओ अणगारियं पव्वइया । अप्पेगइया अद्धमासपरियाया, अप्पेगइया मासपरियाया, एवं दुमास-

૨૩– તે કાળ અને તે સમયમાં શ્રમણ ભગવાન મહાવીરના અંતેવાસી ઘણા શ્રમણ ભગવંતો હતા. તેમાં કેટલાક ઉગ્રવંશના, કેટલાક ભોગવંશના, રાજન્યવંશના, જ્ઞાતવંશ, ઈક્ષ્વાકુવંશ, કૌરવવંશ, કુરુવંશ, ક્ષત્રિયવંશના હતા સામાન્ય વીર–ભટ, યોદ્ધા–હજારો શત્રુઓ સાથે યુદ્ધ કરનાર, સેનાપતિ, પ્રશાસ્તા–શિક્ષકો, શ્રેષ્ઠી, ઇભ્યો પ્રવ્રજિત થયા હતા. બીજા પણ ઘણાય પ્રવ્રજિત થયા હતા. જેઓ ઉત્તમ જાતિ, ઉત્તમ કુળ, ઉત્તમ રૂપ, વિનય, જ્ઞાન, વર્ણ–કાંતિ, લાવણ્ય, પરાક્રમ, શ્રેષ્ઠ સૌભાગ્ય તથા ઉત્તમ દીપ્તિવાળા હતા. ઘણાં ધન–ધાન્યનાં સમૂહ તથા દાસ–દાસી આદિથી ઘેરાયેલા, રાજાના ગુણોથી અધિક ગુણવાળા, ઈચ્છિત ભોગોને ભોગવનારા, સુખેથી જેનું લાલન–પાલન થયુ હતુ, તેઓ કિંપાક ફળની સમાન વિષયસુખોને જાણીને, પાણીના પરપોટા સમાન, કુશાગ્ર પર રહેલા જલબિંદુ સમાન ચંચળ જીવનને જાણીને, તેમ જ આ સર્વ અધ્રુવ છે એમ વિચારી વસ્ત્ર ઉપર લાગેલ ધૂળની જેમ ખંખેરી નાખી ચાંદીને છોડી, સુવર્ણનો ત્યાગ કરી, ધન તેમ જ ધાન્ય, સૈન્ય, રથાદિક વાહન, ભંડાર, કોષ્ઠાગાર, રાજ્યનો, દેશનો, પુરનો, અંતઃપુરનો ત્યાગ કરીને, વિપુલ ધન, સુવર્ણ, રત્ન, મણિ, મોતી, શંખ, શિલાપ્રવાલ, રક્તરતન આદિ જેમાં સાર છે તેવા મુખ્ય ધનને છોડીને, ગુપ્ત દ્રવ્ય હતું તેને પણ દાનમાં આપી કુટુંબીઓમાં વિભાજન કરીને મુંડિત થયા. અગારમાંથી અણગાર પ્રવ-

परियाया, तिमासपरियाया जाव एक्कारसमासपरियाया, अप्पेगइया वासपरियाया, दुवासपरियाया, तिवासपरियाया, अप्पेगइया अणेगवासपरियाया संजमेणं तवसा अप्पाणं भावेमाणा विहरंति ।

જિત થયા. કેટલાક પંદર દિવસની દીક્ષાવાળા, કેટલાક ૧ માસની તેમ જ બે માસ, ૩ માસ, યાવત્ ૧૧ માસની પ્રવ્રજ્યાવાળા હતા. કેટલાંક ૧ વર્ષની, ૨ વર્ષની, ૩ વર્ષની કેટલાક અનેક વર્ષની પ્રવ્રજ્યાવાળા હતા. તેઓ સંયમથી અને તપથી આત્માને ભાવિત કરતા (થકા) વિચરતા હતા.

२४- तेणं कालेणं तेणं समएणं समणस्स भगवओ महावीरस्स अंतेवासी बहवे निग्गंथा भगवंतो, अप्पेगइया आभिणिबोहियणाणी जाव केवलणाणी, अप्पेगइया मणबलिया वयबलिया कायबलिया णाणबलिया दंसणबलिया चारित्तबलिया, अप्पेगइया मणेणं सावाणुग्गह – समत्था, एवं वएणं काएणं, अप्पेगइया खेलोसहिपत्ता, एवं जल्लोसहिपत्ता, विप्पोसहिपत्ता, आमोसहिपत्ता, सव्वोसहिपत्ता, अप्पेगइया कोट्ठबुद्धी, एवं बीयबुद्धी पडबुद्धी, अप्पेगइया पयाणुसारी, अप्पेगइया संभिन्नसोया, अप्पेगइया खीरासवा, अप्पेगइया महुयासवा, अप्पेगइया सप्पियासवा, अप्पेगइया अक्खीणमहाणसिया, एवं उज्जुमई, अप्पेगइया विउलमई विउव्वणिड्ढिपत्ता चारणा विज्जाहरा आगासाइवाई, अप्पेगइया कणगावलितवोकम्मं पडिवण्णा, एवं एगावलिं खुड्डागसीहनिक्कीलियं तवोकम्मं पडिवण्णा, अप्पेगइया महालयं सीहनिक्कीलियं तवोकम्मं पडिवण्णा, भद्दपडिमं महाभद्दपडिमं सव्वओभद्दपडिमं आयंबिलवद्धमाणं तवोकम्मं पडिवण्णा,

૨૪– તે કાળ અને તે સમયમાં શ્રમણ ભગવાન મહાવીરના અનેક શિષ્યો હતાં તેઓ નિર્ગ્રંથ ભગવંતો હતા તેમાંથી કેટલાક વિશિષ્ટ-મતિજ્ઞાની હતા. યાવત્ કેવળજ્ઞાની હતા. કેટલાક મનબળવાળા, કેટલાક વચનબળવાળા, કેટલાક કાયબળવાળા હતા, કેટલાક જ્ઞાનબળ, દર્શનબળ, ચારિત્રબળવાન હતા. કેટલાક મનથી શાપ તથા અનુગ્રહ કરવામાં સમર્થ હતા. તેવીજ રીતે વચન અને કાયાથી પણ સમર્થ હતા. કેટલાંક શ્લેષ્મ ઔષધિ લબ્ધિવાળા, જલ્લૌષધિ (મેલ) લબ્ધિવાળા, વિપ્રુડૌષધિ–થૂક લબ્ધિવાળા, આમર્ષૌષધિ (હસ્તાદિનો સ્પર્શ થતા ઔષધિનું કામ કરે તેવી) લબ્ધિવાળા, સર્વૌષધિ લબ્ધિવાળા (કફ સ્વેદ, થૂકાદિ સર્વ ઔષધિનું કામ કરે તેવી લબ્ધિવાળા) કેટલાંક કોષ્ઠબુદ્ધિવાળા, બીજ બુદ્ધિવાળા, પટબુદ્ધિવાળા, કેટલાંક પદાનુસારી, કેટલાંકએક ઇન્દ્રિયથી સર્વઇન્દ્રિયોના વિષયને ગ્રહણ કરનારા, કેટલાક ક્ષીરાસ્રવ, મધ્વાસ્રવ, ઘીઆસ્રવવાળા હતા. અર્થાત્ ક્ષીર મધ તથા ઘી સમાન મધુર-મીઠી વાણીવાળા હતા કેટલાંક અક્ષીણ મહાનસિક લબ્ધિવાળા હતા એટલે (જે પાત્રમાંથી ગમે તેટલા લોકો જમે છતાં ખલાસ ન થાય તેવી લબ્ધિવાળા હતા) તેમજ કેટલાંક ઋજુમતિ કેટલાંક વિપુલમતિ મન પર્યાયજ્ઞાન-વાળા હતા કેટલાંક વૈક્રિયલબ્ધિના ધારક હતા. વિદ્યાચારણ, જંઘાચારણ વિદ્યાધર, અકાશગામી હતા કેટલાક કનકાવલી તપ કરનાર, કેટલાક

मासियं भिक्खुपडिमं, एवं दोमासियं पडिमं, तिमासियं पडिमं जाव सत्तमासियं भिक्खुपडिमं पडिवण्णा, पढमं सत्तराइंदियं भिक्खुपडिमं पडिवण्णा जाव तच्चं सत्तराइंदियं भिक्खुपडिमं पडिवण्णा, अहोराइंदियं भिक्खुपडिमं पडिवण्णा, एक्कराइंदियं भिक्खुपडिमं पडिवण्णा, सत्तसत्तमियं भिक्खुपडिमं, अट्ठअट्ठमियं भिक्खुपडिमं, णवणवमियं भिक्खुपडिमं, दसदसमियं भिक्खुपडिमं, खुड्डियं मोयपडिमं पडिवण्णा, महल्लियं मोयपडिमं पडिवण्णा, जवमज्झं चंदपडिमं पडिवण्णा, वइरमज्झं चंदपडिमं पडिवण्णा, विवेगपडिमं विओसग्गपडिमं उवहाणपडिमं पडिसंलीणपडिमं पडिवण्णा संजमेणं तवसा अप्पाणं भावेमाणा विहरंति ।

એકાવલી તપ કરનાર, લઘુસિંહનિષ્ક્રીડિત તપ કરનાર, મહાસિંહનિષ્ક્રીડિત તપ કરનાર, કેટલાંક ભદ્રપ્રતિમા, મહાભદ્રપ્રતિમા તેમજ સર્વતોભદ્રપ્રતિમા તપ કરનારા, આયંબિલ-વર્દ્ધમાન તપ કરનારા, એક માસિક ભિક્ષુપ્રતિમાના ધારક, તેમજ બે માસ ભિક્ષુપ્રતિમાના ધારક, ત્રણમાસ પ્રમાણ ભિક્ષુપ્રતિમાના ધારક, યાવત્ ૭ માસ પ્રમાણ ભિક્ષુપ્રતિમાના ધારક હતા પ્રથમ સાત દિવસ રાત્રીની ભિક્ષુપ્રતિમાના, યાવત્ ત્રીજી સાત દિવસરાતની ભિક્ષુપ્રતિમાના ધારક હતા. દિવસરાતની ભિક્ષુપ્રતિમાના ધારક હતા. એક રાત્રિ ભિક્ષુપ્રતિમાના ધારક હતા. સાત સાત દિવસ જેમાં છે તેવી ૪૯ દિવસ ની ભિક્ષુપ્રતિમાના ધારક હતા આઠ આઠ દિવસ જેમાં છે (૬૪ દિ તેવી પ્રતિમાના ધારક, નવ, નવ દિવસ જેમાં છે (૮૧ દિ) તેવી પ્રતિમાના ધારક દશ, દશ દિવસ જેમા છે (૧૦૦ દિ) તેવી પ્રતિમાના ધારક. ક્ષુલ્લક મોકપ્રતિમાના ધારક, મહામોક પ્રતિમાના ધારક, યવમધ્ય ચંદ્ર પ્રતિમાના ધારક, વજ્રમધ્યચંદ્ર પ્રતિમાના ધારક, વિવેક પ્રતિમાના ધારક, કાયોત્સર્ગ પ્રતિમાના ધારક, ઉપધાન પ્રતિમાના ધારક, પ્રતિસંલીન પ્રતિમાના ધારક હતા તે સર્વ મુનિઓ સંયમ અને તપથી આત્માને ભાવિત કરતા-વિચારતા હતા

२५- तेणं कालेणं तेणं समएणं समणस्स भगवओ महावीरस्स अंतेवासी बहवे थेरा भगवंतो जाइसंपण्णा कुलसंपण्णा बलसंपण्णा रूवसंपण्णा विणयसंपण्णा णाणसंपण्णा दंसणसंपण्णा चरित्तसंपण्णा लज्जासंपण्णा लाघवसंपण्णा ओयंसी तेयंसी वच्चंसी जियकोहा जियमाणा जियमाया जियलोभा जिइंदिया जियणिद्दा जियपरीसहा जीवियास-मरण-

૨૫- તે કાળ અને તે સમયમાં શ્રમણ ભગવાન મહાવીરના શિષ્યો અનેક સ્થવિર ભગવંતો હતા જે જાતિસંપન્ન-ઉત્તમ માતૃવંશ અને કુલસંપન્ન-ઉત્તમ પિતૃવંશવાળા, બલસંપન્ન, રુપસંપન્ન, વિનયસંપન્ન, જ્ઞાનસંપન્ન (વિશિષ્ટ જ્ઞાનવાળા), વિશિષ્ટ દર્શનવાળા, લજ્જાયુક્ત, દ્રવ્ય અને ભાવ લાઘવવાળા, ઓજસ્વી (તપ સંયમના પ્રભાવવાળા), તેજસ્વી (દ્રવ્ય ભાવ રુપ તેજોલેશ્યાવાળા) વચસ્વી - આદેય વચનવાળા, (વર્ચસ્વી પણ અર્થ થાય છે), યશસ્વી, જેમણે

भय-विप्पमुक्का वयप्पहाणा गुणप्पहाणा करणप्पहाणा चरणप्पहाणा णिग्गहप्पहाणा निच्छयप्पहाणा अज्जवप्पहाणा मद्दवप्पहाणा लाघवप्पहाणा खंतिप्पहाणा मुत्तिप्पहाणा विज्जापहाणा मंतप्पहाणा वेयप्पहाणा बंभप्पहाणा नयप्पहाणा नियमप्पहाणा सच्चप्पहाणा सोयप्पहाणा चारुवण्णा लज्जा-तवस्सी-जिइंदिया सोही अणियाणा अप्पोसुया अवहिल्लेसा अप्पडिलेस्सा सुसामण्णरया दंता इणमेव णिग्गंथं पावयण पुरओकाउं विहरंति ।

ક્રોધને જીત્યો છે, માનને જીત્યો છે, માયા જીતી છે, લોભ જીત્યો છે, જિતેન્દ્રિય, નિદ્રાજીત, પરીષહ જીત, જીવવાની આશા તેમજ મરણના ભયથી સર્વથા મુક્ત, વ્રતપ્રધાન, ગુણપ્રધાન, પિંડવિશુદ્ધિ આદિ રુપ ક્રિયાઓમાં પ્રધાન, મહાવ્રતાદિ મૂળ ગુણોથી પ્રધાન, નિગ્રહ-પ્રધાન, તત્ત્વનિર્ણયમાં પ્રધાન અથવા સંયમક્રિયામાં પ્રધાન, સરલતાપ્રધાન, માર્દવપ્રધાન, લાઘવપ્રધાન, ક્ષમાપ્રધાન, લોભના ઉદયનો નિરોધ કરવામાં પ્રધાન, રોહિણી, પ્રજ્ઞપ્તિ આદિ વિદ્યાઓમાં પ્રધાન, મંત્રોમાં પ્રધાન, શાસ્ત્રોના જ્ઞાનમાં પ્રધાન, બ્રહ્મચર્ય પ્રધાન, નયપ્રધાન, નિયમ પ્રધાન (અનેક પ્રકારના અભિગ્રહ કરવામાં પ્રધાન), સત્યપ્રધાન, અંતઃકરણની શુદ્ધિમાં પ્રધાન, ગૌરવર્ણ વિશિષ્ટ અથવા ઉત્તમ કીર્તિસંપન્ન અથવા ઉત્તમ બુદ્ધિ સંપન્ન હતા. લજ્જા અને તપથી જિતેન્દ્રિય હતા, અકલુષિત હૃદયવાળા હતા, નિદાન રહિત, વિષયોમાં ઉત્સુકતા રહિત, બાહ્યલેશ્યાથી રહિત અર્થાત્ સંયમ આરાધનાથી બહાર મન ન જતુ, અપ્રતિલેશ્ય- વધતા મનનાં શુભ પરિણામોથી યુક્ત હતા, સયંમમાં રત હતા, ઈન્દ્રિયોનુ દમન કરનાર હતા. તે સાધુઓ આ નિર્ગ્રન્થપ્રવચનને આગળ રાખીને વિચરતા હતા.

२६- तेसि णं भगवंताणं आयावाया वि विदिता भवंति, परवाया वि विदिता भवंति, आयावायं जमइत्ता नलवणमिव मत्तमातंगा अच्छिद्दपसिणवागरणा रयणकरंडगसमाणा कुत्तियावणभूया परवाइपमद्दणा आयारधरा चोद्दसपुव्वी दुवालसंगिणो समत्तगणिपिडगधरा सव्वक्खरसण्णिवाइणो सव्वभासाणुगामिणो अजिणा जिणसंकासा जिणा

૨૬– તે ભગવાન મહાવીરના શિષ્યો આત્મવાદ-સ્વસિદ્ધાન્તને જાણનારા હતા. પરવાદ–પરસિદ્ધાન્તને જાણનારા હતા જેમ મદોન્મત્ત હાથી કમળ વનથી પરિચિત થઇ જાય છે તેવી રીતે સ્વ-પર સિદ્ધાન્તરુપી કમળવનથી પૂર્ણ પરિચિત હતા. એકધારા પ્રશ્નો પૂછવામા આવે તેના જવાબ આપનારા હતા રત્નના કરંડિઆ સમાન સમ્યગ્જ્ઞાનાદિ ગુણોથી યુક્ત હતા. કુત્રિકાપણ જેવા હતા ( ત્રણે લોકની વસ્તુ જ્યાં મળે તેને કુત્રિકાપણ કહે છે ) પરવાદીને જીતનારા, આચારાંગાદિ

इव अवितहं वागरमाणा संजमेणं तवसा अप्पाणं भावेमाणा विहरंति ।

શાસ્ત્રોના ધારક, ચૌદપૂર્વી, દ્વાદશાંગના જ્ઞાતા, ચૌદપૂર્વ સહિત દ્વાદશાંગના જ્ઞાતા, સર્વ અક્ષરના સન્નિપાતને જાણનારા અર્થાત્ સર્વ પ્રકારના અક્ષરોના સંયોગથી શું અર્થ થાય છે તેના જ્ઞાતા હતા, સર્વભાષાના જ્ઞાતા, જિન ન હતા છતાં પણ જિન સમાન હતા. જિનની સમાન યથાર્થ પ્રરુપણા કરનારા હતા તેઓ સંયમ અને તપથી આત્માને ભાવિત કરતા થકા વિચરતા હતા.

२७- तेणं कालेणं तेणं समएणं समणस्स भगवओ महावीरस्स अंतेवासी बहवे अणगारा भगवंतो, इरियासमिया भासासमिया एसणासमिया आयाण-भंड-मत्त-निक्खेवणा-समिया उच्चार-पासवण-खेल—जल्ल—सिंघाण—पारिट्ठावणिया—समिया मणगुत्ता वयगुत्ता कायगुत्ता गुत्ता गुत्तिंदिया गुत्तबंभयारी अममा अकिंचणा अकोहा अमाणा अमाया अलोभा संता पसंता उवसंता परिणिव्वुया अणासवा अग्गंथा छिण्णग्गंथा छिण्णसोया निरुवलेवा, कंसपाईव मुक्कतोया, संख इव निरंगणा, जीवो विव अप्पडिहयगई, जच्चकणगं पिव जायरूवा, आदरिसफलगा इव पागडभावा, कुम्मो इव गुत्तिंदिया, पुक्खरपत्तं व निरुवलेवा, गगणमिव निरालंबणा, अणिलो इव निरालया, चंदो इव सोमलेस्सा, सूरो इव दित्ततेया, सागरो इव गंभीरा, विहग इव सव्वओ विप्पमुक्का, मंदरो इव अप्पकंपा, सारयसलिलंव सुद्धहियया, खग्गिविसाणं व एगजाया, भारंडपक्खीव अप्पमत्ता, कुंजरो इव

૨૭– તે કાળ અને તે સમયમાં શ્રમણ ભગવાન મહાવીરના અંતેવાસી ઘણાં અણગાર ભગવંતો ઈર્યાસમિતિવાળા, ભાષાસમિતિવાળા, એષણા સમિતિવાળા, આદાન ભંડપાત્રાદિને મૂકવા રૂપ સમિતિવાળા, લઘુનિત, વડીનિત, શ્લેષ્મ, મેલ, નાકનો મેલ આ બધાના પરિષ્ઠાપન રૂપ સમિતિવાળા, મનોગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિવાન હતા, અશુભયોગના નિગ્રહરૂપ ગુપ્તિથી યુક્ત, ગુપ્તેન્દ્રિય–અસંયમના સ્થાનોથી ઇન્દ્રિયોને સુરક્ષિત રાખનારા, ગુપ્તબ્રહ્મચારી અર્થાત્ સ્વપ્નામાં પણ અબ્રહ્મચર્યના દોષથી રહિત, મમત્વ રહિત, પરિગ્રહ રહિત, ક્રોધરહિત, માન રહિત, માયા રહિત, લોભ રહિત, બહારથી શાંત, અંદરથી શાંત, બહાર અંદર બંનેથી શાંત, કર્મકૃતવિકારથી રહિત, આસ્રવ રહિત, ગ્રંથિરહિત, જેણે ગ્રંથિને છેદી નાખી છે તેવા, સંસાર સ્રોતથી અલગ રહેનારા નિર્લેપ, કાંસાનું પાત્ર જેમ પાણીથી મુક્ત હોય છે, તેમ સંસારના બંધનનું કારણ સ્નેહ છે તેનાથી મુક્ત હતા, શંખની જેમ રાગાદિથી રહિત, જીવની જેમ અપ્રતિહત ગતિવાળા હતા, શુદ્ધ કરેલા સુવર્ણની સમાન નિર્મળ, દર્પણની જેમ પ્રગટ ભાવવાળા, કાચબાની સમાન ગુપ્તેન્દ્રિય, કમળપત્રની સમાન નિર્લેપ, આકાશની સમાન નિરાલંબન, પવનની સમાન ઘરથી રહિત, ચંદ્ર જેવા સૌમ્ય, સૂર્ય સમાન તેજસ્વી, સાગર જેવા ગંભીર, પક્ષીની

सोंडीरा, वसभो इव जायत्थामा, सीहो इव दुद्धरिसा, वसुंधरा इव सव्वफासविसहा, सुहुयहुयासणो इव तेयसा जलंता ।

સમાન સર્વથી વિમુકત, મેરુ પર્વત સમાન અકંપ, શરદઋતુના જલની જેમ નિર્મળ હૃદયવાળા, ગેંડાના શીંગડાની સમાન રાગાદિથી રહિત હોવાના કારણે એક સ્વરૂપ, ભારંડપક્ષીની જેમ અપ્રમત્ત, હાથીની સમાન શૂરવીર, વૃષભની સમાન બલિષ્ઠ, સિંહ જેવા દુર્ઘર્ષ (પરીષહથી ચલિત નહિ થનારા) પૃથ્વીની સમાન સર્વ સ્પર્શોને સહન કરનારા, સારી રીતે આહુતિ આપેલ અગ્નિની સમાન તપ અને સંયમના તેજથી દેદીપ્યમાન હતા.

२८- नत्थि णं तेसि णं भगवंताणं कत्थइ पडिबंधे भवइ । से य पडिबंधे चउव्विहे पण्णत्ते; तंजहा-दव्वओ खेत्तओ कालओ भावओ । दव्वओ णं-सचित्ताचित्तमीसिएसु दव्वेसु । खेत्तओ-गामे वा णयरे वा रण्णे वा खेत्ते वा खले वा घरे वा अंगणे वा । कालओ-समए वा आवलियाए वा आणापाणुए वा थोवे वा लवे वा मुहुत्ते वा अहोरत्ते वा पक्खे वा मासे वा अयणे वा अण्णयरे वा दीहकालसंजोगे । भावओ-कोहे वा माणे वा मायाए वा लोहे वा भए वा हासे वा । एवं तेसिं ण भवइ ।

૨૮– ભગવાન મહાવીરના સમીપમાં રહેનારા, સ્થવિર ભગવંતોને કોઈ પણ વિષયમાં પ્રતિબંધ ન હતો. તે પ્રતિબંધ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે–દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી. દ્રવ્યથી પ્રતિબધ ત્રણ પ્રકારે છે: (૧) સચિત્ત (૨) અચિત્ત (૩) સચિત્તાચિત્ત (મિશ્ર). ક્ષેત્રની અપેક્ષાએ ગામમાં, નગરમાં, જંગલમાં, ખેતરમાં, ખળામાં, ઘરમાં, આંગણામાં પ્રતિબંધ ન હતો. કાળથી સમય, આવલિકા, આનપ્રાણ (શ્વાસોચ્છ્વાસ પ્રમાણ કાળ), સ્તોક (૭ ઉચ્છ્વાસ) લવ (૪૯ ઉચ્છ્વાસ), મુહૂર્ત, અહોરાત્રિ, પક્ષ, માસ, અયન (ઉત્તરાયણ-દક્ષિણાયન) તેમજ બીજા પણ સંવત્સરાદિ રૂપ દીર્ઘકાળમાં પ્રતિબંધ ન હતો ભાવની અપેક્ષાએ–ક્રોધ, માન, માયા, લોભ, ભયમાં તથા હાસ્યમાં મુનિઓને કોઈપણ જાતનો પ્રતિબંધ ન હતો.

२९- ते णं भगवंतो वासावासवज्जं अट्ठ गिम्हहेमंतियाणि मासाणि गामे एगराइया णयरे पंचराइया, वासीचंदणसमाणकप्पा समलेट्ठुकंचणा समसुहदुक्खा इहलोग-परलोग-अप्पडिबद्धा संसार-

૨૯– તે ભગવાન મહાવીરના શિષ્યો વર્ષાકાળને છોડીને ગ્રીષ્મકાળ તેમજ શીતકાળના આઠ મહિનામાં ગામમાં એક રાત્રિ અને નગરમાં પાંચ રાત્રિ* રહેતા, કુહાડો ચંદનને કાપે તો પણ ચંદન તેને સુવાસિત કરે છે તે સમાન મુનિજનો અપકારી અને ઉપકારી બંને પ્રત્યે

* એક રાત્રિ = સાત દિવસ – અને પાંચ રાત્રિ = ૨૯ દિવસ કહેવાય છે

पारगामी कम्मणिग्घायणट्ठाए अब्भुट्ठिया विहरंति ।

સમાન દૃષ્ટિવાળા હતા પત્થર અને સુવર્ણને સમાન ગણનારા, સુખ અને દુઃખમાં સમાન પરિણામવાળા, આ લોક તથા પરલોકની આસક્તિથી રહિત, ભવસંસારને તરવાવાળા, કર્મોના નાશ માટે સંયમઆરાધનામાં તત્પર થઇ વિચરતા હતા.

**બાહ્યતપ**

३०- तेसि णं भगवंताणं एएणं विहारेणं विहरमाणाणं इमे एयारूवे सब्भंतरबाहिरए तवोवहाणे होत्था । तं जहा—अब्भितरए वि छव्विहे, बाहिरए वि छव्विहे । से किं तं बाहिरए छव्विहे पण्णत्ते ?, तं जहा—अणसणे १ ओमोयरिया २ भिक्खायरिया ३ रसपरिच्चाए ४ कायकिलेसे ५ पडिसंलीणया ६ । से किं तं अणसणे ? अणसणे दुविहे पण्णत्ते, तं जहा—इत्तरिए य १ आवकहिए य २ । से किं तं इत्तरिए ? इत्तरिए अणेगविहे पण्णत्ते, तं जहा—चउत्थभत्ते १ छट्ठभत्ते २ अट्ठमभत्ते ३ दसमभत्ते ४ बारसभत्ते ५ चउद्दसभत्ते ६ सोलसभत्ते ७ अद्धमासियभत्ते ८ मासियभत्ते ९ दोमासियभत्ते १० तेमासियभत्ते ११ चउमासियभत्ते १२ पंचमासियभत्ते १३ छम्मासियभत्ते १४, से तं इत्तरिए । से किं तं आवकहिए ? आवकहिए दुविहे पण्णत्ते, तं जहा—पाओवगमणे य १ भत्तपच्चक्खाणे य २ । से किं तं पाओवगमणे ? पाओवगमणे दुविहे पण्णत्ते; तं जहा—वाघाइमे य १ निव्वाघाइमे य २ नियमा अप्पडिकम्मे । से तं पाओवगमणे । से किं तं भत्तपच्चक्खाणे ? भत्त-

૩૦– તે ભગવાનના શિષ્યો આ પ્રકારે વિહાર કરતા હતા. આ પ્રમાણે આભ્યતર તેમજ બાહ્ય તપમાં તત્પર રહેતા હતા તે તપ આ પ્રમાણે છે–આભ્યંતર તપ ૬ પ્રકારે છે અને બાહ્ય તપ પણ ૬ પ્રકારે છે. ૬ પ્રકારનું બાહ્ય તપ શુ છે? તે આ પ્રમાણે છે–અનશન, અવમોદરિકા, ભિક્ષાચરિકા, રસપરિત્યાગ, કાયકલેશ અને પ્રતિ સંલીનતા. અનશન તપ શુ છે? અનશન બે પ્રકારે છે, તે આ પ્રમાણે–ઈત્વરિક અને યાવત્કથિક. ઇત્વરિક તપ શું છે? ઈત્વરિક તપ અનેક પ્રકારનું છે. તે આ પ્રમાણે–ચતુર્થભકત–એક ઉપવાસ, ષષ્ઠ–ભકત–બે ઉપવાસ, અષ્ટમ–ભકત–ત્રણ ઉપવાસ, દશમ–ભકત–ચાર ઉપવાસ, દ્વાદશ–ભકત–પાંચ ઉપવાસ, ચતુર્દશ–ભકત–૬ ઉપવાસ, ષોડશ–ભકત–સાત ઉપવાસ, અર્ધમાસિક–ભકત–પદર ઉપવાસ, એક માસિક ભકત–ત્રીસ ઉપવાસ, દ્વિમાસિક ભકત, ત્રિમાસિક ભકત–ચાતુર્માસિક ભકત, પાંચ માસિક ભકત, છ માસિક ભકત, આ સર્વ ઈત્વરિક તપ છે યાવત્કથિત તપ કેટલા પ્રકારના છે? યાવત્કથિક તપ બે પ્રકારે છે તે આ પ્રમાણે–પાદપોપગમન અને ભકતપ્રત્યાખ્યાન. પાદપોપગમન શુ છે? પાદપોપગમન બે પ્રકારે છે, તે આ પ્રમાણે–વ્યાઘાત અને નિર્વ્યાઘાત (વ્યાઘાત આવવાથી પાદપોપગમનને ગ્રહણ કરે તે વ્યાઘાત પાદપોપગમન અને વ્યાઘાત વિના ગ્રહણ કરે તે નિર્વ્યાઘાત પાદપોપગમન) આ પાદપોપગમન સંથારો છે. ભકતપ્રત્યાખ્યાન શું

पच्चक्खाणे दुविहे पण्णत्ते; तं जहा— वाघाइमे य १ निव्वाघाइमे य २ णियमा सप्पडिकम्मे। से तं भत्तपच्चक्खाणे। से तं अणसणे। से किं तं ओमोयरिया? ओमोयरिया दुविहा पण्णत्ता, तं जहा— दव्वोमोयरिया य १ भावोमोयरिया य २। से किं तं दव्वोमोयरिया? दव्वोमोयरिया दुविहा पण्णत्ता, तं जहा—उवगरणदव्वोमोरिया य १ भत्तपाणदव्वोमोयरिया य २। से किं तं उवगरणदव्वोमोयरिया? उवगरणदव्वोमोयरिया तिविहा पण्णत्ता, तं जहा—एगे वत्थे १ एगे पाए २ चियत्तोवगरणसाइज्जणया ३ से तं उवगरणदव्वोमोयरिया। से किं तं भत्तपाणदव्वोमोयरिया? भत्तपाणदव्वोमोयरिया—अणेगविहा पण्णत्ता, तं जहा—अट्ठ कुक्कुडियंडगप्पमाणमेत्ते कवले आहारमाणे अप्पाहारे १, दुवालस कुक्कुडियंडगप्पमाणमेत्ते कवले आहारमाणे अवड्ढोमोयरिया २, सोलस कुक्कुडियंडगप्पमाणमेत्ते कवले आहारमाणे दुभागपत्तोमोयरिया ३, चउवीसं कुक्कुडियंडगप्पमाणमेत्ते कवले आहारमाणे पत्तोमोयरिया ४, एक्कतीसं कुक्कुडियंडगप्पमाणमेत्ते कवले आहारमाणे किंचूणोमोयरिया ५, बत्तीसं कुक्कुडियंडगप्पमाणमेत्ते कवले आहारमाणे पमाणपत्ते. एत्तो एगेण वि घासेणं ऊणयं आहारमाहारेमाणे समणे निग्गंथे णो पकामरसभोइत्ति वत्तव्वं सिया। से तं भत्तपाणदव्वोमोयरिया। से तं दव्वो-

છે? ભકતપ્રત્યાખ્યાન બે પ્રકારે છે. તે આ પ્રમાણે–વ્યાઘાત, નિર્વ્યાઘાત. આમા નિયમ પ્રમાણે વૈયાવૃત્યાદિ કરાય છે તે ભકતપ્રત્યાખ્યાન છે આ પ્રમાણે અનશનનું કથન પૂર્ણ થયું.

અવમોદરિકા શું છે? અવમોદરિકા બે પ્રકારે છે. તે આ પ્રમાણે–દ્રવ્યાવમોદરિકા અને ભાવાવમોદરિકા. દ્રવ્યાવમોદરિકા શું છે? દ્રવ્યાવમોદરિકા બે પ્રકારે છે. તે આ પ્રમાણે–ઉપકરણ દ્રવ્યાવમોદરિકા અને ભકતપાન દ્રવ્યાવમોદરિકા. ઉપકરણ દ્રવ્યાવમોદરિકા ત્રણ પ્રકારે છે. તે આ પ્રમાણે–એક વસ્ત્ર, બીજું એક પાત્ર અને ત્રીજુ ત્યકતોપકરણ–સ્વાદનતા અર્થાત્ આસકિતથી રહિત થઇ જાય આ પ્રમાણે ઉપકરણ દ્રવ્યાવમોદરિકા છે. ભકતપાન દ્રવ્યાવમોદરિકા શું છે? ભકતપાન દ્રવ્યાવમોદરિકા અનેક પ્રકારે છે. તે આ પ્રમાણે–કુકડીના ઈંડા પ્રમાણ આઠ કવલ આહાર કરે તે અલ્પાહાર, કુકડીના ઇંડા પ્રમાણ ૧૨ કવલનો આહાર લે તે અપાર્દ્ધ, કુકડીના ઇંડા પ્રમાણ ૧૬ કવલનો આહાર લે તે દ્વિભાગ પ્રાપ્ત ઉણોદરી છે, કુકડીના ઇંડા પ્રમાણ ૨૪ કવલ આહાર લે તે પ્રાપ્ત ઉણોદરી છે. કુકડીના ઇંડા પ્રમાણ ૩૧ કવલ આહાર લે તે કંઈક ન્યૂન ઉણોદરી છે ૩૨ કવલ આહારમાંથી જે શ્રમણ નિર્ગ્રંથ એક કવલ પણ આહાર ઓછો કરે તો તે પ્રકામભોજી નથી તે ભકતપાન દ્રવ્ય ઉણોદરી છે. આ પ્રમાણે દ્રવ્ય ઉણોદરીનું કથન કર્યું. ભાવ ઉણોદરી શુ છે? ભાવ ઉણોદરી અનેક પ્રકારે છે તે આ પ્રમાણે–ક્રોધ રહિત, માન રહિત, માયારહિત લોભ રહિત, ઓછુ બોલવું, કલહથી રહિત, પરસ્પર ભેદ ઉત્પન્ન કરાવનાર વચનથી રહિત, આ ભાવ ઉણોદરી છે આ ઉણોદરી છે ભિક્ષાચર્યા શું છે? ભિક્ષાચર્યા અનેક પ્રકારે છે તે આપ્રમાણે–દ્રવ્યનો અભિગ્રહ કરી વિચરે, ક્ષેત્રનો અભિગ્રહ કરી વિચરે, કાલનો અભિગ્રહ કરી વિચરે, ભાવથી અભિગ્રહ

मोयरिया । से किं तं भावोमोयरिया ? भावोमोयरिया अणेगविहा पण्णत्ता; तं जहा–अप्पक्कोहे १, अप्पमाणे २, अप्पमाए ३, अप्पलोहे ४, अप्पसद्दे ५, अप्पकलहे ६, अप्पझंझे ७ । से तं भावोमोयरिया । से तं ओमोयरिया ।

से किं तं भिक्खायरिया ! भिक्खायरिया अणेगविहा पण्णत्ता; तंजहा-दव्वाभिग्गहचरए १, खेत्ताभिग्गहचरए २, कालाभिग्गहचरए ३, भावाभिग्गहचरए ४, उक्खित्तचरए ५, णिक्खित्तचरए ६, उक्खित्तणिक्खित्तचरए ७, णिक्खित्तउक्खित्तचरए ८, वट्टिज्जमाणचरए ९, साहरिज्जमाणचरए १०, उवणीयचरए ११, अवणीयचरए १२, उवणीय–अवणीयचरए १३, अवणीय–उवणीयचरए १४, संसट्ठचरए १५, असंसट्ठचरए १६, तज्जायसंसट्ठचरए १७, अण्णायचरए १८, मोणचरए १९, दिट्ठलाभिए २०, अदिट्ठलाभिए २१, पुट्ठलाभिए २२, अपुट्ठलाभिए २३, भिक्खालाभिए २४, अभिक्खालाभिए २५, अण्णगिलायए २६, ओवणिहिए २७, परिमियपिंडवाइए २८, सुद्धेसणिए २९, संखादत्तिए ३० । से तं भिक्खायरिया ।

કરી વિચરે, ઉત્ક્ષિપ્તચરક અર્થાત્ ગૃહસ્થે રાંધવાના પાત્રમાંથી પોતાના માટે કાઢેલ હોય તેમાંથી જો આપશે તો લઇશ નિક્ષિપ્તચરક અર્થાત્ રાંધવાના પાત્રમાંથી કાઢી બીજા વાસણમાં રાખી દીધુ હોય તેમાંથી આપે તો લઇશ ઉત્ક્ષિપ્તનિક્ષિપ્ત ચરક–ગૃહસ્થે પહેલાં રાંધવાના પાત્રમાંથી અન્નાદિક કાઢયું પછી તેને બીજા પાત્રમાં રાખ્યુ હોય તેમાંથી તે આપશે તો લઇશ, વર્ત્યમાન ચરક – પીરસવામાં આવતી વસ્તુમાંથી આપે તો લઈશ સંહ્રિયમાન ચરક–ગરમ વસ્તુ ઠારી હોય અને પછી પાત્રમાં નાખેલ હોય તેવી વસ્તુ આપે તો લેવી, ઉપનીતચરક–બીજાને ત્યાંથી પીરસણા તરીકે આવેલ વસ્તુ હોય તે આપે તો લેવું, અપનીતચરક–બીજા માણસને આપવા માટે કાઢી રાખેલ આહાર આપે તો લેવો, ઉપનીત-અપનીત ચરક– કોઇને આપવા માટે અન્નાદિક બીજા સ્થાને રાખેલ હોય અને તે તેણે ત્યાં મોકલી દીધું હોય અને તેમાંથી આપે તો લેવું સસૃષ્ટ ચરક–શાકાદિથી હાથ અથવા ચમચાદિ સસૃષ્ટ હોય તેનાથી આપે તો લેવું, અસસૃષ્ટચરક – શાકાદિથી હાથ અથવા ચમચાદિ સસૃષ્ટ ન હોય તેનાથી આપે તો લેવુ, તજ્જાતસસૃષ્ટચરક – હાથ જે વસ્તુથી સસૃષ્ટ હોય તે વસ્તુ આપે તો લેવી, અજ્ઞાતચરક–અજ્ઞાતકુળમાં વિચરે, મૌનચરક – મૌન લઇને ગૌચરીએ જાય અથવા જે આપનાર છે તે મૌન રાખી આપે તો લેવી, દૃષ્ટલાભિક – સર્વથી પહેલા જે વસ્તુ જોવામાં આવે તે આપે તો લેવી અથવા જે માણુસ સર્વપ્રથમ જોવામાં આવે તે આપે તો લેવી, અથવા જે જગ્યા પ્રથમ દેખાય તે સ્થાનેથી ભિક્ષા લઈશ. અદૃષ્ટલાભિક – દેખાય નહિ તેમાંથી આપે તો લઇશ, પૃષ્ટલાભિક – દાતા પૂછે કે તમારે શું જોઈએ છે ? તો લઈશ, અપૃષ્ટલાભિક - દાતા ન પૂછે તો લઈશ, ભિક્ષાલાભિક – દાતા કોઇને ત્યાંથી માગીને લાવ્યા હોય તેમાંથી બનાવેલ આહાર આપે તો લઈશ, અભિક્ષાલાભિક –

માગીને ન લાવ્યા હોય તેમાંથી આપે તો લઈશ, અન્નગ્લાયક–ભોજન વિના ગ્લાન થનાર સાધુ અભિગ્રહ કરે કે વાસી અન્નજ લઇશ ઔપનિહિતિક–ગૃહસ્થ પોતાની સમીપમાં કોઈ પણ પ્રકારે લાવેલા ભોજનમાંથી આપશે તો લઈશ, પરિમિતપિંડપાતિક – દોષોથી રહિત આહાર જો એક ઘેરથી પુરતા પ્રમાણમાં મળી જાય તો લઈશ, શુદ્ધૈષણિક- ઉદ્દગમાદિક દોષોથી રહિત આહાર લેનાર, સંખ્યાદત્તિક– સતત ધારાથી જેટલી ભિક્ષા પાત્રમાં આવશે તેટલી લઈશ આવી પ્રતિજ્ઞાઓ તે ભિક્ષાચર્યા છે

से किं तं रसपरिच्चाए ? रसपरिच्चाए अणेगविहे पण्णत्ते; तंजहा १ निव्विइए, २ पणीयरसपरिच्चाए, ३ आयंबिलिए, ४ आयामसित्थभोई, ५ अरसाहारे, ६ विरसाहारे, ७ अंताहारे, ८ पंताहारे, ९ लूहाहारे, १० तुच्छाहारे । से तं रसपरिच्चाए ।

રસપરિત્યાગ શુ છે ? રસપરિત્યાગ અનેક પ્રકારે છે. તે આ પ્રમાણે – (૧) નિર્વિકૃતિક - જે આહારમાંથી ઘી વગેરેની વિકૃતિ દૂર થઈ ગઈ છે એવો આહાર (૨) પ્રણીતરસપરિત્યાગ - સરસ આહાર માલપુઆદિનો ત્યાગ, (૩) આચામ્લ - વિગય રહિત, ચણાદિ લુખુ અન્ન અચિત્ત જલમાં નાખી એક સ્થાને એકજ વાર વાપરવું, (૪) આયામસિક્થભોજી - ઓસામણમાં આવેલ દાણાનો આહાર કરવો, (૫) અરસાહાર - વઘાર વિનાનો આહાર (૬) વિરસાહાર - રસ વગરના જુના ધાન્યથી બનેલ આહાર, (૭) અંતાહાર - કોદરાદિ તુચ્છ ધાન્યનો આહાર, (૮) પ્રાન્તાહાર - પાત્રમા નીચે લાગી ગયુ હોય તે ઉખેડીને કાઢેલ આહાર, (૯) રૂક્ષાહાર, (૧૦) (૧૦) તુચ્છાહાર–જેમાં કંઈ સાર નથી તેવા સામાદિનો આહાર, આ રસપરિત્યાગ તપ છે

से किं तं कायकिलेसे ? कायकिलेसे अणेगविहे पण्णत्ते; तंजहा-ठाणट्ठिइए १, उक्कुडुयासणिए २, पडिमट्ठाई ३, वीरासणिए ४, नेसज्जिए ५, दडायइए ६, लउडसाई ७, आयावए ८, अवाउडए ९. अकंडुयए १०, अणिट्ठूहए ११, सव्वगायपरिकम्म-विभूस-विप्पमुक्के १२. से तं कायकिलेसे ।

કાયકલેશ તપ શુ છે ? કાયકલેશ તપ અનેક પ્રકારે છે તે આ પ્રમાણે–સ્થાનસ્થિતિક–કાયોત્સર્ગથી જેની સ્થિતિ સર્વદા રહે છે ઉત્કુટુકાસનિક–ઉકડુ આસન, પ્રતિમાસ્થાયી, વીરાસનિક, નૈષધિક, દંડાયતિક, લકુટશાયી–પગ અને મસ્તક જમીનને અડે કમ્મરનો ભાગ ઊંચો રહે અથવા કમ્મરનો ભાગ જમીનને અડે પગ અને મસ્તક ઊંચા રહે, આતાવક–આતાપના લેનાર, અપ્રાવૃતક–શીતકાળમાં વસ્ત્રરહિત રહે, અનિષ્ઠીવક–થૂ કે નહિ, સર્વગાત્ર પરિકર્મ વિભૂષાથી વિપ્રમુક્ત આ કાયકલેશ તપ છે.

से किं तं पडिसंलीणया? पडिसंलीणया चउव्विहा पण्णत्ता; तंजहा-१ इंदिय-पडिसंलीणया, २ कसायपडिसंलीणया, ३ जोगपडिसंलीणया, ४ विवित्त-सयणा-सण-सेवणया। से किं तं इंदियपडिसं-लीणया? इंदियपडिसंलीणया पंचविहा पण्णत्ता, तंजहा-सोइंदिय--विसय-प्पयार-निरोहो वा सोइंदिय-विसय-पत्तेसु अत्थेसु रागदोसनिग्गहो वा १, चक्खिंदिय-विसय-प्पयार-निरोहो वा चक्खिंदिय-विसय-पत्तेसु अत्थेसु रागदोस-निग्गहो वा २, घाणिंदिय-विसय-प्पयार-निरोहो वा घाणिंदिय-विसय-पत्तेसु अत्थेसु रागदोसनिग्गहो वा ३, जिब्भि-दिय-विसय-प्पयार-निरोहो वा जिब्भि-दिय-विसय-पत्तेसु अत्थेसु रागदोसनि-ग्गहो वा ४, फासिंदिय-विसय-प्पयार-निरोहो वा फासिंदिय-विसय-पत्तेसु अत्थेसु रागदोसनिग्गहो वा ५, से तं इंदियपडिसंलीणया। से किं तं कसाय-पडिसंलीणया? कसायपडिसंलीणया चउव्विहा पण्णत्ता, तं जहा-१ कोहस्सु-दयनिरोहो वा, उदयपत्तस्स वा कोहस्स विफलीकरणं। २ माणस्सुदय-निरोहो वा, उदयपत्तस्स वा माणस्स विफलीकरणं। ३ मायाउदयणिरोहो वा, उदयपत्ताए वा मायाए विफलीकरणं। ४ लोहस्सुदय-णिरोहो वा, उदयपत्तस्स वा लोहस्स विफलीकरणं, से तं कसायपडिसंली-णया। से किं तं जोगपडिसंलीणया? जोगपडिसंलीणया तिविहा पण्णत्ता; तं जहा-१ मणजोगपडिसंलीणया, २ वय-जोगपडिसंलीणया, ३ कायजोगपडिस-लीणया। से किं त मणजोगपडिसंली-णया? मणजोगपडिसंलीणया-१ अकुस-

પ્રતિસલીનતા શુ છે? પ્રતિસંલીનતા ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે-ઈન્દ્રિયોને ગોપવી રાખવી, કષાય પ્રતિસંલીનતા યોગપ્રતિસંલીનતા, વિવિકત શયના સેવનતા પ્રતિસંલીનતા ઈન્દ્રિય પ્રતિસં-લીનતા કેટલાં પ્રકારે છે? ઇન્દ્રિય પ્રતિસલીનના પાંચ પ્રકારે છે તે આ પ્રમાણે-શ્રોત્રેન્દ્રિયના વિષયમાં પ્રવૃત્તિ કરવાથી રોકવી, શ્રોત્રેન્દ્રિયનો વિષય પ્રાપ્ત થવા પર તેમાં રાગ, દ્વેષનો નિગ્રહ કરે ચક્ષુ ઇન્દ્રિયના વિષયભૂત પદાર્થોમાં તેની પ્રવૃત્તિ રોકવી અથવા પ્રવૃત્તિ થઈ જાય તો રાગદ્વેષ ન કરે. ઘ્રાણેન્દ્રિયના વિષયમાં પ્રવૃત્તિ રોકવી અથવા પ્રવૃત્તિ થઈ જાય તો રાગ, દ્વેષ ન કરવો જીહ્વા ઇન્દ્રિયના વિષયમાં પ્રવૃત્તિ રોકવી તેમજ તેમાં પ્રવૃત્તિ થઈ જાય તો રાગદ્વેષ ન કરવો. સ્પર્શે-ન્દ્રિયના વિષયમાં પ્રવૃત્તિ રોકવી તેમજ તે વિષયમાં પ્રવૃત્તિ થઈ જાય તો રાગદ્વેષ ન કરવો. આ ઇન્દ્રિયપ્રતિસંલીનતા છે. કષાયપ્રતિસલીનતા શું છે? કષાયપ્રતિસંલીનતા ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે – ક્રોધનો ઉદય થતાં જ તેનો નિરોધ કરવો – ક્રોધનો ઉદય થઈ જાય તો તેને નિષ્ફળ કરી દેવો, માનનો ઉદય થતાં જ તેનો નિરોધ કરવો, માનનો ઉદય થઈ જાય તો તેને નિષ્ફળ કરવો માયાના ઉદયનો નિરોધ કરવો. માયાનો ઉદય થઈ જાય તો તેને નિષ્ફળ કરવો લોભના ઉદયનો નિરોધ કરવો. લોભનો ઉદય થઈ જાય તો તેને નિષ્ફળ કરવો. આ કષાયપ્રતિસંલીનતા છે. યોગપ્રતિસંલીનતા શુ છે? યોગપ્રતિસલીનતા ત્રણ પ્રકારે છે, તે આ પ્રમાણે-મન યોગ પ્રતિસલીનતા, વચન યોગપ્રતિ સલીનતા, કાયયોગપ્રતિસંલીનતા. મનયોગ પ્રતિસલીનતા શુ છે? અકુશલ-અશુભ મનનો નિરોધ કરવો અને શુભ મનમાં પ્રવર્તન થવુ તે મનયોગ પ્રતિસંલીનતા વચનયોગપ્રતિસલીનતા શું છે? અકુશળ-અશુભ વાણીનો નિરોધ કરવો અને

लमणनिरोहो वा, २ कुसलमणउदीरणं वा। से तं मण-जोग-पडिसंलीणया। से किं तं वयजोगपडिसंलीणया? वयजोग-पडिसंलीणया-१ अकुसलवयणिरोहो वा, २ कुसलवयउदीरणं वा। से तं वय-जोगपडिसंलीणया। से किं तं कायजोग-पडिसंलीणया? कायजोगपडिसंलीणया-ज णं सुसमाहियपाणिपाए कुम्मो इव गुत्तिदिए सव्वगायपडिसंलीणे चिट्ठइ, से तं कायजोगपडिसंलीणया। से किं तं विवित्त-सयणा-सण-सेवणया? विवित्त-सयणा-सण-सेवणया-जं णं आरामेसु उज्जाणेसु देवकुलेसु सहासु पवासु पणि-यगिहेसु पणियसालासु इत्थी-पसु-पंडग-संसत्त-विरहियासु वसहीसु फासुएस-णिज्जं पीढ-फलग-सेज्जा-संथारगं उव-संपज्जित्ताणं विहरइ, से तं विवित्तसय-णासणसेवणया। से तं पडिसंलीणया। से तं वाहिरए तवे।

શુભ વાણીમાં પ્રવૃત્ત થવું તે વચનયોગ પ્રતિ-સંલીનતા છે. કાયયોગ પ્રતિસંલીનતા શું છે? કાચબાની જેમ હાથ, પગ, ઇન્દ્રિયોને સારી રીતે ગોપવી રાખવા તે કાયયોગ પ્રતિસંલીનતા છે. વિવિકત શયનાસનનું સેવન શું છે? દોષરહિત આસન તેમજ શયનનું સેવન કરવું ને આ પ્રમાણે સ્ત્રી, પશુ, પંડકથી રહિત આરામ- પુષ્પોની પ્રધાનતા હોય, ઉદ્યાન—ફળ, ફૂલના મહાન વૃક્ષો હોય, દેવકુલો-યક્ષાયતનો, સભા, પરબ, દુકાનો, મોટી મોટી દુકાનો, વસતિમાં અચિત્ત તેમજ નિરવદ્ય પીઠ, ફલક, શય્યા તેમજ સંસ્તારક અંગીકાર કરીને વિચરે છે તે વિવિકત શયનાસન સેવના છે. આ પ્રકારે પ્રતિસંલીનતા છે. આ રીતે છ પ્રકારના બાહ્યતપ છે.

से कि तं अब्भितरए तवे?, अब्भितरए तवे छव्विहे पण्णत्ते, तं जहा—१ पाय-च्छित्ते, २ विणए, ३ वेयावच्चं ४ सज्झाओ. ५ झाणं, ६ विउस्सग्गो।

**આભ્યન્તર તપ**

આભ્યંતર તપ શુ છે? આભ્યંતર તપ છ પ્રકારે છે: (૧) પ્રાયશ્ચિત્ત (૨) વિનય (૩) વૈયાવૃત્ય (૪) સ્વાધ્યાય (૫) ધ્યાન (૬) વ્યુત્સર્ગ

से कि तं पायच्छित्ते? पाय-च्छित्ते--दसविहे पण्णत्ते; तंजहा-आलो-यणारिहे १, पडिक्कमणारिहे २, तदु-भयारिहे ३, विवेगारिहे ४, विउस्सग्गा-रिहे ५, तवारिहे ६. छेदारिहे ७, मूला-रिहे ८, अणवट्ठप्पारिहे ९, पारंचियारिहे १०। से तं पायच्छित्ते।

પ્રાયશ્ચિત્ત શું છે? પ્રાયશ્ચિત્ત દશ પ્રકારે છે. તે આ પ્રમાણે-(૧) આલોચનાર્હ—ગુરુ પાસે પાપોનું નિવેદન કરવુ (૨) પ્રતિક્રમણ યોગ્ય—અશુભ યોગથી પાછા ફરી શુભ યોગમાં વર્તવા મિથ્યા દુષ્કૃત કરવું. (૩) તદુભયયોગ્ય—આલોચના તથા પ્રતિક્રમણ એ બનેને યોગ્ય. (૪) વિવેક યોગ્ય—અનેષણીય ભોજન આદિનો ત્યાગ કરવો તે વિવેક (૫) વ્યુત્સર્ગ—કાયોત્સર્ગ. (૬) તપશ્ચર્યા યોગ્ય—જે પ્રાયશ્ચિત્ત તપશ્ચર્યાને યોગ્ય હોય (૭) છેદાર્હ—સાધુપર્યાયમાં પાંચ દિવસથી લઈ છ માસ સુધીની સાધુપર્યાયની ન્યૂનતા

કરવી (૮) મૂલાર્હ–જે પ્રાયશ્ચિત્ત ફરી દીક્ષા આપવા યોગ્ય હોય. (૯) અનવસ્થાપ્યાર્હ–જે દોષનુ સેવન કરવાથી કેટલાંક કાળ સુધી મહાવ્રતોથી દૂર થાય તેમજ તે દોષના નિવારણુ માટે તપસ્યામાં લગાડવામાં આવે આ પ્રકારે તપસેવનથી દોષની સંપૂર્ણુ શુદ્ધિ થઇ જાય ત્યારે દોષમુકત તે સયમીને મહાવ્રતો સ્થાપિત કરવામાં આવે છે (૧૦) પારાંચિકાર્હ–જે સાધુ તપદ્વારા પોતે કરેલા અપરાધને પાર કરે છે અર્થાત્ અપરાધજનિત પાપથી મુકત થાય છે તેને ત્યાર પછી દીક્ષા અપાય છે તે સાધુ પારાંચિક, તેને પાપવિશોધન માટે જે પ્રાયશ્ચિત્ત અપાય તે પારાંચિકાર્હ. આ દશ પ્રકારના પ્રાયશ્ચિત્ત છે

से किं तं विणए ! विणए सत्तविहे पण्णत्ते, तंजहा-णाणविणए १, दंसणविणए २, चरित्तविणए ३, मणविणए ४, वयविणए ५, कायविणए ६, लोगोवयारविणए ७। से किं तं णाणविणए ? णाणविणए पंचविहे पण्णत्ते, तं जहा–आभिणिबोहियणाणविणए १, सुयणाणविणए २, ओहिणाणविणए ३, मणपज्जवणाणविणए ४, केवलणाणविणए ५। से किं तं दंसणविणए ? दंसणविणए दुविहे पण्णत्ते, तं जहा-सुस्सूसणाविणए १, अणच्चासायणाविणए २। से किं तं सुस्सूसणाविणए ? सुस्सूसणाविणए अणेगविहे पण्णत्ते; तं जहा–अब्भुट्ठाणे इ वा १, आसणाभिग्गहे इ वा २, आसणप्पदाणे इ वा ३, सक्कारे इ वा ४, सम्माणे इ वा ५, किइकम्मे इ वा ६; अंजलिप्पग्गहे इ वा ७, एंतस्स अणुगच्छणया ८, ठियस्स पज्जुवासणया ९, गच्छंतस्स पडिसंसाहणया १०, से तं

વિનય તપનું સ્વરૂપ શુ છે ? વિનય સાત પ્રકારે છે· (૧) જ્ઞાન-વિનય (૨) દર્શન-વિનય (૩) ચારિત્ર-વિનય (૪) મન-વિનય (૫) વચન-વિનય (૬) કાય-વિનય (૭) લોકોપચાર-વિનય જ્ઞાન-વિનય શુ છે ? જ્ઞાન-વિનય પાચ પ્રકારે છે: (૧) આભિનિબોધિક જ્ઞાન-વિનય (૨) શ્રુત–જ્ઞાન-વિનય (૩) અવધિજ્ઞાન-વિનય (૪) મન.-પર્યવજ્ઞાન–વિનય (૫) કેવલજ્ઞાન-વિનય. દર્શન-વિનય શુ છે ? દર્શન વિનય બે પ્રકારે છે તે આ પ્રમાણે: (૧) શુશ્રૂષા-વિનય (૨) અનત્યાશાતના-વિનય શુશ્રૂષા-વિનય શુ છે ? શુશ્રૂષા-વિનય અનેક પ્રકારે છે, તે આ પ્રમાણે– (૧) ગુરૂ જનોના આવવા પર ઉભા થવું (૨) ગુરુ જ્યાં બેસવા ઈચ્છે ત્યાં આસન લઈને હાજર રહેવું (૩) ગુરુ આવે તો આસન પ્રદાન કરવું (૪) ગુરુ આદિને વંદનાદિ દ્વારા સત્કાર કરવો (૫) આહાર, વસ્ત્રાદિ પ્રશસ્ત વસ્તુઓથી સન્માન કરવું (૬) યથા-વિધિ વદના કરવી (૭) ગુરુ સામે હાથ જોડવા (૮) ગુરુ આદિ પધારતા હોય ત્યારે સામે જવું (૯) બેઠા હોય ત્યારે તેમના અનુકૂળ સેવા કરવી (૧૦) ગુરુ જતાં હોય ત્યારે તેમની પાછળ

सुस्सूसणाविणए। से किं तं अणच्चासायणाविणए? अणच्चासायणाविणए पणयालीसविहे पण्णत्ते; तं जहा-अरहंताणं अणच्चासायणया १, अरहंतपण्णत्तस्स धम्मस्स अणच्चासायणया २, आयरियाणं अणच्चासायणया ३, एवं उवज्झायाणं ४, थेराणं ५, कुलस्स ६, गणस्स ७, संघस्स ८, किरियाणं ९, संभोगस्स १०, आभिणिबोहियणाणस्स ११, सुयणाणस्स १२, ओहिणाणस्स १३, मणपज्जवणाणस्स १४, केवलणाणस्स १५, एएसिं चेव भत्तिबहुमाणे ३०, एएसिं चेव वण्णसंजलणया ४५, से तं अणच्चासायणाविणए। से किं तं चरित्तविणए?, चरित्तविणए पंचविहे पण्णत्ते; तं जहा—सामाइयचरित्तविणए १, छेदोवट्ठावणिय चरित्तविणए २, परिहारविसुद्धिचरित्तविणए ३, सुहुमसंपरायचरित्तविणए ४, अहक्खायचरित्तविणए ५, से तं चरित्तविणए। से किं तं मणविणए? मणविणए दुविहे पण्णत्ते, तं जहा—पसत्थमणविणए १, अप्पसत्थमणविणए २। से किं तं अप्पसत्थमणविणए? अप्पसत्थमणविणए—जे य मणे सावज्जे १, सकिरिए २, सकक्कसे ३, कडुए ४, णिट्ठुरे ५, फरुसे ६, अण्हयकरे ७, छेयकरे ८, भेयकरे ९, परितावणकरे १०, उद्दवणकरे ११, भूओवघाइए १२, तहप्पगारं मणो णो पहारेज्जा, से त अप्पसत्थमणविणए। से किं तं पसत्थमणविणए? पसत्थमणविणए तं चेव पसत्थं णेयव्वं। एवं चेव वइविणओवि एएहिं पएहिं चेव णेयव्वो। से तं वइविणए।

ચાલવું તે શુશ્રૂષ-વિનય છે. અનત્યાશાતના-વિનય શુ છે? અનત્યાશાતના વિનય ૪૫ પ્રકારે છે. તે આ પ્રમાણે (૧) અરિહંત ભગવાનનો અવર્ણવાદ ન બોલવો (૨) અરહિત દ્વારા પ્રરૂપિત ધર્મનો અવર્ણવાદ ન બોલવો (૩) આચાર્યનો અવર્ણવાદ ન બોલવો (૪) ઉપાધ્યાયનો (૫) સ્થવિરોનો (૬) એક આચાર્યની પરંપરાના સાધુઓના સમૂહનો (૭) ગણ–પરસ્પર સાપેક્ષ અનેક કુળવાળા સાધુ સંપ્રદાયનો (૮) સંઘનો (૯) ક્રિયાવાદીનો (ક્રિયા ઘણી કરતાં હોય તેનો) (૧૦) એક સમાચારીવાળ નો (૧૧) આભિનિબોધિક જ્ઞાનનો (૧૨) શ્રુતજ્ઞાનનો (૧૩) અવધિજ્ઞાનનો (૧૪) મનઃપર્યવ જ્ઞાનનો (૧૫) કેવલજ્ઞાનનો અવર્ણવાદ ન બોલવો. તેમજ આ ૧૫ નું ભક્તિપૂર્વક બહુમાન કરવું એટલે ત્રીસ પ્રકાર થયા અને તેમજ એ ૧૫ના ગુણોનું કીર્તન કરવુ ૩૦×૧૫=૪૫, આ પ્રકારે અનત્ય શાતના વિનય છે ચારિત્રવિનય કેટલાં પ્રકારે છે? ચારિત્રવિનય પાંચ પ્રકારે છે, તે આ પ્રમાણે–(૧) સામાયિક ચારિત્રનો વિનય (૨) છેદોપસ્થાપનીય ચારિત્રનો વિનય (૩) પરિહારવિશુદ્ધ ચારિત્રનો વિનય (૪) સૂક્ષ્મસંપરાય ચારિત્રનો વિનય (૫) યથાખ્યાત ચારિત્રનો વિનય આ ચારિત્ર વિનય છે મનવિનય શું છે? મનવિનય બે પ્રકારે છે તે આ પ્રમાણે–પ્રશસ્ત મનનો વિનય અને અપ્રશસ્ત મનનો વિનય અપ્રશસ્ત મનનો વિનય શું છે? અપ્રશસ્તમનોવિનય– જે મન સાવદ્ય, સક્રિય–પ્રાણાતિપાતાદિક ક્રિયાયુક્ત, કર્કશતા સહિત –પ્રેમથી રહિત, કટુક–કડવા રસની જેમ ઉપદ્રવજનક, નિષ્ઠુર, કઠોર, આસ્રવકારી, છેદકારી, ભેદક, સંતાપજનક, ઉપદ્રવ કરનાર, પ્રાણીઓનો ઘાત કરનાર હોય તે અપ્રશસ્તમન એવા મનને અસંયમક્રિયાઓમાં પ્રવૃત્ત ન કરવું. તે અપ્ર-

से किं तं कायविणए ?, कायविणए दुविहे पण्णत्ते; तं जहा-पसत्थकायविणए १, अप्पसत्थकायविणए २। से किं तं अप्पसत्थकायविणए ? अप्पसत्थकायविणए सत्तविहे पण्णत्ते; तं जहा–अणाउत्तं गमणे १, अणाउत्तं ठाणे २, अणाउत्तं निसीयणे ३, अणाउत्तं तुयट्टणे ४, अणाउत्तं उल्लंघणे ५, अणाउत्तं पल्लंघणे ६, अणाउत्तं सव्विंदियकायजोगजुंजणया ७, से तं अप्पसत्थकायविणए ? । पसत्थकायविणए एवं चेव पसत्थं भाणियव्वं । से तं पसत्थकायविणए। से तं कायविणए । से किं तं लोगोवयारविणए ? लोगोवयारविणए सत्तविहे पण्णत्ते; तं जहा–अब्भासवत्तियं १, परच्छंदाणुवत्तियं २, कज्जहेओ ३, कयपडिकिरिया ४, अत्तगवेसणया ५, देसकालण्णुया ६, सव्वट्ठेसु अप्पडिलोमया ७, से तं लोगोवयारविणए। से तं विणए ।

શસ્ત મનનો વિનય છે. પ્રશસ્ત મનનો વિનય શું છે? અપ્રશસ્ત મનના જે વિશેષણો છે તેમનું પ્રશસ્ત રૂપમાં પરિવર્તન કરવાથી પ્રશસ્ત મન. તેનો વિનય તે પ્રશસ્તમનોવિનય છે. આ જ પ્રકારે વચનનો વિનય પણ પ્રશસ્ત અને અપ્રશસ્તના ભેદથી બે પ્રકારે છે તે સર્વ અપ્રશસ્ત મન અને પ્રશસ્ત મનના વિનયની સમાન સમજવા.

કાયવિનય શુ છે? કાયવિનય બે પ્રકારે છે. તે આ પ્રમાણે–પ્રશસ્તકાય વિનય અને અપ્રશસ્તકાયવિનય. અપ્રશસ્તકાય વિનય શુ છે? અપ્રશસ્ત કાયવિનય સાત પ્રકારે છે ઉપયોગ રહિત ગમન, ઉપયોગ વિના ઊભા રહેવુ, ઉપયોગ વિના બેસવુ, ઉપયોગ વિના પડખા ફેરવવા, ઉપયોગ વિના ઉલ્લઘન કરવુ-(કીચડાદિને ટપવા), ઉપયોગ વિના વારવાર ઉલ્લઘન કરવુ, ઉપયોગ વિના બધી ઇન્દ્રિયોની તેમજ કાયયોગની પ્રવૃત્તિ કરવી. તે અપ્રશસ્ત કાયવિનય છે પ્રશસ્ત કાયવિનય શુ છે? પ્રશસ્તકાય વિનય આ જ રીતે છે અર્થાત્ અનુપયોગથી થનારી ગમનાદિ ક્રિયાઓના સ્થાને ગમનાદિ ક્રિયાઓ ઉપયોગપૂર્વક કરાય છે. આ પ્રશસ્ત કાયવિનય છે, તે કાય-વિનય. લોકોપચાર વિનય શુ છે? લોકોપચાર વિનય સાત પ્રકારે છે તે આ પ્રમાણે–ગુરુની પાસે રહેવાનો સ્વભાવ હોય, ગુરુ આદિની આજ્ઞાને અનુકૂળ પોતાની પ્રવૃત્તિ રાખવી, વિદ્યાદિની પ્રાપ્તિ માટે આહારાદિ લાવી આપવા કરેલા ઉપકારને ધ્યાનમાં રાખીને પ્રત્યુપકાર કરવાની ભાવનાથી પ્રીતિયુક્ત વ્યવહાર કરવો, રોગાદિવાનને ઔષધાદિથી ઉપચાર કરવો, દેશકાલજ્ઞતા–દેશકાળના અનુસારે પ્રવૃત્તિ કરવી બધા કાર્યોમાં અનુકૂળતા રાખવી, આ લોકોપચાર વિનય છે. આ પ્રમાણે વિનયતપનુ વર્ણન જાણવુ જોઈએ.

से किं तं वेयावच्चे ? वेयावच्चे दसविहे पण्णत्ते; तं जहा–आयरियवेयावच्चे १, उवज्झायवेयावच्चे २, सेहवेयावच्चे ३, गिलाणवेयावच्चे ४, तवस्सिवेयावच्चे ५, थेरवेयावच्चे ६, साहम्मियवेयावच्चे ७, कुलवेयावच्चे ८, गणवेयावच्चे ९, संघवेयावच्चे १०, से तं वेयावच्चे । से किं तं सज्झाए ? सज्झाए पंचविहे पण्णत्ते; तंजहा–वायणा १, पुच्छणा २, परियट्टणा ३, अणुप्पेहा ४, धम्मकहा ५, से तं सज्झाए । से किं तं झाणे ? झाणे चउव्विहे पण्णत्ते, तं जहा-अट्टज्झाणे १, रुद्दज्झाणे २, धम्मज्झाणे ३, सुक्कज्झाणे ४ । अट्टज्झाणे चउव्विहे पण्णत्ते; तं जहा-अमणुण्णसंपओगसंपउत्ते तस्स विप्पओगसइसमण्णागए यावि भवइ १, मणुण्णसंपओगसंपउत्ते तस्स अविप्पओगसइसमण्णागए यावि भवइ २, आयंकसंपओगसपउत्ते तस्स विप्पओगसइसमण्णागए यावि भवइ ३, परिजूसियकामभोगसंपउत्ते तस्स अविप्पओगसइसमण्णगए यावि भवइ ५ । अट्टस्स णं झाणस्स चत्तारि लक्खणा पण्णत्ता; तं जहा–कंदणया १, सोयणया २, तिप्पणया ३, विलवणया ४ । रुद्दज्झाणे चउव्विहे पण्णत्ते; तं जहा–हिसाणुबंधी १, मोसाणुबंधी २, तेणाणुबंधी ३, सारक्खणाणुबंधी ४ । रुद्दस्स णं झाणस्स चत्तारि लक्खणा पण्णत्ता, तं जहा–उसण्णदोसे १, बहुदोसे २, अण्णा-

વૈયાવૃત્ય તપ શું છે? વૈયાવૃત્ય તપ દશ પ્રકારે છે તે આ પ્રમાણે-(૧) આચાર્યની વૈયાવૃત્ય (૨) ઉપાધ્યાયની વૈયાવૃત્ય (૩) શૈક્ષ–નવદીક્ષિત સાધુની વૈયાવૃત્ય (૪) ગ્લાન-તપ અથવા રોગથી ક્લાન્ત થયેલા સાધુની વૈયાવૃત્ય (૫) તપસ્વીની વૈયાવૃત્ય (૬) સ્થવિર-વયથી અથવા જ્ઞાનથી વૃદ્ધ સાધુની વૈયાવૃત્ય (૭) સાધર્મિકની વૈયાવૃત્ય (૮) કુળ-એક આચાર્યની પરંપરાવાળા મુનિઓની વૈયાવૃત્ય (૯) ગણ-કુળના સમુહની વૈયાવૃત્ય (૧૦) સંઘની વૈયાવૃત્ય આ વૈયાવૃત્ય તપ છે સ્વાધ્યાય તપ શુ છે? સ્વાધ્યાય તપ પાંચ પ્રકારે છે તે આ પ્રમાણે-(૧) વાચના (૨) પ્રચ્છના (૩) પરિવર્તના (૪) અનુપ્રેક્ષા (૫) ધર્મકથા તે સ્વાધ્યાય તપ છે. ધ્યાન શું છે? ધ્યાન ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે-(૧) આર્તધ્યાન (૨) રૌદ્રધ્યાન (૩) ધર્મધ્યાન (૪) શુક્લ ધ્યાન આર્તધ્યાન ચાર પ્રકારે છે, તે આ પ્રમાણે-(૧) અમનોજ્ઞ વિષયાદિનો સંપર્ક થતા તેને દૂર કરવા માટે જે વારવાર વિચાર કરવો તે અનિષ્ટ સંયોગજન્ય આર્ત્તધ્યાન (૨) મનોજ્ઞ વિષયોની પ્રાપ્તિ થતાં તેનો વિયોગ ન થાય તેનુ વારવાર ચિંતન કરવુ તે ઇષ્ટસંયોગજન્ય આર્ત્તધ્યાન છે (૩) રોગ આવતાં તેને દૂર કરવા માટે વારવાર ચિંતન કરવું તે વેદનાજન્ય આર્તધ્યાન (૪) સેવન કરેલ કામભોગોની પ્રાપ્તિ થતાં તેમનો કયારેય પણ વિયોગ ન થાય એવો વિચાર કરવો આર્તધ્યાનના ચાર લક્ષણો છે, તે આ પ્રમાણે: (૧) ક્રન્દન–શબ્દ સાથે આંસુ પાડતા રડવુ (૨) શોચન– માનસિક ગ્લાનિ કરવી (૩) તેપન–રોવાનો અવાજ ન હોય પરંતુ આસુ વહેતા રહે (૪) વિલપન– વારવાર પોતે કરેલાં કર્મોનુ ચિતન કરતાં મોટેથી વિલાપ કરવો. રૌદ્રધ્યાન ચાર પ્રકાર છે, તે આ પ્રમાણે: (૧) હિંસાનુબંધી (૨) મૃષાનુબધી (૩) સ્તેન્યા-

णदोसे ३, आमरणंतदोसे ४। धम्मज्झाणे चउव्विहे चउप्पडोयारे पण्णत्ते; तंजहा–आणाविचए १, अवायविचए २, विवागविचए ३, संठाणविचए ४। धम्मस्स णं झाणस्स चत्तारि लक्खणा पण्णत्ता, तंजहा–आणारुई १, णिसग्गरुई २, उवएसरुई ३, सुत्तरुई ४। धम्मस्स णं झाणस्स चत्तारि आलंबणा पण्णत्ता; तंजहा–वायणा १, पुच्छणा २, परियट्टणा ३, धम्मकहा ४। धम्मस्स णं झाणस्स चत्तारि अणुप्पेहाओ पण्णत्ताओ, तं जहा--अणिच्चाणुप्पेहा १, असरणाणुप्पेहा २, एगत्ताणुप्पेहा ३, संसाराणुप्पेहा ४।

सुक्कज्झाणे चउव्विहे चउप्पडोयारे पण्णत्ते; तंजहा–पुहुत्तवियक्के सवियारि १, एगत्तवियक्के अवियारि २, सुहुमकिरिए अप्पडिवाई ३, समुच्छिन्नकिरिए अणियट्टी ४। सुक्कस्स णं झाणस्स चत्तारि लक्खणा पण्णत्ता; तं जहा–विवेगे १, विउस्सग्गे २, अव्वहे ३, असम्मोहे ४। सुक्कस्स णं झाणस्स चत्तारि आलंबणा पण्णत्ता, तं जहा–खंती १, मुत्ती २, अज्जवे ३, मद्दवे ४। सुक्कस्स णं झाणस्स चत्तारि अणुप्पेहाओ पण्णत्ताओ; तंजहा–अवायाणुप्पेहा १ असुभाणुप्पेहा २ अणतवत्तियाणुप्पेहा ३ विपरिणामाणुप्पेहा ४। से तं झाणे।

से किं त विउस्सग्गे? विउस्सग्गे दुविहे पण्णत्ते; तंजहा–१ दव्वविउस्सग्गे, २ भावविउस्सग्गे य। से किं तं दव्वविउस्सग्गे? दव्वविउस्सग्गे चउव्विहे पण्णत्ते, तं जहा–१ सरीरविउस्सग्गे, २ गणवि-

નુબંધી– ચોરી કરવાનો અનુબંધ હોય (૪) સંરક્ષાનુબંધી – વિષયના સાધનભૂત ધનાદિકના સંરક્ષણનો અનુબંધ હોય રૌદ્રધ્યાનના ચાર લક્ષણ કહ્યા છે, તે આ પ્રમાણે– (૧) ઉષન્નદોષ–હિંસાદિ પાપ કર્મો વારવાર કરવા. (૨) બહુદોષ – હિંસાદિ કાર્યો ઘણાં કરવા (૩) અજ્ઞાનદોષ–કુશાસ્ત્રાદિકના સંસ્કારજન્ય અજ્ઞાનથી હિંસાદિકમાં ધર્મબુદ્ધિથી પ્રવૃત્તિ થવી (૪) આમરણાન્ત દોષ – મરણ પર્યંત પશ્ચાત્તાપ કર્યા વિના હિંસાદિક કર્મોમાં પ્રવૃત્તિશીલ રહેવુ. ધર્મધ્યાન ચાર પ્રકારે છે અને તે દરેકના ચાર ચાર ભેદ છે. તે આ પ્રમાણે – (૧) આજ્ઞાવિચય (૨) અપાયવિચય (૩) વિપાક વિચય (૪) સંસ્થાન વિચય ધર્મધ્યાનના ચાર લક્ષણો છે. તે આ પ્રમાણે–(૧) આજ્ઞારુચિ (૨) નિસર્ગરુચિ (૩) ઉપદેશરુચિ (૪) સૂત્રરુચિ. ધર્મધ્યાનના આલંબન ચાર છે, તે આ પ્રમાણે– (૧) વાચના (૨) પ્રચ્છના (૩) પરિયટ્ટણા (૪) ધર્મકથા. ધર્મધ્યાનની ચાર અનુપ્રેક્ષા છે, તે આ પ્રમાણે – (૧) અનિત્યાનુપ્રેક્ષા (૨) અશરણાનુપ્રેક્ષા (૩) એકત્વાનુપ્રેક્ષા (૪) સંસારાનુપ્રેક્ષા.

શુકલધ્યાન ચાર પ્રકારે છે, તે દરેકના ચાર ભેદો છે તે આ પ્રમાણે –(૧) પૃથક્ત્વવિતર્ક સવિચાર (૨) એકત્વવિતર્ક અવિચાર (૩) સૂક્ષ્મ ક્રિયાપ્રતિપાતી (૪) સમુચ્છિન્નક્રિયાનિવૃત્તિ. શુકલધ્યાનના ચાર લક્ષણ છે, તે આ પ્રમાણે – (૧) વિવેક (૨) વ્યુત્સર્ગ (૩) અવ્યથ – વ્યથારહિત હોવુ (૪) અસંમોહ – મોહરહિત થવું. શુકલ ધ્યાનના ચાર આલંબન છે, તે આ પ્રમાણે છે– (૧) ક્ષમા, (૨) મુક્તિ – લોભનો ત્યાગ, (૩) આર્જવ – સરળતા, (૪) માર્દવ – મૃદુતા. શુકલ ધ્યાનની ચાર અનુપ્રેક્ષા છે, તે આ પ્રમાણે છે– (૧) અપાયાનુપ્રેક્ષા, (૨) અશુભાનુપ્રેક્ષા, (૩) અનંતવર્ત્તિતાનુપ્રેક્ષા, (૪) વિપરિણામાનુપ્રેક્ષા. આ પ્રમાણે ધ્યાન છે

વ્યુત્સર્ગ તે શું છે? વ્યુત્સર્ગ તપ બે પ્રકારે છે, તે આ પ્રમાણે– (૧) દ્રવ્યવ્યુત્સર્ગ અને (૨) ભાવવ્યુત્સર્ગ. દ્રવ્યવ્યુત્સર્ગ કેટલા પ્રકારે છે? દ્રવ્યવ્યુત્સર્ગ ચાર પ્રકારે છે, તે આ પ્રમાણે– (૧) શરીરવ્યુત્સર્ગ, (૨) ગણવ્યુત્સર્ગ, (૩)

उस्सग्गे, ३ उवहिविउस्सग्गे, ४ भत्तपाणविउस्सग्गे । से तं दव्वविउस्सग्गे । से किं तं भावविउस्सग्गे ? भावविउस्सग्गे तिविहे पण्णत्ते, तं जहा—१ कसायविउस्सग्गे, २ संसारविउस्सग्गे, कम्मविउस्सग्गे । से किं तं कसायविउस्सग्गे, ? कसायविउस्सग्गे चउव्विहे पण्णत्ते; तं जहा—कोहकसायविउस्सग्गे, २ माणकसाय विउस्सग्गे, ३ मायाकसायविउस्सग्गे, ४ लोहकसायविउस्सग्गे । से तं कसायविउस्सग्गे । से किं तं संसारविउस्सग्गे ? संसारविउस्सग्गे चउव्विहे पण्णत्ते; तं जहा—१ णेरइयसंसारविउस्सग्गे, २ तिरियसंसारविउस्सग्गे, ३ मणुयसंसारविउस्सग्गे, ४ देवसंसारविउस्सग्गे । से तं संसारविउस्सग्गे । से किं तं कम्मविउस्सग्गे ? कम्मविउस्सग्गे अट्ठविहे पण्णत्ते; तं जहा, १ णाणावरणिज्जकम्मविउस्सग्गे, २ दरिसणावरणिज्जकम्मविउस्सग्गे, ३ वेयणिज्जकम्मविउस्सग्गे, ४ मोहणिज्जकम्मविउस्सग्गे, ५ आउकम्मविउस्सग्गे, ६ णामकम्मविउस्सग्गे, ७ गोयकम्मविउस्सग्गे, ८ अंतरायकम्मविउस्सग्गे । से तं कम्मविउस्सग्गे । से तं भावविउस्सग्गे ।

ઉપધિવ્યુત્સર્ગ, (૪) ભક્તપાનવ્યુત્સર્ગ. આ દ્રવ્યવ્યુત્સર્ગ છે. ભાવવ્યુત્સર્ગ શું છે? ભાવવ્યુત્સર્ગ ત્રણ પ્રકારે છે, તે આ પ્રમાણે– (૧) કષાયવ્યુત્સર્ગ, (૨) સંસારવ્યુત્સર્ગ, (૩) કર્મવ્યુત્સર્ગ કષાયવ્યુત્સર્ગ શુ છે? કષાયવ્યુત્સર્ગ ચાર પ્રકારે છે તે આ પ્રમાણે- (૧) ક્રોધકષાય વ્યુત્સર્ગ, (૨) માનકષાય વ્યુત્સર્ગ, (૩) માયાકષાય વ્યુત્સર્ગ, (૪) લોભકષાય વ્યુત્સર્ગ. આ કષાયવ્યુત્સર્ગ છે. સસારવ્યુત્સર્ગ શુ છે? સસારવ્યુત્સર્ગ ચાર પ્રકારે છે, તે આ પ્રમાણે– (૧) નૈરયિક સંસારવ્યુત્સર્ગ, (૨) તિર્યક સંસાર વ્યુત્સર્ગ, (૩) મનુષ્ય સસારવ્યુત્સર્ગ, (૪) દેવ સંસારવ્યુત્સર્ગ. આ સંસારવ્યુત્સર્ગ છે. કર્મવ્યુત્સર્ગ શું છે? કર્મવ્યુત્સર્ગ આઠ પ્રકારે છે, તે આ પ્રમાણે– (૧) જ્ઞાનાવરણીય કર્મવ્યુત્સર્ગ, (૨) દર્શનાવરણીય કર્મવ્યુત્સર્ગ, (૩) વેદનીય કર્મવ્યુત્સર્ગ, (૪) મોહનીય કર્મવ્યુત્સર્ગ, (૫) આયુ કર્મવ્યુત્સર્ગ, (૬) નામ કર્મવ્યુત્સર્ગ, (૭) ગોત્ર કર્મવ્યુત્સર્ગ, (૮) અંતરાય કર્મવ્યુત્સર્ગ. આ કર્મવ્યુત્સર્ગ છે તે ભાવ વ્યુત્સર્ગ છે.

३१- तेणं कालेणं तेणं समएणं समणस्स भगवओ महावीरस्स बहवे अणगारा भगवंतो अप्पेगइया आयारधरा जाव विवागसुयधरा तत्थ तत्थ तहिं तहिं देसे देसे गच्छागच्छि गुम्मागुम्मि फड्डाफड्डि अप्पेगइया वायंति, अप्पेगइया पडिपुच्छंति, अप्पेगइया परियट्टंति, अप्पेगइया अणुप्पेहंति, अप्पेगइया अक्खेवणीओ विक्खेवणीओ संवेयणीओ णिव्वेयणीओ बहुविहाओ कहाओ कहंति, अप्पेगइया उड्ढंजाणू अहोसिरा झाण-

૩૧– તે કાળ અને તે સમયમાં શ્રમણ ભગવાન મહાવીરના ઘણાં અણગાર ભગવતો હતા. તેમાં કેટલાંક આચારાંગ સૂત્રના ધારક હતા યાવત્ વિપાક સૂત્રના ધારક હતા તે ઉદ્યાનમાં ભિન્ન (૨) સ્થાનમાં ગચ્છ ગચ્છના રૂપમા વિભક્ત થઈને, ગચ્છના એક એક ભાગમાં, લઘુતર ગચ્છના એક ભાગમાં હતા. કેટલાક વાચના આપતા હતા, કેટલાક પૂછતા હતા, કેટલાક અનુપ્રેક્ષા –ચિંતન કરતા હતા, કેટલાંક આક્ષેપણી, વિક્ષેપણી, સંવેદની અને નિર્વેદની એ પ્રકારે અનેક પ્રકારની કથાઓ કરતા હતા કેટલાક ઘૂટણો ઊંચા રાખી, માથું નીચે રાખી ધ્યાન રૂપી કોઠામાં સ્થિત

कोट्ठोवगया संजमेण तवसा अप्पाणं भावेमाणा विहरंति ।

હતા આ પ્રમાણે સંયમ અને તપથી પોતાના આત્માને ભાવિત કરતા વિચરતા હતા.

**સંસારસાગર –**

३२- संसारभउव्विग्गा भीया जम्मण–जर-मरण–गंभीर– -दुक्ख-पक्खुभिय-पउर-सलिलं संजोग-विओग-वीइचिता–पसंग-पसरिय-वह-बंध-महल्ल-विउल-कल्लोल-कलुणविलविय–लोभ–कलकलंत–बोल-बहुलं अवमाणण-फेण-तिव्वखिसण-पुलंपुल (पलुंपण)–प्पभूयरोग-वेयण-परि-भव-विणिवाय–फरुस–धरिसणा–समाव-डिय-कढिण – कम्म–पत्थर–तरंग-रंगंत-निच्चमच्चुभयतोयपट्ठं कसाय-पायाल-संकुलं भवसयसहस्स–कलुस–जल-संचयं पइभयं अपरिमिय–महिच्छ–कलुसमइ-वाउवेग– उद्धुम्ममाण–दगरय-रयंधआर-वरफेण-पउर-आसा-पिवास-धवलं मोह-महावत्त—भोग—भममाण—गुप्पमाणु–च्छलंत-पच्चोणियत्त-पाणिय-पमाय-चंड-बहुदुट्ठ–सावय-समाहयुद्धायमाण-पब्भार-घोर —- कंदियमहारवरवंत -— भेरवरवं अण्णाण–भमंतमच्छपरिहत्थ--अणिहुयिं-दिय–महामगर–तुरिय–चरिय-खोखुब्भ-माणनच्चंत-चवल-चंचल–चलंत-घुम्मंत-जल–समूहं अरइ—भय—विसायसोग-मिच्छत्त–सेल–संकडं अणाइसंताण–कम्मबंधण–किलेस–चिविखल्ल–सुदुत्तारं अमर–णर–तिरिय—णरयगइ—गमण–कुडिल–परियत्त–विउलवेलं चउरंतं महंतमणवदग्गं रुद्दं संसारसागरं भीम-

૩૨ – તે સંસારના ભયથી ઉદ્વિગ્ન હતા સંસાર-ભીરુ હતા, જન્મ, જરા, મરણ એ જેના સાધન છે તેમજ પ્રગાઢ દુઃખ જ જેમાં વિસ્તારથી ઉછળતા પાણીની જેમ ભરેલ છે તથા સંયોગ, વિયોગની જેમાં લહેરો છે, ચિંતા જેનો વિસ્તાર છે, વધ તેમજ બંધન જેમાં મોટા મોજાં છે, કરુણારસજનક વિલાપ વચન તેમજ લોભથી ઉત્પન્ન થયેલ આક્રોશ વચન આ બે જેના મોટા કલકલાટ ધ્વનિઓ છે, અપમાન જેમાં ફીણના ઢગલારૂપ છે, દુઃસહ નિંદા, નિરંતર થતી રોગ-વેદના, પરાભવ, વિનિપાત, વિનાશ અથવા પરા-ભવની પ્રાપ્તિ, નિષ્ઠુર વચન, અપમાનના વચન તેમજ કઠોર ઉદયવાળા સંચિત જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મો એ જ જેમાં ખડકો છે તેની સાથે ભટકાવાથી અનેક પ્રકારનાં આધિ, વ્યાધિરૂપ મોજા ઉત્પન્ન થાય છે અને તેનાથી ચલાયમાન અવશ્યભાવી મૃત્યુભય જેમાં પાણીની સપાટીનો ભાગ છે. એવો આ સંસારસાગર છે. કષાયરૂપ પાતાળ કળશોથી વ્યાપ્ત છે લાખો ભવરૂપ જ જેમાં પાણીનો સંચય છે મહાભયંકર છે. અપ-રિમિત તીવ્રાભિલાષા છે તે વાયુના ઝપાટાથી ઊડતા જલકણો છે તેનાથી આ સંસારસમુદ્ર અંધકારથી ભરેલ જેવો થઇ ગયો છે આશા તેમજ તૃષ્ણા રૂપ પ્રચુર ફીણથી તે સફેદ થઇ ગયો છે. મોહરૂપી મહા આવર્ત્તમાં ભોગરૂપ જલચક્રની જેમ ઘૂમી રહ્યુ છે, બહુ વેગ થઇ રહ્યો છે. ઉછળી રહ્યુ છે ઉછળીને પાછું નીચે પડે છે તેમા પ્રમાદાદિ ક્રોધી તેમજ અતિ દુષ્ટ સ્વભાવવાળા હિંસક જીવ છે તેનાથી આઘાત પામી સમસ્ત સંસારી જીવોનો સમૂહ આમતેમ ભાગનાસ કરે છે તે જીવોનો ભયંકર આક્રંદનનો

दरिसणिज्जं तरंति, धिइ–धणिय-निप्प-कंपेण तुरिय–चवलं संवर–वेरग्ग-तुंग-कूवय–सुसंपउत्तेणं णाण–सिय–विमल-मूसिएणं सम्मत्त–विसुद्ध–लद्ध–णिज्जामएणं धीरा संजमपोएण सीलकलिया पसत्थज्झाण–तव–वाय–पणोल्लियपहाविएणं उज्जमववसायग्गहिय-णिज्जरण-जयण–उवओग–णाण–दंसण–[चरित्त] विसुद्ध–वयवर–भंड–भरियसारा जिणवर–वयणोवदिट्ठ–मग्गेण अकुडिलेण सिद्धिमहापट्टणाभिमुहा समणवर–सत्थवाहा सुसुइ–सुसंभास–सुपण्ह–सासा गामे गामे एगरायं णगरे णगरे पंचरायं दूइज्जंता जिइंदिया णिब्भया गयभया सचित्ताचित्तमीसिएसु दव्वेसु विरागयं गया संजया [विरता] मुत्ता लहुया णिरवकंखा साहू णिहुया चरंति धम्मं ।

મહાભીષણુ પડઘો આ સંસાર સમુદ્રમાં પડે છે તથા અજ્ઞાન જ ઘૂમતાં માછલાં તેમજ જલજંતુ વિશેષ છે. અનુપશાંત ઇન્દ્રિયો તેમાં વિકરાળ મગર છે આ મહામગરોની ચંચળ ચેષ્ટાઓથી તેમાં અજ્ઞાનીઓના સમૂહરૂપ જલસમૂહ ક્ષુબ્ધ થઇ રહ્યો છે, નાચી રહ્યો છે, વીજળી વેગે ચક્રની જેમ ફરી રહ્યો છે. અરતિ, ભય, વિષાદ, શોક તથા મિથ્યાત્વ રૂપી પર્વતથી અત્યંત વિકટ છે. અનાદિકાળથી, બંધનાવસ્થાથી આવતા કર્મ અને તેનાથી ઉત્પન્ન થએલ રાગાદિ પરિણામ તે ચીકણું કાદવ છે જેને તરવો મુશ્કેલ છે દેવ, મનુષ્ય, તિર્યંચ તથા નરકગતિમાં નિરંતર પરિભ્રમણ તે તેની વાંકી થતી વિશાળ વેલા છે. ચાર ગતિરૂપ, ચાર વિભાગથી વિભક્ત છે. વિશાળ છે જેનો પાર પામવો મુશ્કેલ છે, વિકરાળ છે, જેના દર્શનમાત્રથી ભય ઉત્પન્ન થાય છે, એવો આ સંસારસમુદ્ર છે. તેને ધૈર્યરૂપી દોરડાંના બંધનથી જે દૃઢ છે, અત્યંત વેગવાળી છે, જેમાં સંવર તથા વૈરાગ્યરૂપી એક ઊંચો કૂપકસ્તંભ છે, જ્ઞાનરુપી સફેદ વસ્ત્ર જેમાં સઢ છે, વિશુદ્ધ સમ્યક્ત્વ જેનો સુકાની છે, પ્રશસ્ત ધ્યાનરૂપ, તપરૂપ વાયુથી પ્રેરિત થઇ જે આગળ વધે છે આવા પ્રકારના સંયમરૂપી નાવથી પાર કરે છે તે મુનિઓ શીલરથને ધારણુ કરનારા છે ઉદ્યમ, વ્યવસાય (મોક્ષ પ્રાપ્ત કરવાનો દૃઢ નિશ્ચય) આ બંનેથી ગ્રહણુ કરેલ નિર્જરા, યતના, ઉપયોગ, જ્ઞાન દર્શન તેમજ ચારિત્ર વિશુદ્ધ શ્રેષ્ઠ ભાર જેમાં ભરેલો છે તેવા મુનિ સંસારસમુદ્રનો પાર પામે છે જિનવરના વચન દ્વારા બતાવેલ જે સંયમમાર્ગ તેનાથી કપટાદિથી રહિત થઇ સિદ્ધિરૂપ નગરના સન્મુખ થાય છે એવા શ્રેષ્ઠ શ્રમણો સાર્થવાહ છે.

આ સાધુઓ ગામની અંદર એક રાત્રિ અને નગરમાં પાંચ રાત્રિ નિવાસ કરતા હતા જિતેન્દ્રિય હતા. નિર્ભય હતા. સચિત્ત, અચિત્ત અને

સચિત્તાચિત્ત દ્રવ્યોમાં વૈરાગ્યવાન હતા સંયમી, હિંસાદિથી નિવૃત્ત અને લોભથી રહિત હતા. લાઘવ ગુણસંપન્ન હતા, અભિલાષાથી રહિત હતા. સાધુ અર્થાત્ મોક્ષસાધક હતા, મદથી રહિત હોવાના કારણે વિનીત થઈ ધર્મની આરાધના કરતા હતા.

### અસુરકુમાર દેવોનું આગમન

३३- तेणं कालेणं तेणं समएणं समणस्स भगवओ महावीरस्स बहवे असुरकुमारा देवा अंतियं पाउब्भवित्था, कालमहानील–सरिस–णील–गुलिय–गवल–अयसिकुसुम–प्पगासा वियसिय–सयवत्तमिव पत्तलनिम्मला–ईसी–सिय–रत्त–तंबणयणा गरुलायय–उज्जु–तुंग–णासा ओयविय–सिलप्पवाल–बिंबफल–सण्णिभाहरोट्ठा पंडुर–ससिसयल–विमल–णिम्मल–संख–गोखीर–फेण–दगरय–मुणालिया–धवल–दंतसेढी, हुयवह–णिद्धंत–धोय–तत्ततवणिज्ज–रत्ततल–तालुजीहा, अंजण–घणकसिण-रुयग-रमणिज्ज–णिद्ध–केसा, वामेग–कुंडलधरा, अद्द–चंदणा–णुलित्त-गत्ता, ईसी-सिलिंधपुप्फ–प्पगासाइं असंकिलिट्ठाइं सुहुमाइं वत्थाइं पवरपरिहिया, वयं च पढमं समइक्कंता विइयं च असंपत्ता, भद्दे जोव्वणे वट्टमाणा, तलभंगय-तुडिय-पवर-भूसण-णिम्मल–मणि-रयण-मंडिय-भुया, दसमुद्दा-मंडिय-ग्गहत्था चूलामणि-चिंधगया सुरूवा महड्ढिया महज्जुइया महब्बला महासोक्खा महानुभागा हार-विराइय–वच्छा कडग–तुडिय–थंभिय–

૩૩– તે કાળે અને તે સમયે શ્રમણ ભગવાન મહાવીરની પાસે અનેક અસુરકુમાર દેવો પ્રગટ થયા. તેઓ કાળા મહાનીલમણિ, નીલમણિ, ગુલિકા, ભેંસના શિંગડા સમાન, અળશીના ફૂલની સમાન કાંતિવાળા હતા વિકસેલા શતપત્ર (કમળ)ના સમાન નેત્રની પાંપણો હતી, નેત્રો નિર્મળ કંઈક શ્વેત તથા ત્રાંબાની સમાન જરા લાલ હતા. ગરુડની જેવી લાંબી, સરળ તથા તથા ઊંચી નાસિકા હતી પુષ્ટ શિલાપ્રવાલ-વિદ્રુમ અને અતિશય લાલ ચણોઠીના જેવા નીચેના હોઠ હતા. સફેદ ચંદ્રના ટૂકડાની સમાન અતિ ઉજ્જવલ, શંખ, ગોક્ષીર, ફીણ, જલકણ તથા કમળની દાંડી સમાન શ્વેત દાંતની પંક્તિઓ હતી. અગ્નિમાં તપાવેલ, સાફ કરેલ, ધોયેલ, તપેલા સુવર્ણની સમાન લાલ તલભાગવાળા તેમના તાળવા અને જીભ હતા આંજણ, મેઘ સમાન કાળા, રુચક મણિ સમાન સ્નિગ્ધ કેશ હતા ડાબા કાનમાં કુંડલ હતા ભીના ચંદનથી તેમના આખા શરીર પર લેપ કરવામાં આવ્યો હતો કંઈક શ્વેત તથા સિલીન્ધ્ર (વર્ષાઋતુમાં જમીન ફોડીને છત્રાકારે ઉત્પન્ન થનાર પુષ્પ) પુષ્પના પ્રકાશ જેવા, અત્યંત સૂક્ષ્મ–પતલા, દોષરહિત એવા શ્રેષ્ઠ વસ્ત્રોને ધારણ કર્યા હતા. પ્રથમ વયનું ઉલ્લંઘન કર્યું અને તરુણ અવસ્થાને પામ્યા નથી. એવી યૌવન અવસ્થાને પ્રાપ્ત હતા તેમની ભુજાઓ, બાહુના આભરણ, ભુજબંધક એ ઉત્તમ

भुया अंगय–कुंडल–मट्ट–गंडयल–कण्ण-पीढधारी विचित्त-वत्था-भरणा विचित्त-माला–मउलि–मउडा कल्लाणग-पवर–वत्थ–परिहिया कल्लाणग–पवर-मल्ला-णुलेवणा भासुरबोंदी पलंबवणमालधरा दिव्वेणं वण्णेणं दिव्वेणं गंधेणं दिव्वेणं रूवेणं एवं फासेणं संघाएणं संठाणेणं दिव्वाए इड्ढीए जुईए पभाए छायाए अच्चीए, दिव्वेणं तेएणं दिव्वाए लेसाए दस दिसाओ उज्जोयमाणा पभासेमाणा समणस्स भगवओ महावीरस्स अंतिय आगम्मागम्म रत्ता समणं भगवं महा-वीरं तिक्खुत्तो आयाहिण–पयाहिणं करेति, करित्ता वंदंति नमंसंति, वंदित्ता नमंसित्ता साइं साइं नामगोयाइं सावेंति, णच्चासण्णे णाइदूरे सुस्सूसमाणा नमं-समाणा अभिमुहा विणएणं पंजलिउडा पज्जुवासंति ।

આભૂષણોથી તથા નિર્મળ મણિરત્નોથી મંડિત હતી. હાથની દશે આંગળીઓ મુદ્રિકાઓથી મંડિત હતી ચૂડામણિ ચિહ્નના ધારક હતા, સુંદર હતા, મહાન ઋદ્ધિવાળા; મહાન દ્યુતિવાળા, વિશેષ શક્તિસંપન્ન, મહાન યશવાળા, વિશિષ્ટ પ્રકારના સુખના ભોકતા, અચિન્ત્ય પ્રભાવના ધારક હતા. વક્ષસ્થળ હારથી શોભાયમાન હતું, કટક તથા ભુજબંધનથી તેમની ભુજાઓ સજ્જિત હતી બાજુબંધ, કુંડલથી જેના ગાલ ઘર્ષિત થતા હતા તેમજ બીજા વિશિષ્ટ કર્ણના આભૂષણોને ધારણ કર્યા હતા વિચિત્ર પ્રકારના વસ્ત્ર તથા આભૂષણોને ધારણ કર્યા હતા. વિચિત્ર માળાઓને ધારણ કરી હતી મસ્તક મુકુટોથી શોભી રહ્યા હતા. કલ્યાણ-કારી તથા વિશેષ કીંમતિ વસ્ત્રો ધારણ કર્યા હતાં કલ્યાણકારી શ્રેષ્ઠમાળાને ધારણ કરી હતી તથા વિલેપનથી શરીર સજ્જિત હતાં તેમના શરીર આભાવાળા હતા, જે વનમાળા ધારણ કરી હતી તે લાંબી લટકતી હતી દિવ્યવર્ણ, દિવ્યગંધ, દિવ્ય રૂપ, તેમજ દિવ્ય સ્પર્શ, દિવ્ય સંહનન, સંસ્થાનવાળા તથા દિવ્ય ઋદ્ધિ, દ્યુતિ, પ્રભા, છાયા, શરીર પરના રત્નાદિના દિવ્ય તેજવાળા, કાંતિવાળા અને દિવ્ય લેશ્યાવાળા હતા. દશે દિશાઓને પ્રકાશિત કરત થકા શ્રમણ ભગવાન મહાવીરની પાસે વારંવાર આવી, બહુ ભક્તિપૂર્વક શ્રમણ ભગવાન મહાવીરને ત્રણવાર અંજલિપુટ કરી જમણા કાનથી લઇને ડાબા કાન સુધી આ-વર્તન કર્યું. કરીને વંદણા કર્યા નમસ્કાર કર્યા વંદન નમસ્કાર કરીને પોતપોતાના નામ તેમજ ગોત્ર કહ્યાં. ન અતિ દૂર કે ન અતિ નજીક એ રીતે સામે બેસી, સાંભળવાની ઇચ્છાવાળા તે દેવો નમસ્કાર કરતા વિનયપૂર્વક હાથ જોડી સેવા કરવા લાગ્યા

## નાગકુમારાદિ દેવોનું આગમન

३४- तेणं कालेणं तेणं समएणं समणस्स भगवओ महावीरस्स बहवे असुरिंदवज्जिया भवणवासी देवा अंतियं पाउब्भवित्था-णागपइणो सुवण्णा विज्जू अग्गी य दीव उदही दिसाकुमारा य पवणा थणिया य भवणवासी णागफडा–गरुल-वइर-पुण्ण-कलस–सीह–हयवर–गयंक-मयरंक-वर-मउड–वद्धमाण–णिज्जुत्त-विचित्त-चिंधगया सुरूवा महिड्ढिया, सेसं तं चेव जाव पज्जुवासंति ।

૩૪– તે કાળ અને તે સમયે શ્રમણ ભગવાન મહાવીરની પાસે અનેક અસુરેન્દ્રોને છોડી ને બીજા ભવનવાસી દેવો પ્રગટ થયા નાગકુમાર, સુપર્ણકુમાર, વિદ્યુતકુમાર, અગ્નિકુમાર, દ્વીપકુમાર, ઉદધિકુમાર, દિશાકુમાર, પવનકુમાર, સ્તનિત-કુમાર-આ ભવનવાસી દેવો છે આ દેવોના મુકુટમાં ક્રમથી આ પ્રમાણે ચિહ્ન હતા–નાગની ફણા, ગરુડ, વજ્ર, પૂર્ણકલશ, સિંહ, અશ્વ, હાથી, મગર, સ્વસ્તિક આ ચિહ્નો મુકુટમાં હોય છે તે દેવો વિચિત્ર રૂપવાળા અને સુંદર રૂપવાળા, મહાન્ ઋદ્ધિથી યુકત હતા. શેષ સર્વ વર્ણન અસુરકુમારની જેમ સમજવું યાવત્ ભગવાનની સેવા કરવા લાગ્યા

## વ્યન્તર દેવોનું આગમન

३५- तेणं कालेणं तेणं समएणं समणस्स भगवओ महावीरस्स बहवे वाणमंतरा देवा अंतियं पाउब्भवित्था–पिसाय–भूया य जक्खरक्खसा किनर–किंपुरिस–भुयगपइणो य महाकाया गंधव्व–णिकायगणा णिउण–गंधव्वगीय–रइणो अणवण्णिय–पणवणिय–इसिवाइय–भूयवाइय-कंदिय-महाकंदिया य कुहंड–पययदेवा चंचल–चवल–चित्त–कीलण–दवप्पिया गंभीर-हसिय-भणिय-पीयगीय-णच्चण-रई वण-माला—मेल—मउड—कुंडल—सच्छंद—विउव्वियाहरण—चारु—विभूसण—धरा सव्वोउय–सुरभि–कुसुम–सुरइय–पलंब-सोभंत–कंतवियसंत—चित्त—वणमाल–रइय–वच्छा कामगमा कामरूवधारी णाणाविह–वण्ण–राग–वरवत्थ–चित्त–चिल्लिय–णियंसणा विविह–देसणेवच्छ-

૩૫– તે કાળ અને તે સમયમાં શ્રમણ ભગવાન મહાવીરની પાસે ઘણા વ્યન્તરદેવો આવ્યા. પિશાચ, ભૂત, યક્ષ, રાક્ષસ, કિન્નર, કિંપુરુષ, ભુજગપતિ–મહાન કાયાવાળા મહોરગ, ગંધર્વ નિકાય, આ બધા દેવો પ્રશસ્ત નાટકીય ગાનમાં તેમજ નાટયવર્જિત ગાનવિદ્યામાં પ્રેમ રાખવા-વાળા હોય છે આણુપન્ને, પાણુપન્ને, ઋષિવાદિક, ભૂતવાદિક, ક્રન્દિત, મહાક્રન્દિત, કૂષ્માંડ, પતંગ-દેવ તે ચંચળ ચિત્તવાળા તેમજ ક્રીડા અને પરિહાસપ્રિય હોય છે ગંભીર હાસ્ય કરનારા અર્થાત્ બીજા ન જાણી શકે તેવું હસનારા, બોલવામાં નિપુણ, અથવા હસવુ અને બોલવુ એ બે જેને વિશેષ પ્રિય છે ગીત અને નૃત્યમાં રતિ રાખનારા છે વનમાળા, પુષ્પથી બનાવેલ અલંકાર, મુકુટ, કુંડલ, તેમજ ઇચ્છાનુસાર ઉત્પન્ન કરેલ બીજા આભૂષણો એ જ તેમના સુંદર આભૂષણો છે સર્વઋતુઓના સુંદર પુષ્પોદ્વારા બનાવેલી લાંબી, સુંદર વિકસિત, ચિત્ર, વિચિત્ર વનમાળાઓથી તેમનુ વક્ષસ્થળ શોભાયમાન

गहिय–वेसा पमुइय–कंदप्प-कलह्-केली-कोलाहल-प्पिया हास-बोल-बहुला-अणेग-मणि–रयण–विविह–णिज्जुत्त–विचित्त-चिंधगया सुरूवा महिड्ढिया जाव पज्जुवासंति ।

હતું. ઇચ્છાનુમાર ગમન કરતા. ઇચ્છાનુસાર રૂપ ધારણુ કરતા, અનેક પ્રકારના રંગવાળા તથા ચિત્રવિચિત્ર પ્રભાવાળા એવા ચમકદાર વસ્ત્રો તેઓ પહેરે છે. અનેક દેશોનો પોશાક પહેરે છે. પ્રમુદિતોના જે કન્દર્પપ્રધાન કલહ તેમજ ક્રીડા થાય છે તેમાંથી ઉત્પન્ન થયેલ જે કોલાહલ તે તેમને અધિક પ્રિય છે. હાંસી, મજાક કરવામાં બહુજ ચતુર હોય છે અનેક મણિરત્ન જે વિવિધ પ્રકારે યથાસ્થાન ધારણુ કરેલ છે તે તેઓના વિચિત્ર ચિહ્ન છે. સુંદર રૂપવાળા, મહાઋદ્ધિવાળા યાવત્ ભગવાન મહાવીરની સેવા કરવા લાગ્યા

### જ્યોતિષ્ક દેવોનું આગમન–

३६- तेणं कालेणं तेणं समएणं समणस्स भगवओ महावीरस्स जोइसिया देवा अंतियं पाउब्भवित्था–बिहस्सई चंदसूर–सुक्क-सणिच्छरा राहू धूमकेतु–बुहा य अंगारका य तत्त–तवणिज्जकणग–वण्णा, जे य गहा जोइसंमि चारं चरंति केऊ य गइरइया अट्ठावीसविहा य णक्खत्तदेव-गणा णाणा–संठाण–संठियाओ य पंच-वण्णाओ ताराओ ठियलेसा चारिणो य अविस्साममंडलगई पत्तेयं णामंकपागडि-यचिंधमउडा महिड्ढिया जाव पज्जुवासंति ।

૩૬ – તે કાળ અને તે સમયમાં શ્રમણુ ભગવાન મહાવીરની પાસે જ્યોતિષી દેવો પ્રગટ થયા. બૃહસ્પતિ, ચંદ્ર, સૂર્ય, શુક્ર, શનૈશ્ચર, રાહુ, ધૂમકેતુ, બુધ અને અંગારક-મંગલ; તે દેવો તપેલા સુવર્ણની સમાન લાલ વર્ણવાળા હતા. ગ્રહો અને જ્યોતિષી દેવો પોતપોતાના માંડલામાં વિચરનાર હતા. કેતુ હમેશા ગતિ વિશિષ્ટ છે અર્થાત્ આ સમસ્ત જ્યોતિશ્ચક્ર આ મનુષ્યલોક રૂપ અઢી દ્વીપમાં જ ગતિવિશિષ્ટ છે ૨૮ પ્રકારના નક્ષત્ર જાતિના દેવો છે. તારાઓ અનેક પ્રકારના આકારવાળા તથા પાંચ વર્ણવાળા છે સ્થિર લેશ્યાવાળા છે સંચરણુશીલ છે. નિરતર ગમન કરવાનો તેમનો સ્વભાવ છે પ્રત્યેકના મુકુટો પોતપોતાના નામોથી યુકત તેમજ સ્પષ્ટ ચિહ્નવાળા છે મહાઋદ્ધિના ધારક છે યાવત્ ભગવાન મહાવીરની સેવા કરવા લાગ્યા.

### વૈમાનિક દેવોનું આગમન –

३७- तेणं कालेणं तेणं समएणं समणस्स भगवओ महावीरस्स वेमाणिया देवा अंतियं पाउब्भवित्था, सोहम्मी–साण–सणंकुमार–माहिंद–बंभ—लंतग–महा–सुक्क–सहस्सारा-णय-पाणया-रण-अच्चु-

૩૭ – તે કાળ અને તે સમયમાં શ્રમણુ ભગવાન મહાવીરની પાસે વૈમાનિક દેવો પ્રગટ થયા સૌધર્મ, ઇશાન, સનત્કુમાર, માહેન્દ્ર, બ્રહ્મલોક, લાન્તક, મહાશુક્ર, સહસ્રાર, આનત, પ્રાણુત, આરણુ, અચ્યુત દેવો છે અતિ હર્ષને પ્રાપ્ત હતા.

यवई पहिट्ठा देवा जिण–दंसणु–स्सुया–गमण–जणिय–हासा पालग–पुप्फग–सोमणस–सिरिवच्छ–णंदियावत्त–काम-गम–पीइगम–विमल–सव्वओभद्द–सरि-सणामधेज्जेहिं विमाणेहिं ओइण्णा वंदगा जिणिंदं मिग-महिस-वराह-छगल-दद्दुर-हय–गयवइ-भुयग-खग्ग-उसभंक-विडिम-पागडिय–चिंध–मउडा पसिढिल-वरम-उड–तिरीडधारी कुंडल–उज्जोवियाणणा मउड–दित्त-सिरया रत्ताभा पउम-पम्हगोरा सेया सुभ–वण्ण–गंध–फासा उत्तमवेउव्विणो विविह-वत्थ-गंध-मल्ल-धारी महिड्ढिया महज्जुइया जाव पंज-लिउडा पज्जुवासंति ।

તે દેવો જિનેશ્વરના દર્શન માટે ઉત્સુકતાપૂર્વક આવ્યા અને તેઓ અતિ આનંદિત થયા. તે દેવો પોતપોતાના પાલક, પુષ્પક, સૌમનસ, શ્રીવત્સ, નંદ્યાવર્ત, કામગમ, પ્રતિગમ, મનોગમ, વિમલ, સર્વતોભદ્ર - એ નામવાળા વિમાનોથી તથા બીજા પણ દેવ પોતપોતાનાં વિમાનો દ્વારા આવ્યા. કારણકે તેઓ જિનેન્દ્રને વંદન કરવાની ઈચ્છાવાળા હતા. તેમના મુકુટોના વિસ્તીર્ણ ભાગોમાં ક્રમશઃ મૃગ, મહિષ, વરાહ, બકરા, દેડકો, અશ્વ, ગજપતિ, સર્પ, તલવાર, વૃષભનુ ચિહ્ન હતું પ્રશસ્ત કેશવિન્યાસ અને મુકુટ શિથિલ થઇ ગયા હતા. કુંડલોના પ્રકાશથી તેમના મુખમંડલ પ્રકાશિત થઇ રહ્યા હતા. તેમના કેશ મુકુટની કાંતિથી દીપતા હતા. તેમની કાંતિ લાલ હતી. તેમના શરીર કમળની કેશરાલ જેવા ગૌરવર્ણના હતા. શ્વેત કાંતિથી શોભતા હતા તેમના શરીરના ગંધ, વર્ણ, સ્પર્શ શુભ હતા. ઉત્તમ વૈક્રિય શરીર વાળા હતા. વિવિધ પ્રકારના વસ્ત્રો તથા સુગંધિત માળા ધારણ કરી હતી. મહર્દ્ધિક હતા. મહાદ્યુતિધારી હતા યાવત્ અંજલિપૂર્વક પ્રભુની સેવા કરવા લાગ્યા

**જનસમૂહનું દર્શનાર્થગમન –**

३८- तए णं चंपाए णयरीए सिंघाडग-तिग-चउक्क-चच्चर–चउम्मुह–महापह–पहेसु महया जणसद्दे इ वा जणवूहे इ वा जणबोले इ वा जणकलकले इ वा जणुम्मी इ वा जणुक्कलिया इ वा जण-सण्णिवाए इ वा; बहुजणो अण्णमण्णस्स एवमाइक्खइ, एवं भासइ, एवं पण्णवेइ, एवं परूवेइ - एवं खलु देवाणुप्पिया ! समणे भगवं महावीरे आइगरे तित्थगरे सयंसंबुद्धे पुरिसुत्तमे जाव संपाविउकामे पुव्वाणुपुव्विं चरमाणे गामाणुगामं दूइ-

૩૮– તે સમયે ચંપાનગરીમાં ત્રણકોણવાળા, ત્રણ રસ્તા મળતા હોય તેવા સ્થાનપર, ચૌટાપર, અનેક માર્ગો મળેલા હોય તેવા રસ્તાપર, આવનાર માણસોના વિશ્રામ માટે નક્કી કરેલ સ્થાન (ચતુર્મુખ) પર અને રાજ માર્ગ પર મહાન શબ્દોના અવાજ આવવા લાગ્યા લોકોનુ ટોળું એકત્ર થયું અવ્યકત ધ્વનિ થવા લાગ્યો ક્યાંક કલકલ અર્થાત્ સ્પષ્ટધ્વનિ સભળાવા લાગ્યો. લોકોના એક પછી એક ટોળા આવવા લાગ્યા, સામાન્ય રૂપે જનસમુદાય એકત્રિત થયો, મનુષ્યો એક બીજા સાથે અથડાવા લાગ્યા, અનેક મનુષ્યો પરસ્પરમાં એક બીજાને આ પ્રમાણે કહેવા લાગ્યા,

ज्जमाणे इहमागए, इह संपत्ते, इह समोसढे, इहेव चंपाए णयरीए बहिं पुण्णभद्दे चेइए अहापडिरूवं उग्गहं उग्गिण्हित्ता संजमेणं तवसा अप्पाणं भावेमाणे विहरइ। तं महप्फलं खलु भो देवाणुप्पिया! तहारूवाणं अरहंताणं णामगोयस्स वि सवणयाए, किमंग पुण अभिगमण–वंदण–णमंसण–पडिपुच्छण–पज्जुवासणयाए? एगस्सवि आयरियस्स धम्मियस्स सुवयणस्स सवणयाए, किमंग! पुण विउलस्स अट्ठस्स गहणयाए? तं गच्छामो णं देवाणुप्पिया! समणं भगवं महावीरं वंदामो णमंसामो सक्कारेमो सम्माणेमो कल्लाणं मंगलं देवयं चेइयं विणएणं पज्जुवासामो। एयं णे इहभवे पेच्चभवे य हियाए सुहाए खमाए निस्सेयसाए आणुगामियत्ताए भविस्सइ–त्ति कट्टु वहवे उग्गा उग्गपुत्ता भोगा भोगपुत्ता, एवं दुपडोयारेणं राइण्णा खत्तिया माहणा भडा जोहा पसत्थारो मल्लई लेच्छई लेच्छइपुत्ता अण्णे य बहवे राईसर-तलवर–माडंबिय–कोडुंबिय–इब्भसेट्ठि – सेणावइ – सत्थवाह – प्पभिइओ अप्पेगइया वंदणवत्तियं अप्पेगइया पूयणवत्तियं एवं सक्कारवत्तियं सम्माणवत्तियं दसणवत्तियं कोऊहलवत्तियं, अप्पेगइया अट्ठविणिच्छयहेउं

બોલવા લાગ્યા, પૂછ્યા વિના આ પ્રકારે કહેવા લાગ્યા, પ્રરૂપણા કરવા લાગ્યા– હે દેવાનુપ્રિયે! શ્રમણ ભગવાન મહાવીર ધર્મની આદિ કરનાર, તીર્થંકર, સ્વયં સંબુદ્ધ, પુરુષોત્તમ યાવત્ મોક્ષ પ્રાપ્ત કરનાર પૂર્વાનુપૂર્વ વિચરતા અર્થાત્ પરંપરાથી ચાલતી મર્યાદાનુ સંરક્ષણ કરતાં (૨) ગ્રામાનુગ્રામ વિચરતા આજે અહી પધાર્યા છે, પ્રાપ્ત થયા છે, સમોસર્યા છે. આ ચંપાનગરીની બહાર પૂર્ણભદ્ર ઉદ્યાનમાં યથારૂપ આજ્ઞાને લઇ, સંયમ તેમજ તપથી આત્માને ભાવિત કરતાં વિચરે છે. હે દેવાનુપ્રિય! તથારૂપ અરિહંત ભગવતના નામ તેમજ ગોત્રના શ્રવણથી પણ મહાફળ પ્રાપ્ત થાય છે, તો પછી તેમના સમીપ જવાથી, વંદન કરવાથી, પ્રશ્ન પૂછવાથી, પર્યુપાસના કરવાથી જીવોને કયા અનુપમ ફળની પ્રાપ્તિ ન થઇ શકે? ભગવાનના એક આર્ય ધર્મના વચનને સાંભળવાથી જીવ મહાફળના ભાગી થાય છે તો પછી તેમના દ્વારા કહેવામાં આવતા વિપુલ અર્થોનુ ગ્રહણ કરવાથી જે ફળ થાય તે વિષયમાં તો કહેવાનુ જ શુ? માટે હે દેવાનુપ્રિય! તેમની પાસે જઈએ, શ્રમણ ભગવાન મહાવીરને વંદન કરીએ, નમસ્કાર કરીએ, સત્કાર કરીએ, ભક્તિબહુમાન સાથે સન્માન કરીએ, કલ્યાણસ્વરૂપ, દેવસ્વરૂપ, કેવળજ્ઞાન સ્વરૂપ એવા ભગવાનની વિનયપૂર્વક સેવા કરીએ. એ વંદન તથા નમસ્કાર આ ભવ તથા પરભવમાં જીવને માટે હિતકારી છે, સુખ માટે, મોક્ષ માટે તથા જન્મ–જન્માન્તરમાં સુખ દેવા માટે થશે. આ પ્રકારે વિચારીને ઘણા ઉગ્રવંશીય લોકો (ભગવાન આદિનાથ દ્વારા સ્થાપિત રક્ષક-

अप्पेगइया सव्वओ समंता मुंडे भवित्ता अगाराओ अणगारियं पव्वइस्सामो, [अप्पेगइया] पंचाणुव्वइयं सत्तसिक्खावइयं दुवालसविहं गिहिधम्मं पडिवज्जिस्सामो, अप्पेगइया जीयमेयंति कट्टु ण्हाया कयबलिकम्मा कय-कोउय-मंगल-पायच्छित्ता, सिरसा कंठे मालकडा आविद्ध-मणि-सुवण्णा कप्पियहार-द्धहार-तिसर-पालंब-पलंबमाण-कडिसुत्त--सुकय-सोहा-भरणा पवर-वत्थ-परिहिया चंदणोल्लित्त-गाय-सरीरा, अप्पेगइया हयगया एवं गयगया रहगया सिबियागया संदमाणियागया, अप्पेगइया पाय-विहार-चारिणो पुरिस-वग्गुरा-परिक्खित्ता महया उक्किट्ठ--सीह-णाय-बोल-कलकल-रवेणं पक्खुब्भिय – महासमुद्द–रव–भूयं पिव करेमाणा चंपाए णयरीए मज्झंमज्झेणं णिग्गच्छंति, णिग्गच्छित्ता जेणेव पुण्णभद्दे चेइए तेणेव उवागच्छंति, उवागच्छित्ता समणस्स भगवओ महावीरस्स अदूरसामंते छत्ताईए तित्थयराइसेसे पासंति, पासित्ता जाण-वाहणाइं ठवेंति, ठवित्ता जाण-वाहणेहिंतो पच्चोरुहंति, पच्चोरुहित्ता जेणेव समणे भगवं महावीरे तेणेव उवागच्छंति, उवागच्छित्ता समणं भगवं महावीरं तिक्खुत्तो आयाहिणं पयाहिणं करेति, करित्ता वंदंति णमस्संति, वंदित्ता णमस्सित्ता णच्चासण्णे णाइदूरे सुस्सूसमाणा णमं-

થયેલ ભોગ કહેવાય છે.) ભોગવંશીય લોકોના પુત્રો, આ પ્રમાણે આગળના પદોનું પણ બીજીવાર ઉચ્ચારણ કરવુ, રાજન્ય અર્થાત્ આદિનાથના મિત્રોના વંશજ તેમજ તેમના પુત્ર, ક્ષત્રિય, તેમના પુત્ર, બ્રાહ્મણ, તેમના પુત્ર, ભટ તથા ભટ પુત્ર, યોદ્ધા (હજારોની સાથે એકલો લડે) તેમના પુત્ર, મલ્લ જાતિના ક્ષત્રિય, તેના પુત્ર, લિચ્છવી જાતિના ક્ષત્રિય, તેના પુત્ર, રાજા, ઇશ્વર-ઐશ્વર્યસંપન્ન યુવરાજ, તલવર–સંતુષ્ટ થયેલ નૃપદ્વારા અપાયેલ પટ્ટબંધથી પરિભુષિત, માંડલિક-પાંચસો ગામના અધિપતિ અથવા ૨।। કોસ પર વસેલા ગામોના સ્વામી, કૌટુંબિક, ઇભ્ય–હાથી પ્રમાણ દ્રવ્યસંપન્ન, શ્રેષ્ઠી–લાખોના ખજાના હોય તથા મસ્તક પર પટ્ટ શોભતો હોય, નગરના મુખ્ય વ્યાપારી હોય, સેનાપતિ, સાર્થવાહ આમાંથી કેટલાંક વંદન કરવા, કેટલાંક પૂજન માટે (સેવા માટે) એવી રીતે સત્કાર કરવા, સન્માન કરવા, દર્શન કરવા, કુતૂહલ માટે, કેટલાંક પદાર્થોના સ્વરૂપનો નિશ્ચય કરવા, પહેલાં જે સાંભળ્યુ નથી તે સાંભળશુ–તે માટે તથા જે સાંભળ્યુ છે તેને શંકારહિત કરીશુ એ પ્રકારની ભાવનાથી કેટલાંક નવ તત્ત્વ રૂપ ભાવોને, જીવ આદિના સ્વરૂપનાં સાધક હેતુઓને, કારણોને અથવા બીજા દ્વારા પૂછાતા અર્થના ઉત્તર રૂપ વ્યાકરણને પૂછશુ કેટલાંક સર્વવિરત થવા કેટલાંક પાંચ અણુવ્રત, સાત શિક્ષાવ્રત રૂપ ૧૨ પ્રકારરૂપ ગૃહસ્થધર્મનો સ્વીકાર કરશુ એ ભાવનાથી, કેટલાંક જિનેશ્વરની ભક્તિ કરીશુ એ ભાવથી, કેટલાક આ અમારો કુલાચાર છે એ માન્યતાથી સ્નાન કરી, કુલ દેવીની પૂજા કરી, દુઃસ્વપ્નાદિ નિવારણ માટે મસી તિલક આદિ ધારણ કરી, મસ્તક તેમજ કંઠમાં માલાઓ ધારણ કરી, મણિજડિત સુવર્ણના આભૂષણો પહેર્યા. ૧૮ સરનો હાર, ૯ સરનો

समाणा अभिमुहा विणएणं पंजलिउडा पज्जुवासंति ।

અર્ધ હાર, ૩ સરનો હાર તેમ જ લાંબા લટકતા કટિસૂત્રને ધારણ કર્યા. શ્રેષ્ઠ વસ્ત્રો પહેર્યા. શરીર ઉપર ચંદન લગાવ્યું. કેટલાંક ઘોડા ઉપર સવાર થયા, કેટલાંક હાથી પર આરુઢ થયા, કેટલાંક રથ ઉપર બેઠા, કેટલાક પાલખીમાં ચઢયા, કેટલાંક પાલખી વિશેષમાં બેઠા, કેટલાંક પુરુષોના ટોળાં સાથે પગે ચાલતા નીકળ્યા; મહાન અતિશય આનંદજનિત શબ્દથી, સિંહનાદથી, વ્યકત ધ્વનિથી તથા અવ્યકત ધ્વનિથી, ક્ષુભિત થએલા મહાસમુદ્રના જેવા ધ્વનિ કરતાં ચંપાનગરીના મધ્યમાર્ગથી નીકળ્યા નીકળીને જ્યાં પૂર્ણભદ્ર ચૈત્ય હતુ ત્યાં પહોંચ્યાં પહોંચીને શ્રમણ ભગવાન મહાવીરથી બહુ દૂર નહિ તેમ તીર્થ-કરોના અતિશય સ્વરૂપ છત્ર આદિને જોયા. એ જોઇને પોતપોતાના યાન, વાહનોને ત્યાં રોકી દીધા, યાન, વાહનોને રોકીને તેમાંથી નીચે ઉતર્યા ઉતરીને જ્યાં શ્રમણ ભગવાન મહાવીર હતાં ત્યાં પહોંચ્યા ત્યાં જઇને શ્રમણ ભગવાન મહાવીરને ત્રણવાર પ્રદક્ષિણા કરી પ્રદક્ષિણા કરીને વંદન, નમસ્કાર કર્યા વંદન, નમસ્કાર કરીને બહુ દૂર નહિ તેમજ બહુ નજીક નહિ એમ તેમની સામે બેઠા અને વિનયપૂર્વક હાથ જોડીને સેવા કરવા લાગ્યા

## કૂણિકની દર્શન માટે તૈયારી

३९- तए णं से पवित्तिवाउए इमीसे कहाए लद्धट्ठे समाणे हट्ठ-तुट्ठ-जाव-हियए ण्हाए जाव अप्प-महग्घा-भरणा-लंकिय-सरीरे सयाओ गिहाओ पडिणिक्खमइ, पडिणिक्खमित्ता चंपाणयरिं मज्झंमज्झेण जेणेव बाहिरिया सा चेव हेट्ठिल्ला वत्तव्वया जाव णिसीयइ, णिसीइत्ता तस्स पवित्तिवाउयस्स अद्धत्तेरस-सयसहस्साइं पीइदाणं दलयइ, दलइत्ता सक्का-

૩૯– ત્યાર પછી ભગવાનના વિહારાદિના સમાચાર લાવવા માટે જેને નિયુકત કરેલ છે તે માણસ આ કથાથી પરિચત થઇને હર્ષિત થયો, સંતુષ્ટ થયો યાવત્ આનંદિત થયો, સ્નાન કર્યું યાવત્ અલ્પ અને મહાકિંમતી આભૂષણોથી શરીરને શણગાર્યું પછી પોતાના ઘરેથી નીકળ્યો નીકળીને ચંપાનગરીની મધ્ય-મધ્યમાં થઇને જ્યાં બહારની ઉપસ્થાન શાલા હતી ત્યાં ગયો કૂણિક યાવત્ બેઠા બેસીને પ્રવૃત્તિવાદકને ૧૨।। લાખ સિક્કાઓનું પ્રીતિદાન આપ્યું. પ્રીતિદાન આપીને સત્કાર કર્યો,

रेइ सम्माणेइ, सक्कारित्ता सम्माणित्ता पडिविसज्जेइ ।

સન્માન કર્યું. સત્કાર, સન્માન કરીને પ્રવૃતિવાદકને વિદાય આપી

४०- तए णं से कूणिए राया भंभसारपुत्ते बलवाउयं आमंतेइ, आमंतित्ता एवं वयासी–खिप्पामेव भो देवाणुप्पिया ! आभिसेक्कं हत्थिरयणं पडिकप्पेहि, हय-गय–रह–पवर–जोहकलियं च चाउरंगिणिं सेणं सण्णाहेहि, सुभद्दापमुहाण य देवीणं बाहिरियाए उवट्ठाणसालाए पाडियक्कपाडियक्काइं जत्ताभिमुहाइं जुत्ताइं जाणाइं उवट्ठवेहि; चंपं च णयरिं सब्भितरबाहिरियं आसित्त-सित्त-सुइ–सम्मट्ठ–रत्थंतरा-वण-वीहियं मंचाइमंच–कलियं णाणाविह–राग-उच्छिय-ज्झय–पडागाइपडाग-मंडियं लाउल्लोइयमहियं गोसीस–सरसरत्तचंदण-जाव-गंधवट्टिभूयं करेहि य कारवेहि य, करेत्ता य कारवेत्ता एयमाणत्तियं पच्चप्पिणाहि, णिज्जाहिस्सामि समणं भगवं महावीरं अभिवंदिउं ।

૪૦– ત્યાર પછી ભભસારના પુત્ર તે કૂણિક રાજાએ પોતાના બલવ્યાપૃત–સેનાપતિને બોલાવ્યો. બોલાવીને આ પ્રકારે કહ્યું, હે દેવાનુપ્રિય ! શીઘ્રજ તમે પટ્ટહસ્તિ રત્ન (મુખ્ય હાથી)ને સજ્જિત કરો. સાથે ઘોડા, હાથી, રથ તેમજ ઉત્તમ યોદ્ધાઓથી યુક્ત ચતુરંગિણી સેનાને પણ સજ્જિત કરો તથા સુભદ્રા પ્રમુખ દેવીઓના માટે બાહ્ય ઉપસ્થાન-શાળામાં અલગ અલગ, ચાલવામાં સારા, બળદો આદિ યુક્ત ધાર્મિક રથોને સજ્જિત કરીને લઇ આવો. ચંપાનગરીની અંદર તેમજ બહાર થોડા પાણીનો છટકાવ કરી ને પછી વધારે પાણી છંટાવીને ગલીયોના તેમજ બજારોના રસ્તાઓને સાફસૂફ કરાવો અને કચરો, પૂંજો હોય તો તેને સાફ કરાવો. માર્ગમાં આજુબાજુ મચ ઉપર મચ ગોઠવાવી દ્યો. અનેક રંગોની ઉંચી ઉંચી ધ્વજાઓ, પતાકાઓ તેમજ અતિપતાકાઓ (નાની, નાની પતાકાઓ) નગરમાં લગાવો જગા જગા પર છાણથી જમીનને લીપાવો અને ભીંતોને ખડીથી ધોળાવો ગોશીર્ષ–ચંદન તેમજ સરસ રકતચંદનથી સમસ્ત નગરને સુગંધિત બનાવો જેથી તે સુગંધપુંજ જેવી જણાવા લાગે. એ કાર્ય કરો તથા બીજા પાસે કરાવો. કરીને તેમજ કરાવીને મારી આજ્ઞા પાછી આપો અર્થાત્ ખબર આપો. પછી હું શ્રમણ ભગવાન મહાવીરને વંદન કરવા માટે નીકળીશ

४१- तए णं से बलवाउए कूणिएणं रण्णा एवं वुत्ते समाणे हट्ठतुट्ठ–जाव–हियए करयलपरिग्गहियं सिरसावत्तं मत्थए अंजलिं कट्टु एवं सामित्ति आणाए विणएणं वयणं पडिसुणेइ, पडिसुणित्ता हत्थिवाउयं आमंतेइ, आमंतेत्ता एवं

૪૧– ત્યાર પછી તે સેનાપતિ રાજાવડે આ પ્રમાણે આજ્ઞપિત થતાં હર્ષિત, સંતુષ્ટ થયો યાવત્ અંતઃકરણમા પ્રફુલ્લિત થયો હાથ જોડીને મસ્તક ઉપર અંજલિરૂપે તેમને સ્થાપિત કરી પછી તે આ પ્રકારે બોલ્યો– હે સ્વામિન્ ! આપની આજ્ઞા પ્રમાણે કરીશ. વિનયપૂર્વક રાજાના

वयासी–खिप्पामेव भो देवाणुप्पिया ! कूणियस्स रण्णो भंभसारपुत्तस्स आभिसेक्कं हत्थिरयणं पडिकप्पेहि, हय-गय-रह-पवरजोह-कलियं चाउरंगिणि सेणं सण्णाहेहि, सण्णाहेत्ता एयमाणत्तियं पच्चप्पिणाहि ।

આદેશનો સ્વીકાર કર્યો આદેશને સાંભળીને હાથીઓના અધિકારીને બોલાવ્યો. બોલાવીને આ પ્રમાણે કહ્યુ, હે દેવાનુપ્રિય! તમે તુરત જ ભંભસારના પુત્ર કૂણિક રાજાના પટ્ટહસ્તિને તૈયાર કરો સાથે ઘોડા, હાથી, રથ, શ્રેષ્ઠ યોદ્ધાઓથી યુકત ચતુરંગિણી સેનાને પણ તૈયાર કરો. તૈયાર કરીને પછી મારી આજ્ઞા પાછી આપો

४२- तए णं से हत्थिवाउए बलवाउयस्स एयमट्ठं सोच्चा आणाए विणएणं वयणं पडिसुणेइ, पडिसुणित्ता छेयायरिय-उवएस-मइ-कप्पणा-विकप्पेहि सुणिउणेहिं उज्जलणेवत्थ-हव्व-परिवत्थियं सुसज्जं धम्मिय-सण्णद्ध–बद्ध–कवइय–उप्पीलिय–कच्छ-वच्छ–गेवेय–बद्ध–गलवर–भूषण–त्रिरायंतं अहिय–तेज–जुत्तं सललिय–वर–कण्णपूर–विराइयं पलंब-ओचूल-महुयर-कयंधयार चित्त–परित्थोम–पच्छयं पहरणा–वरण–भरिय–जुद्ध–सज्जं सच्छत्तं सज्झयं सघंटं सपडागं पंचामेलय–परिमंडियाभिरामं ओसारिय–जमल-जुयल-घंटं विज्जुपिणद्धं व कालमेहं उप्पाइय-पव्वयं व चंकमंतं मत्तं गुलगुलंतं मण–पवण–जइण–वेगं भीमं संगामियाओज्जं आभिसेक्कं हत्थिरयणं पडिकप्पेइ, पडिकप्पित्ता हय–गय–रह-पवरजोह-कलियं चाउरंगिणि सेणं सण्णाहेइ, जेणेव बलवाउए तेणेव उवागच्छइ, उवागच्छित्ता एयमाणत्तियं पच्चप्पिणइ ।

૪૨– ત્યાર પછી તે હાથીઓના અધિકારી સેનાપતિએ આ વાત સાંભળીને આજ્ઞાનાં વચનને વિનયપૂર્વક સ્વીકાર્યા સ્વીકારીને નિપુણ શિલ્પ-શિક્ષકના ઉપદેશથી, પોતાની મતિથી વિવિધ પ્રકારે હાથીઓ શણગાર્યા. નિપુણ વ્યકિતઓ દ્વારા હાથીનો શણગાર કરાવ્યો. ઝૂલો વગેરે સજાવી ધાર્મિક ઉત્સવના સમયે જેવો હાથીનો શણગાર હોય છે તેવો જ શણગાર તેનો કર્યો. પેટ અથવા છાતી ઉપર મજબૂત કવચ કસીને બાંધ્યું ગળામાં આભૂષણો પહેરાવવામાં આવ્યાં. બીજા અંગો તથા ઉપાંગોમાં સુંદર સુંદર આભૂષણો પહેરાવ્યાં આથી સ્વાભાવિક તેજ ॥ સંપન્ન તે ગજરાજ વધારે તેજસ્વી થયો. કર્ણપૂર કાનમાં પહેરાવ્યાં, ચાલવાથી તે હાલતા હતાં તેથી ગજરાજ બહુજ શોભાયમાન લાગતો હતો ઝૂલ પીઠથી નીચે સુધી લટકી રહી હતી મદ ઝરવાના કારણે ભમરાઓનો સમૂહ તેની આસપાસ ફરતો હતો, તેથી એમ લાગતું હતુ કે જાણે તેના શરણમાં અંધકાર જ છે પીઠ પર ઝૂલ હતી. તે ઝૂલ પર નાનુ ઢાંકેલુ વસ્ત્ર હતું તે સુંદર વિવિધ પ્રકારના ચિત્રોથી યુકત હતુ શ્રેષ્ઠ પ્રહરણ શસ્ત્ર અને કવચથી સુસજ્જિત આ હાથી જાણે યુદ્ધને માટે સજાવ્યો હોય તેવો લાગતો હતો. છત્રસહિત ધ્વજાસહિત, ઘંટાસહિત હતો પાંચ વર્ણની પુષ્પમાળા પહેરાવવાથી સુંદર લાગતો હતો નીચે સુધી એક સાથે લટકતા બે ઘંટાઓથી તે શોભતો હતો. વિજળી જેવાં આભૂષણો ચમકતા

હતા તે કાળા મેઘ જેવો હતો હાથી ચાલતો હતો ત્યારે જાણે પર્વત ચાલતો હોય તેવુ લાગતું હતુ. ગુલગુલ અવાજ કરતો હતો. તેની ગતિ મન તથા પવનના વેગને પણ જીતે તેવી હતી. જોવામાં ભયંકર હતો તેના પર જેટલી સામગ્રી હતી તે સંગ્રામના યોગ્ય હતી આ પ્રમાણે તે પટ્ટહસ્તિને નિપુણ પુરુષોએ સજાવ્યો હતો. સજાવીને અશ્વ, હાથી, રથ તેમજ શ્રેષ્ઠ સુભટોથી યુક્ત ચતુરંગિણી સેના તૈયાર કરાવી કરાવીને જ્યાં બલવાહક–સેનાપતિ હતા ત્યા ગયા, ત્યાં જઈને નિવેદન કર્યું કે આપની આજ્ઞા પ્રમાણે સર્વ કાર્ય કર્યું છે

४३- तए णं से बलवाउए जाणसालियं सद्दावेइ, सद्दावित्ता एवं वयासी–खिप्पामेव भो देवाणुप्पिया ! सुभद्दापमुहाणं देवीणं बाहिरियाए उवट्ठाणसालाए पाडियक्कपाडियक्काइं जत्ताभिमुहाइं जुत्ताइं जाणाइं उवट्ठवेहि, उवट्ठवित्ता एयमाणत्तियं पच्चप्पिणाहि ।

૪૩– ત્યાર પછી તે સેનાપતિએ યાનશાલાના અધિકારીને બોલાવ્યો બોલાવીને આ પ્રમાણે કહ્યું- હે દેવાનુપ્રિય ! તમે જલદી સુભદ્રા આદિ દેવીઓ માટે બહારની ઉપસ્થાન શાલામાં એક એક રાણીને બેસવા અલગ અલગ યાત્રાને યોગ્ય તેમજ બળદથી યુક્ત રથાદિ વાહનોને હાજર કરો હાજર કરીને મારી આજ્ઞા પાછી આપો.

४४- तए णं से जाणसालिए बलवाउयस्स एयमट्ठं आणाए विणएणं वयणं पडिसुणेइ, पडिसुणित्ता जेणेव जाणसाला तेणेव उवागच्छइ, उवागच्छित्ता जाणाइं पच्चुवेक्खेइ, पच्चुवेक्खित्ता जाणाइं संपमज्जेइ, संपमज्जित्ता जाणाइं संवट्टेइ, संवट्टित्ता जाणाइं णीणेइ, णीणित्ता जाणाणं दूसे पवीणेइ, पवीणित्ता जाणाइं समलंकरेइ, समलंकरित्ता जाणाइं वरभंडगमंडियाइं करेइ, करित्ता जेणेव वाहणसाला तेणेव उवागच्छइ, उवागच्छित्ता वाहणसालं अणुपविसइ, अणुपविसित्ता

૪૪– ત્યાર પછી તે યાનશાળાના અધિકારીએ સેનાપતિની વાતને સાંભળી. આજ્ઞાવચનનો વિનયપૂર્વક સ્વીકાર કર્યો સ્વીકાર કરીને જ્યાં યાનશાળા હતી ત્યા આવ્યો આવીને રથાદિ વાહનોને સારી રીતે જોયાં જોઈને સારી રીતે વાળી સાફ કર્યાં. સાફ કરીને જેટલાં જોઇતાં હતાં તેટલાં યાન એક જગ્યાએ એકઠાં કર્યાં. એકઠાં કરીને ત્યાંથી તે બધાને બહાર કાઢયાં. બહાર કાઢીને તેમના ઉપરના વસ્ત્રો દૂર કરીને તે બધાં યાનોને શણગારીને શ્રેષ્ઠ ઉપકરણોથી મંડિત કર્યાં મંડિત કરીને જ્યાં વાહનશાળા હતી ત્યાં પહોંચ્યા. પહોંચીને તે વાહનશાલાની અંદર દાખલ થયા. દાખલ થઈને રથાદિ વાહનોને

वाहणाइं पच्चुवेक्खेइ, पच्चुवेक्खित्ता वाहणाइं संपमज्जइ, संपमज्जित्ता वाहणाइं णीणेइ, णीणित्ता वाहणाइं अप्फालेइ, अप्फालित्ता दूसे पवीणेइ, पवीणित्ता वाहणाइं समलंकरेइ, समलंकरित्ता वाहणाइं वरभंडगमंडियाइं करेइ, करित्ता वाहणाइं जाणाइं जोएइ, जोइत्ता पओयलट्ठि पओयधरए य समं आडहइ, आडहित्ता वट्टमग्गं गाहेइ, गाहित्ता जेणेव बलवाउए तेणेव उवागच्छइ, उवागच्छित्ता बलवाउयस्स एयमाणत्तियं पच्चप्पिणइ ।

જોયાં. જોઈને તેમને સાફ કરીને વાહનોને બહાર કાઢયાં બહાર કાઢીને પીઠ ઉપર હાથ ફેરવ્યો હાથ ફેરવીને તેની ઉપરના વસ્ત્રોને દૂર કર્યાં. વસ્ત્રો દૂર કરીને તેણે વાહનોને શણગાર્યાં શણગારીને શ્રેષ્ઠ ઉપકરણોથી મંડિત કર્યાં. મંડિત કરીને વાહનોના બળદોને રથોમાં જોડાવ્યાં જોડાવીને ચાબુકો તેમજ ચલાવનારાને એક સાથે ભેગા કર્યા. તે બધા યાન ઉપર ચઢી ગયા ત્યારે યાનોને રાજમાર્ગ ઉપર હાજર કર્યાં. રાજમાર્ગ ઉપર હાજર કરીને પછી તે યાનશાળાના અધિકારી સેનાપતિ પાસે પહોંચ્યા ત્યાં પહોંચીને કહ્યુ કે હે સ્વામિન્! આપની આજ્ઞા પ્રમાણે બધા યાન તૈયાર કર્યા છે

४५- तए णं से बलवाउए णयरगुत्तियं आमंतेइ, आमंतित्ता एवं वयासी—खिप्पामेव भो देवाणुप्पिया ! चंपं णयरिं सब्भितरबाहिरियं आसित्त जाव कारवेत्ता एयमाणत्तियं पच्चप्पिणाहि ।

૪૫– ત્યાર પછી તે સેનાપતિએ નગરની રક્ષા કરવાવાળા કોટવાલને બોલાવ્યો બોલાવીને આ પ્રમાણે કહ્યું, કે– હે દેવાનુપ્રિય! તમે જલદી ચંપાનગરીની અંદર તથા બહાર સફાઈ કરાવો, પાણી છંટાવો યાવત્ સુગંધિત કરો કરીને મારી આજ્ઞા પાછી આપો

४६- तए णं से णयरगुत्तिए बलवाउयस्स एयमट्ठं (सोच्चा) आणाए विणएणं वयणं पडिसुणेइ, पडिसुणित्ता चंपं णयरिं सब्भितरबाहिरियं आसित्त जाव कारवेत्ता जेणेव बलवाउए तेणेव उवागच्छइ, उवागच्छित्ता एयमाणत्तियं पच्चप्पिणइ ।

૪૬– ત્યાર પછી નગરરક્ષકે સેનાપતિના આ આદેશને (નગર સાફ કરવાના આદેશને) સાંભળીને આજ્ઞાનાં વચનોનો વિનયપૂર્વક સ્વીકાર કર્યો સ્વીકાર કરીને ચંપાનગરીની અંદર અને બહાર સર્વત્ર પાણીનો છંટકાવ કરાવ્યો કરાવીને જ્યાં સેનાપતિ હતા ત્યાં આવ્યા. આવીને તેમની આજ્ઞા પાછી આપી

४७- तए णं से बलवाउए कोणियस्स रण्णो भंभसारपुत्तस्स आभिसेक्कं हत्थिरयणं पडिकप्पियं पासइ, हय—गय जाव-सण्णाहियं पासइ, सुभद्दापमुहाणं देवीणं पडिजाणाइं उवट्ठवियाइं पासइ, चंपं णयरिं सब्भितर जाव गंधवट्टिभूयं कयं

૪૭– ત્યાર પછી તે સેનાપતિએ ભંભસારના પુત્ર કૂણિક રાજાના આભિષેક્ય પટ્ટ હાથીરત્નને શણગારેલો જોયો. અશ્વ, હાથી યાવત્ ચતુરંગિણી સેનાને પણ પાસે જ જોઈ. સુભદ્રા પ્રમુખ દેવીઓને માટે આવેલા રથોને પણ જોયા. યાવત્ ચંપા નગરીને સુગંધિત કરેલી જોઈ જોઈને તે બહુ હર્ષિત થયો. સંતુષ્ટ થયો, આનંદિત ચિત્તવાળો થયો,

पासइ, पासित्ता हट्ठतुट्ठचित्तमाणंदिए पीयमणे जाव हियए जेणेव कूणिए राया भंभसारपुत्ते तेणेव उवागच्छइ, उवागच्छित्ता करयल जाव एवं वयासी-कप्पिए णं देवाणुप्पियाणं आभिसेक्के हत्थिरयणे, हय–गय–जाव–पवर-जोह-कलिया य चाउरंगिणी सेणा सण्णाहिया, सुभद्दापमुहाण य देवीणं बाहिरियाए उवट्ठाणसालाए पाडिएक्कपाडिएक्काइं जत्ताभिमुहाइं जुत्ताइं जाणाइं उवट्ठावियाइं, चंपा णयरी सब्भिंतरबाहिरिया आसित्त जाव गंधवट्टिभूया कया, तं णिज्जंतु णं देवाणुप्पिया! समणं भगवं महावीरं अभिवंदिउं।

પ્રિય મનવાળો થયો યાવત્ વિકસિત હૃદયવાળો થયો અને જ્યાં રાજા ભભસારના પુત્ર કૂણિક રાજા હતા ત્યાં ગયો. જઈને હાથ જોડી યાવત્ આ પ્રકારે બોલ્યો : હે દેવાનુપ્રિય! આભિષેક્ય હાથીરત્ન તૈયાર છે. ઘોડા, હાથી, રથ તેમજ શ્રેષ્ઠ યોદ્ધાઓથી યુક્ત ચતુરંગિણી સેના પણ સજ્જ થઈ ગઇ છે. સુભદ્રા પ્રમુખ દેવીઓના માટે પણ બહારની ઉપસ્થાનશાળામાં જોડેલા વાહનો હાજર છે. ચંપાનગરી અંદર અને બહારથી સ્વચ્છ, પાણીનો છંટકાવ યાવત્ સુગંધિત દ્રવ્ય જેવી બનાવી છે. માટે હે દેવાનુપ્રિય! હવે આપ શ્રમણ ભગવાન મહાવીરને વંદન કરવા માટે પધારો.

४८- तए णं से कूणिए राया भंभसारपुत्ते बलवाउयस्स अंतिए एयमट्ठं सोच्चा णिसम्म हट्ठतुट्ठ जाव हियए जेणेव अट्टणसाला तेणेव उवागच्छइ, उवागच्छित्ता अट्टणसालं अणुपविसइ, अणुपविसित्ता अणेग–वायाम–जोग्ग–वग्गण–वामद्दण–मल्लजुद्ध-करणेहिं संते परिस्संते सयपागसहस्सपागेहिं सुगंध-तेल्लमाइएहिं पीणणिज्जेहिं दप्पणिज्जेहिं मयणिज्जेहिं बिंहणिज्जेहिं सव्विंदियगायपल्हायणिज्जेहिं अब्भिंगेहिं अब्भिंगिए समाणे तेल्लचम्मंसि पडिपुण्ण-पाणि-पाय-सुउमाल-कोमल-तलेहिं पुरिसेहिं छेएहिं दक्खेहिं पट्ठेहिं कुसलेहिं मेहावीहिं निउण–सिप्पोवगएहिं अब्भिंगण-परिमद्दणुव्वलण-करणगुण-णिम्माएहिं अट्ठि-

૪૮– ત્યાર પછી ભંભસારપુત્ર કૂણિક રાજા સેનાપતિની વાત સાંભળીને, વિચારીને (નિશ્ચય કરીને) હર્ષિત થયો. સંતુષ્ટ થયો યાવત્ વિકસિત હૃદયવાળો થયો અને જ્યાં વ્યાયામશાળા હતી ત્યાં આવ્યો. આવીને વ્યાયામશાળામાં પ્રવેશ કર્યો. પ્રવેશ કરીને અનેક પ્રકારના વ્યાયામ અર્થાત્ શારીરિક કસરત કરી શારીરિક પરિશ્રમને યોગ્ય કૂદવું વગેરે કર્યું અંગોપાંગને વાળ્યાં મલ્લયુદ્ધ કર્યું. મુદ્‌ગરો ફેરવ્યાં આ બધાથી સામાન્ય થાક્યા તેમજ વધારે થાક્યા. ત્યાર પછી રસ રુધિરાદિ ને સમતાકારી, બલકારી, કામોત્તેજક, માંસવર્ધક અને સર્વ ઇન્દ્રિયોને તેમજ સમ્પૂર્ણ શરીરને માટે આનંદદાયક એવા શતપાક, સહસ્રપાક નામના તેલથી, ઉબટનથી ખૂબ માલિશ કરાવી, તેલચર્મથી માલિશ કરનારા પુરુષો કે જેમના હાથ પગના તળિયા બહુ સુકુમાર અને કોમળ હતા મર્દન કરવાની કળામાં નિપુણ, દક્ષ, વિશેષ કુશળ, નવી નવી મર્દન કરવાની કળાના આવિષ્કારક

सुहाए मंससुहाए तयासुहाए रोमसुहाए चउव्विहाए संवाहणाए संवाहिए समाणे अवगय–खेय–परिस्समे अट्टण–सालाओ पडिणिक्खमइ, पडिणिक्खमित्ता जेणेव मज्जणघरे तेणेव उवागच्छइ, उवागच्छित्ता मज्जणघरं अणुपविसइ, अणुपविसित्ता समुत्त-जाला-उलाभिरामे विचित्तमणि--रयण--कुट्टिमयले रमणिज्जे ण्हाणमंडवंसि णाणा–मणि–रयणभत्ति–चित्तंसि ण्हाणपीढंसि सुहणिसण्णे सुद्धोदएहिं गंधोदएहिं पुप्फोदएहिं सुहोदएहिं पुणो पुणो कल्लाणग–पवर–मज्जण–विहीए मज्जिए, तत्थ कोउयसएहिं बहुविहेहिं कल्लाणग–पवर–मज्जणा-वसाणे पम्हल-सुकुमाल–गंध–कासाइय–लूहियंगे सरस-सुरहि-गोसीस–चंदणा-णुलित्त-गत्ते अहय-सुमहग्घ-दूस-रयण-सुसंवुए सुइ–माला–वण्णग–विलेवणे आविद्ध–मणि–सुवण्णे कप्पियहार–द्धहार–तिसरय–पालंब–पलंबमाण–कडिसुत्त–सुकय-सोभे पिणद्ध–गेविज्ज–अंगुलिज्जग-ललियंगय-ललिय–कयाभरणे वरकडग–तुडिय–थंभियभुए अहिय–रूव–सस्सिरीए मुद्दियापिंगलंगुलीए कुंडल-उज्जोवियाणणे मउड-दित्त-सिरए हारोत्थयसुकयरइय-वच्छे पालंब-पलंबमाण-पड-सुकय-उत्तरिज्जे णाणामणि–कणग–रयण–विमल–महरिह–णिउणो–विय-मिसिमिसंत–विरइय–सुसिलिट्ठ–विसिट्ठ–लट्ठ–संठिय–पसत्थ–आविद्ध–वीर–वलए, किं बहुणा ! कप्परुक्खए चेव अलंकिय–

સંપૂર્ણ અંગમર્દનની ક્રિયાને જાણનાર અથવા નિપુણ કલાચાર્ય પાસેથી અંગમર્દનની કળાઓ શીખેલા હતા તૈલમર્દન, અંગસંવાહન તેમજ ઉવટન કરવાથી જે શરીરસ્વાસ્થ્ય કાંતિ આદિ ગુણો થાય છે આવી કલાના જાણકાર હતા. તેઓએ હાડકામા સુખકરી, માંસમાં સુખકારી, ચામડીમાં સુખકારી, રોમેરોમમાં સુખકારી; આ ચાર પ્રકારની માલિશથી રાજાની માલિશ કરી, માલિશ કર્યા પછી ખેદ અને પરિશ્રમથી મુક્ત થઈ વ્યાયામશાળામાંથી રાજા બહાર નીકળ્યા બહાર નીકળીને જ્યાં સ્નાનગૃહ હતુ ત્યાં આવ્યા આવીને સ્નાનગૃહમાં દાખલ થયા. દાખલ થઈને મોતિવાળા ગોખલાઓથી યુક્ત અતિસુંદર વિવિધ પ્રકારના મણિઓથી જડિત આંગણાવાળા મનોહર સ્નાનમંડપમાં રાખેલા અનેક મણિ તથા રત્નોથી રચિત એવા સ્નાન કરવાના બાજોઠ પર સુખેથી બેઠા બેસીને શુદ્ધજળથી, ગંધ અર્થાત્ ચંદન મિશ્રિત જલથી, પુષ્પમિશ્રિત જલથી, સુખદાયી અર્થાત્ થોડા ઉષ્ણ એવા જળથી વારવાર આનંદકારી અને અતિ શ્રેષ્ઠ સ્નાનની વિધિથી સ્નાન કર્યું અનેક પ્રકારના કૌતુકો અર્થાત્ નજર ન લાગે માટે કરવામાં આવતા વિધિ કર્યા. શ્રેષ્ઠ કલ્યાણકારક સ્નાન થઇ ગયા પછી ઉપસી આવેલા સુવાળા સુગંધિત કષાય–લાલ રંગના ટુવાલથી શરીરને લૂછ્યુ–પછી સંપૂર્ણ શરીર પર સુગંધિત ગોશીર્ષ ચંદનનો લેપ કર્યો. પછી કીડા કે ઉંદર આદિથી નહિ કપાયેલાં અને બહુમૂલ્ય વસ્ત્રો ધારણ કર્યા. પવિત્ર પુષ્પમાળા ધારણ કરી શુદ્ધ સુગંધિત દ્રવ્યનુ વિલેપન કર્યું. મણિ જડિત સુવર્ણ આભૂષણો પહેર્યાં અઢાર સરનો, નવસરનો, ત્રણ સરનો હાર પહેર્યો લાંબો લટકનો કંદોરો કમ્મરમાં ધારણ કર્યો તેથી શોભામાં સુંદરતાની વૃદ્ધિ થઇ. ગળાનું આભૂષણ ધારણ કર્યું આંગળીઓમાં વીંટીઓ પહેરી સુંદર શરીર પર સુંદર આભૂષણો

विभूसिए णरवई सकोरंटमल्लदामेणं छत्तेणं धरिज्जमाणेणं उभओ चउ-चामर-वाल-वीइयंगे मंगल-जयसद्द-कयालोए मज्जणघराओ पडिणिक्खमइ, पडिणिक्खमित्ता अणेग–गणनायग–दंडनायग–राई–सर–तलवर–माडंबिय–कोडुंबिय–इब्भ–सेट्ठि–सेणावइ-सत्थवाह-दूय-संधिवालसद्धिं संपरिवुडे धवल–महामेह–णिग्गए इव गहगण-दिप्पंतरिक्ख-तारा-गणाण मज्झे ससिव्व पियदंसणे णरवई जेणेव बाहिरिया उवट्ठाणसाला जेणेव आभिसेक्के हत्थिरयणे तेणेव उवागच्छइ, उवागच्छित्ता अंजण-गिरिकूड-सण्णिभं गयवइं णरवई दुरूढे ।

ધારણ કર્યા બન્ને હાથમાં શ્રેષ્ઠ કડા પહેર્યા અને બાહુમાં ભુજબંધ બાંધ્યા તેથી ભુજા સ્તંભિત થઇ ગઇ હતી આ પ્રમાણે તેના શરીરની શોભા સુંદર થઇ ગઇ મુદ્રિકાયુક્ત આંગળીઓ પીળી ઝાંઇથી ચમકવા લાગી. કુંડલોથી મુખ ચમકવા લાગ્યુ. મુકુટથી મસ્તક શોભવા લાગ્યુ ઢંકાયેલ વક્ષસ્થલ મનોહર દેખાવા લાગ્યુ ઘણા લાંબા વસ્ત્રનુ ઉત્તરીય ધારણ કર્યું હતુ. શ્રેષ્ઠ શિલ્પી દ્વારા બનાવેલ, બહુમૂલ્ય, વિવિધ પ્રકારના મણિ, સુવર્ણ અને રત્નોથી કુશળતાપૂર્વક બનાવેલ, સારી રીતે જોડેલ અર્થાત્ જેની સંધિ દેખાતી નથી, વિશિષ્ટ મનોહર અને દેદીપ્યમાન એવા વીરવલયને ધારણ કર્યા વધારે શુ કહેવુ ? કલ્પવૃક્ષની સમાન અલંકૃત અને વિભૂષિત થઇ, કોરંટ પુષ્પોની માળાથી યુકત છત્ર ધારણ કરાયેલ તેમજ બને બાજુએ ચાર ચામર ઢોળાઇ રહ્યા છે તેવા તે રાજા સ્નાન-ગૃહમાંથી બહાર નીકળ્યા તેમને જોતાં જ મંગલ જયધ્વનિ કરી અનેક ગણનાયક, દંડનાયક, રાજા, ઇશ્વર, તલવર, માડંબિક, કૌટુંબિક, ઇભ્ય, શ્રેષ્ઠી, સેનાપતિ, સાર્થવાહ, દૂત અને સંધિપાલોથી ઘેરાયેલા તે રાજા સફેદ, મહામેઘના આવરણથી મુક્ત, ગ્રહગણોની વચ્ચે રહેલ તથા દેદીપ્યમાન નક્ષત્ર તેમજ તારાગણોની વચ્ચે સુશોભિત ચંદ્રમા જેવા, જેનુ દર્શન પ્રિય છે એવા તે રાજા જ્યા બહારની ઉપસ્થાન શાલા હતી અને જ્યા આભિષેકય શ્રેષ્ઠ હાથી હતો ત્યાં આવ્યા આવીને અંજનગિરિ (કાજળનો પર્વત)ના શિખરની સમાન ગજપતિ ઉપર નરપતિ આરૂઢ થયા.

### દર્શનયાત્રાનું દિગ્દર્શન

४२- तए णं तस्स कूणियस्स रण्णो भंभसारपुत्तस्स आभिसेवक्कं हत्थिरयणं दुरूढस्स समाणस्स तप्पढमयाए इमे अट्ठट्ठ मंगलया पुरओ अहाणुपुव्वीए संपट्ठिया,

૪૯– ત્યાર પછી ભંભસારપુત્ર કૂણિક રાજા આભિષેકય શ્રેષ્ઠ હાથી ઉપર આરૂઢ થઇ જતા જ સર્વથી પહેલા તેની આગળ આ આઠ માંગલિક ક્રમશઃ ચાલ્યા, તે આ પ્રમાણે · (૧) સ્વસ્તિક (૨)

तंजहा-सोवत्थिय-सिरिवच्छ-णंदियावत्त-वद्धमाणग-भद्दासण-कलस-मच्छ-दप्पणा। तयाणंतरं च णं पुण्ण–कलस–भिंगारं दिव्वा य छत्तपडागा सचामरा दंसण-रइय-आलोय-दरिसणिज्जा वाउ-द्धूय-विजय-वेजयंती य ऊसिया गगणतलम-णुलिहंती पुरओ अहाणुपुव्वीए संपट्ठिया। तयाणंतरं च णं वेरुलिय-भिसंत-विमल-दंडं पलंब-कोरंट-मल्लदामो-वसोभियं चंदमंडलणिभं समूसियं विमलं आयवत्तं पवरं सीहासणं वरमणिरयणपादपीढं सपाउयाजोयसमाउत्तं बहु-किंकर-कम्म-कर-पुरिस-पायत्त-परिक्खित्तं पुरओ अहा-णुपुव्वीए संपट्ठियं। तयाणंतरं च णं बहवे लट्ठिग्गाहा कुंतग्गाहा चावग्गाहा चामर-ग्गाहा पासग्गाहा पोत्थयग्गाहा फलग-ग्गाहा पीढग्गाहा वीणग्गाहा कूवग्गाहा हडप्पयग्गाहा पुरओ अहाणुपुव्वीए संप-ट्ठिया। तयाणंतरं च णं बहवे दंडिणो मुंडिणो सिहंडिणो जडिणो पिच्छिणो हासकरा डमरुयकरा चाडुकरा वादकरा कंदप्पकरा दवकरा कोक्कुइया किड्डकरा य वायंता य गायंता य हसंता य णच्चंता य भासंता य सावेंता य रक्खंता य आलोयं च करेमाणा जयसद्दं पउंजमाणा पुरओ अहाणुपुव्वीए संपट्ठिया। तयाणं-तरं च णं जच्चाणं तरमल्लिहायणाणं हरिमेला–मउल–मल्लिय–च्छाणं चंचु-च्चिय-ललिय-पुलिय-चल-चवल–चंचल-गईणं लंघण-वग्गण-धावण-धोरण-तिवई-

શ્રીવત્સ (૩) નન્દ્યાવર્ત (૪) વર્ધમાનક (૫) ભદ્રાસન (૬) કલશ (૭) મત્સ્ય અને (૮) દર્પણ, ત્યાર પછી કેટલાક લોક જલથી પરિપૂર્ણ કલશ તથા ઝારી લઇ આગળ આગળ ચાલવા લાગ્યા. કેટલાક ચામર સહિત સુંદર છત્ર પતાકા-ઓને લઈ ચાલ્યા. અને કેટલાક તો રાજાની દૃષ્ટિ પડી શકે તેવી રીતે જોવામાં સુંદર ઉંચી આકાશને અડકતી એવી વિજય-ધ્વજાઓ ફરકાવતા ચાલવા લાગ્યા. ત્યાર પછી કેટલાક વૈડુર્યમણિની પ્રભાથી પ્રકાશિત દંડવાળા, લટકતી કોરંટમાળાથી શોભતા, ચંદ્રમંડલ સમાન તથા ઉપર ઉઘાડેલાં છત્ર લઇને ચાલ્યા તો કેટલાક નોકર અને સૈનિક લોક સિંહાસનને તથા પાદુકા સહિત મણિરત્નોના પાદપીઠને લઇને આગળ ચાલતા હતા ત્યાર પછી અનેક લાઠીધારીઓ, અનેક ભાલાધારી, ધનુર્ધારી, ચામરધારી, પાશધારી (ઉદ્ધત હાથી આદિ જેના દ્વારા વશમાં લઇ શકાય) પુસ્તકધારી, ઢાલને ધારણ કરનારા, પીઠ (આસન વિશેષ) ને ધારણ કરનારા, વીણાધારી, ચામડાના તેલ પાત્રને ધારણ કરનારા, પાનદાનીને ધારણ કરનારા, અનુક્રમથી આગળ ચાલવા લાગ્યા. ત્યાર પછી અનેક દંડી, મુંડી, શિખાધારી, જટાધારી, પીછા-ધારી, વિદૂષકો, ડુગડુગી વગાડનારા, પ્રિય વચન બોલનારા, વાદવિવાદ કરનારા, કામકથા કરનારા, હાંસી મજાક કરનારા, કુતૂહલ કરનારા, ખેલ તમાશા કરનારા, મૃદંગાદિક વગાડનારા, ગાયન ગાનારા, હસનારા, નાચનારા, ભાષણ કરનારા, ભૂત–ભવિષ્યને કહેનારા, આત્મરક્ષક, રાજાના દર્શન કરનાર તથા જય જય શબ્દ કરનારા એ બધા આગળ આગળ યથાક્રમથી ચાલવા લાગ્યા. ત્યારપછી ઉત્તમ જાતિના વેગવાળા યુવાન અશ્વો ચાલવા લાગ્યા. તે હરિમેલા–વૃક્ષવિશેષની કળી તેમજ મલ્લિકાના–પુષ્પ જેવી આંખોવાળા હતા. પોપટની ચાંચ જેમ વાંકા પગ ઉપાડીને વિલાસ

जइण-सिक्खिय-गईणं ललंत-लाम-गल-लाय-वर-भूसणाणं मुहभंडग-ओचूलग-थासग-अहिलाण-चामर–गंड-परिमंडिय-कडीणं किंकर-वर-तरुण-परिग्गहियाणं अट्ठसयं वरतुरगाणं पुरओ अहाणुपुव्वीए संपट्ठियं । तयाणंतरं च णं ईसीदंताणं ईसीमत्ताणं ईसीतुंगाणं ईसी-उच्छंग-विसाल-धवल-दंताणं कंचण-कोसी-पविट्ठ-दंताणं कंचण-मणि-रयण-भूसियाणं वर-पुरिसा-रोहग-संपउत्ताणं अट्ठसयं गयाणं पुरओ अहाणुपुव्वीए संपट्ठियं । तयाणंतरं च णं सच्छत्ताणं सज्झयाणं सघंटाणं सपडागाणं सतोरण-वराणं सणंदिघोसाणं सखिखिणीजालप-रिक्खित्ताणं हेमवय-चित्त-तिणिस-कणग-णिज्जुत्त-दारुयाणं कालायस-सुकय-णेमि-जंत-कम्माणं सुसिलिट्ठ-वत्त-मंडल-धुराणं आइण्ण-वर-तुरग-संपउत्ताणं कुसल-नर-च्छेय-सारहि-सुसंपग्गहियाणं बत्तीस-तोण-परिमंडियाणं सकंकडवडेंसगाणं सचाव-सर-पहरणा-वरण–भरिय–जुद्ध–सज्जाणं अट्ठसयं रहाणं पुरओ अहाणुपुव्वीए संपट्ठियं । तयाणंतरं च णं असि-सत्ति-कुंत-तोमर-सूल-लउड– भिंडिमाल-धणु-पाणि-सज्जं पायत्ताणीयं पुरओ अहाणुपुव्वीए संपट्ठियं ।

કરતા ચાલવાના કારણે ઘણાં સુંદર લાગતા હતા. ચાલવામાં વિજળીની જેમ ચચળ હતા, ખડગાદિને લાંઘવુ, કૂદવું, દોડવુ, નીચુ માથું રાખી દોડનાર, ત્રણ પગે ઊભા રહેનાર, વેગથી યુકત અને શિક્ષિત હતા તેમના ગળામાં ડોલતાં બહુજ સુંદર આભૂષણુ હતાં મુખનુ આભૂષણુ, લાંબા ગુચ્છા મસ્તકની ઉપર કલગીની જેમ લગાવેલ હતા સ્થાસક–દર્પણુના આકાર જેવા આભરણુ વિશેષ તથા અહિલાણુ–મુખબધનવિશેષ એ બધાથી તે શોભિત હતા. ચામર સમૂહથી તેમનો કમ્મરનો ભાગ અલકૃત હતો તે અશ્વોને શ્રેષ્ઠ, તરુણુ નોકરોએ પકડયા હતા આવા ૧૦૮ અશ્વો ક્રમથી આગળ આગળ ચાલવા લાગ્યા. ત્યારપછી ૧૦૮ હાથી ક્રમથી રવાના થયા. તેઓ અલ્પદાંતવાળા, થોડા મદવાળા હતા, થોડાક ઊંચા હતા, પીઠનો ભાગ વધારે પહોળો ન હતો દાંત બહુ સફેદ હતા. દાંત ઉપર સોનાની ખોળ ચઢાવેલી હતી સુવર્ણુ તથા મણિરત્નોથી વિભૂષિત હતા તેમના પર શ્રેષ્ઠ પુરુષો બેઠા હતા ત્યાર પછી ૧૦૮ રથો છત્રવાળા, ધ્વજાવાળા, ઘંટવાળા, ચાલતી વખતે મધુર અવાજ આવતો હતો તેવા ઘંટવાળા, પતાકાવાળા, તોરણુ બાંધેલા, નદિઘોષ (૧૨ પ્રકારના વાજિંત્રોનો અવાજ) વાળા ઘુઘરીઓ યુકત જાળીઓવાળા, હિમવત ગિરિ ઉપર ઉત્પન્ન થએલા વિવિધ પ્રકારના તિનિશ (શીશમ) જાતિના લાકડાં ઉપર સુવર્ણુ જડેલ હતું (તેવા લાકડાના રથો હતા) પૈડાં ઉપર મજબૂત લોખંડના પટ્ટા ચડાવેલ હતા. બહુ મજબૂત તેમજ ગોળ આકારના ધોંસરાવાળા, ઉત્તમ જાતિના ઘોડાવાળા, અશ્વ સચાલન ક્રિયામાં વિશેષ નિપુણુ એવા સારથિવાળા, ૩૨ તોરણથી મડિત, કવચ અને ટોપાથી યુકત ધનુષ, બાણુ, હથિયાર (તલવારાદિ ઢાલાદિથી યુકત, યુદ્ધને યોગ્ય એવા ૧૦૮ રથો

આગળ ક્રમથી ચાલવા લાગ્યા ત્યાર પછી તલવાર, શકિત (ગદા) ભાલા, તોમર-અસ્ત્ર-વિશેષ, શૂલ, લાકડીઓ, ભિંદિપાલ-ગોફણ અને ધનુષ એ જેના હાથોમાં છે એવા પદાતિસૈન્ય અનુક્રમથી ચાલવા લાગ્યા.

५०- तए णं से कूणिए राया हारोत्थय-सुकय-रइय-वच्छे कुंडलउज्जोइयाणणे मउड-दित्तसिरए णरसीहे णरवई णरिंदे णर-वसहे मणुयरायवसहकप्पे अब्भहियं राय-तेयलच्छीए दिप्पमाणे हत्थिक्खंधवरगए सकोरंटमल्लदामेणं छत्तेणं धरिज्जमा-णेणं सेयवरचामराहिं उद्धुव्वमाणीहिं २ वेसमणे चेव णरवई अमरवइसण्णिभाए इड्ढीए पहियकित्ती हय-गय-पवरजोहक-लियाए चाउरंगिणीए सेणाए समणुग-म्ममाणमग्गे जेणेव पुण्णभद्दे चेइए तेणेव पहारेत्थ गमणाए ।

૫૦– ત્યાર પછી કૂણિક રાજા જેનુ વક્ષસ્થળ હારોથી વ્યાપ્ત, સુરચિત અને પ્રીતિપદ હતુ, મુખ કુંડળોથી દ્યુતિયુકત હતુ, મુકુટથી મસ્તક સુશોભિત હતુ, મનુષ્યોમા સિંહ સમાન, મનુ-ષ્યોના સ્વામી, મનુષ્યોમાં ઈન્દ્ર, પુરુષોમાં વૃષભ (જે કાર્ય લેતા તે અવશ્ય પુરું કરતા), રાજા-ઓના નાયક ચક્રવર્તીની સમાન હતા, રાજ-તેજથી અધિક દેદીપ્યમાન હતા તે હાથી ઉપર બેઠા ત્યારે કોરંટ પુષ્પોની માળાઓથી યુકત છત્ર ધારણ કર્યુ અને તેમના ઉપર સફેદ ચામર ઢોળાવા લાગ્યા, તેથી રાજા કુબેરની સમાન દેખાવા લાગ્યા. ઈન્દ્રના જેવી ઋદ્ધિના કારણે વિખ્યાત કીર્તિવાળા તેઓ ઘોડા, હાથી, રથ અને શ્રેષ્ઠ યોદ્ધાઓથી યુકત ચતુરંગિણી સેનાથી યુકત થઇ જ્યાં પૂર્ણભદ્ર ઉદ્યાન હતુ તે તરફ ચાલ્યા.

५१- तए णं तस्स कूणियस्स रण्णो भंभसार-पुत्तस्स पुरओ महं आसा आसवरा उभओ पासि णागा णागवरा पिट्ठओ रहसंगेल्ली ।

૫૧– તે સમયે ભંભસારના પુત્ર રાજા કૂણિકની આગળ બહુ ઊંચા અશ્વ તેમજ અશ્વસવાર આજુબાજુ હાથી અને હાથીસવાર હતા અને પાછળ રથસમુદાય હતો.

५२- तए णं से कूणिए राया भंभसारपुत्ते अब्भुग्गयभिंगारे पग्गहियतालयंटे ऊस-विय-सेय-च्छत्ते पवीइय-वाल-वीयणीए सव्विड्ढीए सव्वज्जुईए सव्वबलेणं सव्व-समुदएणं सव्वादरेणं सव्वविभूईए सव्व-विभूसाए सव्वसंभमेणं सव्व-पुप्फ-गंध-मल्ला-लंकारेणं सव्व-तुडिय-सद्द-सण्णि-णाएण महया इड्ढीए महया जुईए

૫૨– ત્યાર પછી ભંભસારના પુત્ર રાજા કૂણિકની આગળ જલથી ભરેલી ઝારીઓ હતી. બન્ને બાજુ પંખા વિંઝાઇ રહ્યા હતા, શ્વેત છત્ર ધરેલુ હતુ. ચામર ઢોળાઇ રહ્યાં હતા. તે રાજા સમસ્ત રાજ્યઋદ્ધિથી સર્વદ્યુતિથી (વસ્ત્ર અને આભરણોના પ્રભાવથી), સર્વ સેનાથી, સમસ્ત પરિજનોથી, સર્વ આદરથી, સમસ્ત ઐશ્વર્યથી, સર્વ વસ્ત્રાભરણોની શોભાથી, સર્વ સંયમ (ભકિતજન્ય ઉત્સુકતા)થી, સર્વ પ્રકારના

महया बलेणं महया समुदएणं महया वर-तुडिय-जमगसमग-प्पवाइएणं संख-पणव--पडह--भेरि--झल्लरि--खरमुहि-हुडुक्क--मुरय--मुअंग--दुंदुहि--णिग्घोस-णाइय-रवेणं चंपाए णयरीए मज्झं-मज्झेणं णिग्गच्छइ ।

પુષ્પો, ગંધ, માળા, અલંકારોથી, સર્વ પ્રકારના વાજિંત્રોના મધુર ધ્વનિથી તથા પોતાની વિશિષ્ટ ઋદ્ધિથી, મહાન દ્યુતિથી, મહાન સેનાથી, મહાન સમુદાયથી અને એક સાથે વાગતા અનેક વાજિંત્રોના ધ્વનિથી તથા શંખ, પણવ, પટહ, ભેરી, ઝલ્લરી, ખરમુખી, હુડુક્ક, મુરજ, મૃદંગ તેમજ દુંદુભિના નિર્ઘોષની પ્રતિધ્વનિથી શોભતા ચંપા નગરીની મધ્ય-મધ્યમા થઈને ચાલ્યા

५३- तए णं तस्स कूणियस्स रण्णो चंपाए णयरीए मज्झंमज्झेणं निग्गच्छमाणस्स बहवे अत्थत्थिया कामत्थिया भोगत्थिया लाभत्थिया किव्विसिया कारोडिया कारवाहिया संखिया चक्किया नंगलिया मुहमंगलिया वद्धमाणा पूसमाणया खंडियगणा ताहिं इट्ठाहिं कंताहिं पियाहिं मणुण्णाहिं मणामाहिं मणाभिरामाहिं हियगमणिज्जाहिं वग्गूहिं जय-विजय-मंगल-सएहिं अणवरयं अभिणंदंता य अभित्थुणंता य एवं वयासी-जय जय णंदा ! जय जय भद्दा ! भद्दं ते, अजियं जिणाहि, जियं च पालेहि, जियमज्झे वसाहि । इंदो इव देवाणं, चमरो इव असुराणं, धरणो इव नागाणं, चंदो इव ताराणं, भरहो इव मणुयाणं, बहुइं वासाइं बहूइं वाससयाइं बहूइं वाससहस्साइं अणहसमग्गो हट्ठतुट्ठो परमाउं पालयाहि, इट्ठजणसंपडिवुडो चंपाए णयरीए अण्णेसिं च बहूणं गामा-गर-णयर-खेड-कव्वड-दोणमुह-मडंब-पट्टण-आसम-निगम-संवाह-सनिवेसाणं आहेवच्चं पोरेवच्चं सामित्तं भट्टित्तं महत्त-

૫૩-ત્યાર પછી તે કૂણિક રાજાના ચંપાનગરીના મધ્યભાગમાંથી નીકળતી વખતે અનેક ધનાર્થિઓએ અનેક કામાર્થિઓએ, લાભાર્થિઓએ હાંસી, મજાક કરનારાઓએ, કાપાલિકોએ, રાજકરથી પીડિતોએ, શંખ વગાડનારાઓએ, ચક્રધારીઓએ, ખેડૂતોએ, શુભ શીર્વાદ દેનારાઓએ, વર્ધમાન-સ્કંધ પર પુરૂષોને બેસાડનારાઓએ, બિરદાવલી બોલાવનારા-ભાટ-ચારણ અને છાત્રગણોએ પોતપોતાની ભાષાનુસાર ઇષ્ટ, સુંદર, પ્રિય, મનોજ્ઞ, હૃદયાહ્‌લાદક, મનોભિરામ તેમજ હૃદયગમ વચનો દ્વારા જય, વિજયાદિ સેંકડો માગલિક શબ્દોથી સારી રીતે અભિનંદન તેમજ સ્તુતિ કરતાં આ પ્રકારે કહેવાનુ શરૂ કર્યું હે નન્દ! તમારો જય હો, હે ભદ્ર! તમારો જય હો, જય હો તમારુ કલ્યાણ થાવ! નહિ જીતાયેલાને જીતો, જીત્યા હોય તેમનુ પાલન કરો જીતેલા પ્રદેશમા નિવાસ કરો દેવોમાં ઇન્દ્રની જેમ, અસુરોમાં ચમરેન્દ્રની જેમ, નાગકુમારોમાં ધરણેન્દ્રની જેમ, તારાઓમાં ચન્દ્રની જેમ, મનુષ્યોમાં ભરતની જેમ આપ ઘણા વરસો સુધી, સેંકડો વરસો સુધી-ઘણાં હજાર વરસો સુધી દોષરહિત સપરિવાર, આનંદ તથા સંતોષપૂર્વક અખંડ આયુ ભોગવો ઇષ્ટજનોથી ઘેરાયેલ, ચંપાનગરીના તથા બીજા ઘણાં ગામોના આકર-લવણાદિના ઉત્પત્તિસ્થાનોનાં, નગરોના, ખેટોના-ધૂળના પ્રકારથી ઘેરાયેલ, કર્બટોના-

रगत्तं आणा–ईसर–सेणावच्चं कारेमाणे पालेमाणे महया-हय-नट्ट-गीय-वाइय-तंती-तल-ताल-तुडिय–घण–मुअंग–पडु-प्पवाइय-रवेणं विउलाइं भोगभोगाइं भुंजमाणे विहराहित्ति कट्टु जय जय सद्दं पउजंति ।

સામાન્ય નગર, દ્રોણમુખોના–જળમાર્ગ અને સ્થળમાર્ગથી યુક્ત, મડંબોના–જેની આસપાસ બીજા ગામો ન હોય, પત્તનોના–સમસ્ત વસ્તુ જ્યાં પ્રાપ્ત થાય અથવા જળમાર્ગથી તેમજ સ્થળમાર્ગથી આવી જઇ શકાય, આશ્રમોના, નિગમોના–વ્યાપારિક નગરોના, સંવાહોના–ધાન્યાદિ રાખવાના સ્થળો, સંનિવેશોના–સાર્થવાહ અને સેનાદિના ઉતરવાના સ્થાનોના, આધિપત્યને, પૌરોવૃત્યને–અગ્રેસરત્વને, સ્વામીત્વને, પોષકત્વને, નાયકત્વને, સેનાપતિઓના આજ્ઞા પ્રદત્વરૂપ અધિકારને કરાવતા અને પાળતા થકા તેમજ સદા વ્યવધાન રહિત નિરંતર નાટક, ગીત તેમજ ચતુર પુરુષો દ્વારા વગાડવામાં આવતા વાજિંત્ર, તંત્રી–વીણા, તલતાલ–તાલિઓના, તૌર્યિક–બીજા વાજિંત્રોના સમૂહ, ઘનમૃદંગોના શબ્દો દ્વારા આનંદિત થતાં વિપુલ ભોગોપભોગોને ભોગવતા આપનો સમય નિર્વિઘ્ને વ્યતીત કરો આ પ્રકારે કહી જય જય શબ્દ બોલતા હતા.

**ભગવાનની ઉપાસના**

५४- तए णं से कूणिए राया भंभसारपुत्ते नयणमालासहस्सेहिं पेच्छिज्जमाणे पेच्छिज्जमाणे, हिययमालासहस्सेहिं अभिणंदिज्जमाणे अभिणंदिज्जमाणे, मणोरहमालासहस्सेहि विच्छिप्पमाणे विच्छिप्पमाणे, वयणमालासहस्सेहिं अभिथुव्वमाणे अभिथुव्वमाणे, कंति-दिव्व-सोहग्ग-गुणेहिं पत्थिज्जमाणे पत्थिज्जमाणे, वहूणं नरनारीसहस्साणं दाहिणहत्थेणे अंजलिमालासहस्साइं पडिच्छमाणे पडिच्छमाणे, मंजुमंजुणा घोसेणं पडिबुज्झमाणे पडिबुज्झमाणे, भवणपंतिसहस्साइं समइच्छमाणे समइच्छमाणे, चंपाए

૫૪– ત્યાર પછી ભભસારના પુત્ર રાજા કૂણિક હજારો આંખો દ્વારા વારંવાર જોવાતા હતા, હજારો હૃદય દ્વારા વારંવાર અભિનંદિત થતા હતા લોકોના હજારો મનોરથરૂપી માલાઓ દ્વારા સ્પર્શાતા હતા અર્થાત્ બધાના મનોરથોને પરિપૂર્ણ કરતા તેથી મનોરથોને પાત્ર હતા સુંદર અને ઉદાર વચનોથી વારંવાર સ્તુત થતા, દેહની દીપ્તિ તેમજ દિવ્ય સૌભાગ્યાદિક ગુણોથી વારંવાર પ્રાર્થિત થતા, હજારો નર–નારીઓની હજારો અંજલિરૂપ માળાઓ રચાઇ હતી તેનો સ્વીકાર કરતાં અત્યંત મધુર સ્વરથી તે લોકો દ્વારા સત્કાર, સન્માનનું અનુમોદન કરતાં ચંપા નગરીની વચ્ચેના માર્ગમાં થઈ હજારો મહેલોની હાર પસાર કરતા તે નીકળ્યા. નીકળીને જ્યાં પૂર્ણભદ્ર ઉદ્યાન હતુ ત્યાં આવ્યા. આવીને શ્રમણ ભગવાન મહાવીરથી બહુ દૂર નહિ

नयरीए मज्झंमज्झेणं निग्गच्छइ, निग्गच्छित्ता जेणेव पुण्णभद्दे चेइए तेणेव उवागच्छइ, उवागच्छित्ता समणस्स भगवओ महावीरस्स अदूरसामंते छत्ताईए तित्थयराइसेसे पासइ, पासित्ता आभिसेक्कं हत्थिरयणं ठवेइ, ठवित्ता आभिसेक्काओ हत्थिरयणाओ पच्चोरुहइ, पच्चोरुहित्ता अवहट्टु पंच रायकउहाइं, तंजहा-खग्गं छत्तं उप्फेसं वाहणाओ वालवीयणं; जेणेव समणे भगवं महावीरे तेणेव उवागच्छइ, उवागच्छित्ता समणं भगवं महावीरं पंचविहेणं अभिगमेण अभिगच्छइ, तंजहा—(१) सचित्ताणं दव्वाण विओसरणयाए, (२) अचित्ताणं दव्वाणं अविओसरणयाए, (३) एगसाडियं उत्तरासंगकरणेणं, (४) चक्खुप्फासे अंजलिपग्गहेणं, (५) मणसो एगत्तभावकरणेणं, समणं भगवं महावीरं तिक्खुत्तो आयाहिणपयाहिणं करेइ, करित्ता वंदइ नमंसइ, वंदित्ता नमंसित्ता तिविहाए पज्जुवासणयाए पज्जुवासइ, तंजहा—काइयाए वाइयाए माणसियाए । काइयाए—ताव संकुइयग्गहत्थपाए सुस्सूसमाणे णमंसमाणे अभिमुहे विणएण पंजलिउडे पज्जुवासइ । वाइयाए—जं जं भगवं वागरेइ, एवमेयं भंते ! तहमेयं भंते ! अवितहमेयं भंते ! असंदिद्धमेयं भंते ! इच्छियमेयं भंते ! पडिच्छियमेयं भंते ! इच्छियपडिच्छियमेयं भंते ! से जहेय तुब्भे वदह-अपडिकूलमाणे पज्जुवासइ । माणसियाए-महयासंवेगं जणइत्ता तिव्वधम्माणुरागरत्ते पज्जुवासइ ।

તેમ બહુ સમીપ નહિ એ રીતે તીર્થંકરોના અતિશય રૂપ છત્રાદિને જોયાં જોઇને આભિષેક્ય હસ્તિ-રત્નને ઊભો રખાવ્યો તે હસ્તિરત્નને ઊભો રાખીને તેના ઉપરથી નીચે ઉતર્યા નીચે ઉતરીને પાંચ રાજચિહ્નોનો ત્યાગ કર્યો તે આ પ્રમાણે- તલવાર, છત્ર, મુકુટ, પગરખા, ચામર પછી જ્યાં શ્રમણ ભગવાન મહાવીર હતા ત્યાં આવ્યા આવતાં તેઓએ પાંચ પ્રકારના અભિગમન- સત્કાર વિશેષથી યુક્ત થઇને પ્રભુની સન્મુખ પહોંચ્યા પાચ અભિગમ આ પ્રમાણે છે- સચિત્ત દ્રવ્યોનો ત્યાગ કરવો, અચિત્ત દ્રવ્યોનો ત્યાગ ન કરવો, અખંડ વસ્ત્રનું ઉત્તરાસંગ કરવું, જ્યારથી ભગવાન દેખાય ત્યારથી જ હાથ જોડવા, મનને એકાગ્ર કરવુ આ પાંચ અભિગમથી યુક્ત થઇ ભગવાનને ત્રણવાર આદક્ષિણ-પ્રદક્ષિણા કરી પ્રદક્ષિણા કરીને વંદન, નમસ્કાર કર્યા વંદન નમસ્કાર કરીને ત્રણ પ્રકારની પર્યુપાસનાથી ઉપાસના કરી ત્રિવિધ ઉપાસના આ પ્રકારે છે— કાયાથી, વચનથી અને મનથી કાયિક ઉપાસના આ પ્રમાણે કરી—હાથ, પગ સંકુચિત કરીને ધર્મ સાંભળવાની ઇચ્છા કરવા લાગ્યા વારવાર નમસ્કાર કરતાં નમ્ર બનીને પ્રભુના સન્મુખ હાથ જોડીને સેવા કરવા લાગ્યા વચનથી ઉપાસના આ પ્રમાણે કરી— જે જે ભગવાન કહેતા હતા તેમાં રાજા બોલતા હતા કે-આપ જેમ કહો છો હે ભગવન્! તે તેમજ છે હે ભગવન્! એ એમજ છે હે ભગવન્! તે સત્ય છે હે ભગવન્! તે શંકાથી રહિત છે હે ભગવન્! આપના વચન અમને ઇષ્ટ છે, હે ભગવન્! આપના વચન અમને અભીષ્ટ છે હે ભગવન્! આપના વચન અમને વારવાર ઇષ્ટ છે આ પ્રમાણે અનુકૂળ આચરણ કરતા તેમની ઉપાસના કરવા લાગ્યા માનસિક ઉપાસના આ પ્રમાણે કરી—મહાવૈરાગ્યને ઉત્પન્ન કરી તીવ્ર ધર્માનુરાગથી રક્ત બની ઉપાસના કરવા લાગ્યા.

## રાણીઓનું દર્શનાર્થે ગમન-

५५-तए णं ताओ सुभद्दप्पमुहाओ देवीओ अंतो अंतेउरंसि ण्हायाओ जाव पायच्छित्ताओ सव्वालंकारविभूसियाओ बहूहिं खुज्जाहि चिलाईहिं वामणीहिं वडभीहि बब्बरीहिं बउसियाहिं जोणियाहि पल्हवियाहिं ईसणियाहिं चारुइणियाहिं लासियाहिं लउसियाहिं सिहलीहि दमलीहिं, आरबीहि पुलिंदीहिं पक्कणीहिं बहलीहिं मरुंडीहिं सबरीहिं पारसीहिं णाणादेसीहिं विदेस-वेस-परिमंडियाहिं इंगिय-चिंतिय-पत्थिय-वियाणियाहिं सदेसणेवत्थ-ग्गहिय-वेसाहिं चेडिया-चक्कवाल-वरिसधर-कंचुइज्ज-महत्तर-वंद-परिक्खित्ताओ अंतेउराओ णिग्गच्छन्ति, णिग्गच्छित्ता जेणेव पाडियक्कजाणाइं तेणेव उवागच्छंति, उवागच्छित्ता पाडियक्कपाडियक्काइं जत्ताभिमुहाइं जुत्ताइं जाणाइं दुरूहंति, दुरूहित्ता णियग-परियालसद्धि संपरिवुडाओ चंपाए णयरीए मज्झंमज्झेणं णिग्गच्छति, णिग्गच्छित्ता जेणेव पुण्णभद्दे चेइए तेणेव उवागच्छंति, उवागच्छित्ता समणस्स भगवओ महावीरस्स अदूरसामंते छत्तादीए तित्थयराइसेसे पासंति, पासित्ता पाडियक्कपाडियक्काइं जाणाइं ठवेंति, ठवित्ता जाणेहिंतो पच्चोरुहंति, पच्चोरुहित्ता, बहूहिं खुज्जाहिं जाव परिक्खित्ताओ जेणेव समणे भगवं महावीरे तेणेव उवागच्छंति, उवागच्छित्ता समणं भगवं महावीरं

૫૫- ત્યાર પછી તે સુભદ્રા પ્રમુખ દેવીઓ પણ અન્તઃપુરમાં સ્નાન કરીને યાવત્ કૌતુક તથા બલિકર્મથી નિવૃત્ત થઈને, સર્વ અલંકારોને ધારણ કરીને અને કુબડી દાસીઓથી, કિરાતીઓથી- કિરાતદેશમાં ઉત્પન્ન થયેલી, ઠીંગણી, જેની કમ્મર વળી ગયેલ છે તેવી વટલીઓ, બર્બર- દેશની, બકુશદેશની, યુનાન દેશની, પહ્લવદેશની ઈસિન નામના અનાર્યદેશની, ચારુકિનિક દેશની, લાસક દેશની, લકુશદેશની સિંહલ દેશની, દ્રવિડ દેશની, અરબ દેશની, પુલિંદ દેશની, પક્કણ દેશની, બહલ નામના અનાર્ય દેશની, મુરુંડ દેશની, શબર દેશની, પારસ દેશની આ અનેક દેશની દાસીઓ વિદેશી વેષભૂષાથી સજ્જિત હતી અભિપ્રાય અનુરૂપ ચેષ્ટાને, ચિન્તિતને (મનોગત ભાવને), પ્રાર્થિતને અભિલાષાને જાણવામાં નિપુણ હતી પોતપોતાના દેશની રીત પ્રમાણે વેષને ધારણ કર્યો હતો તથા બીજી દાસીઓના સમૂહથી તથા વર્ષધર – નપુંસકોથી, કંચુકીઓથી તથા બીજા પણ પ્રામાણિક રક્ષકોથી વીંટળાયેલી અન્તઃપુરથી નીકળી, નીકળીને જ્યાં પોત પોતાને યોગ્ય જુદા જુદા વાહનો હતા ત્યાં આવી આવીને જુદા જુદા રથો જે પહેલાંથી તૈયાર રાખવામાં આવ્યા હતા તેમજ બળદોથી યુક્ત હતાં તેમાં બેઠી બેસીને પોત પોતાના પરિવારની સાથે ઘેરાઈને બધી દેવીઓ ચંપાનગરીની મધ્યમાંથી થઈને નીકળી, નીકળીને જે તરફ પૂર્ણભદ્ર ચૈત્ય હતુ તે તરફ આવી આવીને શ્રમણ ભગવાન મહાવીરના તીર્થકરોના અતિશય સ્વરૂપ છત્રાદિને બહુ દૂર કે બહુ નજીક નહિ એ રીતે જોયા જોઈને પોતપોતાના રથો રોકી દીધા, યાનોમાંથી નીચે ઉતરી, ઉતરીને અનેક કુબ્જાદિક દાસીઓના પરિવાર સહિત જ્યાં શ્રમણ ભગવાન મહાવીર હતા ત્યા આવી. આવીને

पंचविहेणं अभिगमेणं अभिगच्छंति; तंजहा-१ सचित्ताणं दव्वाणं विओसरणयाए, २-अचित्ताणं दव्वाणं अविओमरणयाए, ३-विणओणयाए गायलट्ठीए, ४-चक्खुप्फासे अंजलिपग्गहेणं, ५-मणसो एगत्तीभावकरणेणं. समणं भगवं महावीरं तिक्खुत्तो आयाहिणपयाहिणं करेंति, करित्ता वंदंति णमंसंति, वंदित्ता णमंसित्ता कूणियरायं पुरओ कट्टु ठिइयाओ चेव सपरिवाराओ अभिमुहाओ विणएणं पंजलिउडाओ पज्जुवासंति ।

શ્રમણ ભગવાન મહાવીરની પાસે જવા માટે પાંચ પ્રકારના અભિગમોને ધારણ કર્યાં તે આ પ્રમાણે–સચિત્ત દ્રવ્યોનો ત્યાગ, અચિત્ત દ્રવ્યોનો ત્યાગ ન કરવો, વિનયથી શરીરને નમાવ્યું, નજર પડતાં જ હાથ જોડવા, મનને એકાગ્ર કરવું આ રીતે શ્રમણ ભગવાન મહાવીરને ત્રણ-વાર આદક્ષિણ પ્રદક્ષિણ કર્યા, કરીને વંદન નમસ્કાર કર્યા વંદન નમસ્કાર કરીને પછી કૂણિક રાજાને આગળ કરીને વિનયપૂર્વક હાથ જોડીને ભગવાનની સેવા કરવા લાગી

५६- तए णं समणे भगवं महावीरे कूणियस्स रण्णो भंभसारपुत्तस्स सुभद्दापमुहाणं देवीणं तीसे य महइमहालियाए परिसाए इसिपरिसाए मुणिपरिसाए जइपरिसाए देवपरिसाए अणेगसयाए अणेगसयवंदाए अणेगसयवंदपरिवाराए ओहबले अइबले महब्बले अपरिमिय-बल-वीरिय-तेय-माहप्प-कंति-जुत्ते सारय-णवत्थणिय-महुर-गंभीर-कोच-णिग्घोस-दंदुभि-स्सरे उरे वित्थडाए कंठे वट्टियाए सिरे समाइण्णाए अगरलाए अमम्मणाए सव्व-क्खर-सण्णिवाइयाए पुण्णरत्ताए सव्वभासाणुगामिणीए सरस्सईए जोयणणीहारिणा सरेणं अद्धमागहाए भासाए भासइ, अरिहा धम्मं परिकहेइ । तेसिं सव्वेसिं आरियमणारियाणं अगिलाए धम्मं आइक्खइ, सावि य णं अद्धमागहा भासा तेसिं सव्वेसिं आरियमणारियाणं अप्पणो सभासाए परिणामेणं

## ધર્મદેશના

૫૬–ત્યાર પછી શ્રમણ ભગવાન ભગવાન મહાવીરે ભભસાર પુત્ર રાજા કૂણિકને તથા સુભદ્રા પ્રમુખ રાણીઓને તથા બહુ મોટી સભાને, ઋષિઓની સભાને, મુનિઓની સભાને, યતિઓની સભાને, દેવોની સભાને, અનેક સો સંખ્યાવાળી, અનેક-શત (સેંકડોના) સમૂહવાળી, અનેક શત સમૂહ યુક્ત પરિવારવાળી સભાને અરિહંત પ્રભુએ ધર્મનો ઉપદેશ આપ્યો. અર્ધમાગધી ભાષામાં આપ્યો ભગવાન મહાવીર અપ્રતિબદ્ધબલશાળી, અતિશય બળવાન, પ્રશસ્ત બળવાન, અપરિમિત બલ, વીર્ય, તેજ, માહાત્મ્ય તેમજ કાંતિથી યુકત હતા. તેમનો સ્વર શરદકાલીન નવીન મેઘની ગર્જના જેવો મધુર તેમજ ગંભીર હતો. ક્રૌંચ પક્ષીના જેવો મીઠો તેમજ દુંદુભિના જેવો હતો. વક્ષસ્થળ વિસ્તીર્ણ હોવાથી વિસ્તાર પામેલા, કંઠમાં ગોળ રૂપે સ્થિત, મસ્તકમાં, વ્યાપ્ત, વ્યકત, વર્ણ પદની વિકૃતતાથી રહિત, સકલભાષામય, સ્વર તેમજ માલકોશ નામના ગેયરાગથી યુકત, સર્વભાષામાં પરિણમવાના સ્વભાવવાળી વાણીથી જે એક યોજન સુધી દૂર જાય તે અર્ધમાગધી ભાષા હતી તે ભાષાદ્વારા

परिणमइ । तंजहा-अत्थि लोए, अत्थि अलोए, एवं जीवा अजीवा बंधे मोक्खे पुण्णे पावे आसवे संवरे वेयणा णिज्जरा अरिहंता चक्कवट्टी बलदेवा वासुदेवा नरगा णेरइया तिरिक्खजोणिया तिरिक्खजोणिणीओ माया पिया रिसओ देवा देवलोया सिद्धी सिद्धा परिणिव्वुया, १ पाणाइवाए, २ मुसावाए, ३ अदिण्णादाणे, ४ मेहुणे, ५ परिग्गहे, ६ अत्थि कोहे, ७ माणे, ८ माया, ९ लोभे, अत्थि जाव मिच्छादंसणसल्ले । अत्थि पाणाइवायवेरमणे मुसावायवेरमणे अदिण्णादाणवेरमणे मेहुणवेरमणे परिग्गहवेरमणे जाव मिच्छादंसणसल्लविवेगे । सव्वं अत्थिभावं अत्थित्ति वयइ, सव्वं णत्थिभावं णत्थित्ति वयइ, सुचिण्णा कम्मा सुचिण्णफला भवंति, दुच्चिण्णा कम्मा दुच्चिण्णफला भवंति, फुसइ पुण्णपावे, पच्चायंति जीवा, सफले कल्लाणपावए । धम्ममाइक्खइ-इणमेव णिग्गंथे पावयणे सच्चे अणुत्तरे केवलिए संसुद्धे पडिपुण्णे णेयाउए सल्लकत्तणे सिद्धिमग्गे मुत्तिमग्गे निव्वाणमग्गे णिज्जाणमग्गे अवितहमविसंधि सव्वदुक्खप्पहीणमग्गे इहट्ठिया जीवा सिज्झंति मुच्चंति परिणिव्वायंति सव्वदुक्खाणमंतं करेंति । एगच्चा पुण एगे भयंतारो पुव्वकम्मावसेसेणं अण्णयरेसु देवलोएसु देवत्ताए उववत्तारो भवंति, महड्ढिएसु जाव महासुक्खेसु दूरंगइएसु चिरट्ठिइएसु । ते णं तत्थ देवा भवंति—

સમસ્ત આર્ય, અનાર્યોને ગ્લાનિ વિના ઉપદેશ આપ્યો જે ભાષા પોત-પોતાની ભાષામાં પરિણમી જાય તેવી રીતે ઉપદેશ આપ્યો તે આ પ્રમાણે-લોક છે. અલોક છે, આ રીતે જીવ છે. અજીવ છે બંધ, મોક્ષ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, વેદના, નિર્જરા છે. અરિહંત, ચક્રવર્તી, બળદેવ, વાસુદેવ છે નરક સ્થાન છે, નારકી છે તિર્યંચયોનિના જીવ છે, તિર્યંચયોનિમાં ઉત્પન્ન તિર્યંચ સ્ત્રીઓ પણ છે. માતા છે, પિતા છે અતીન્દ્રિય પદાર્થને જોનાર ઋષિઓ છે દેવ છે. દેવલોક છે. સિદ્ધિ છે. સિદ્ધ છે. પરિનિર્વાણ છે સંતાપોથી રહિત એવો જીવ છે પ્રાણાતિપાત છે મૃષાવાદ પાપ છે. અદત્તદાન છે મૈથુન છે પરિગ્રહ છે, ક્રોધ છે, માન છે, માયા છે, લોભ છે યાવત્ મિથ્યાદર્શન છે. પ્રાણાતિપાતથી વિરમણ છે. મૃષાવાદથી વિરમણ છે, અદત્તાદાનથી વિરમણ છે. મૈથુનથી વિરમણ છે, પરિગ્રહથી વિરમણ છે યાવત્ મિથ્યાદર્શનશલ્યથી વિરમણ છે. અસ્તિ એ પદ સર્વને અસ્તિરૂપે કહે છે નાસ્તિ પદ સર્વને નાસ્તિ રૂપે કહે છે સારા કાર્યો સારા ફળને આપે છે ખરાબ કાર્યો ખરાબ ફળને આપે છે સારા કૃત્યોથી પુણ્ય અને દુષ્કૃત્યોથી પાપ કરે છે શુભાશુભ કર્મોથી બંધાયેલ જીવ દુઃખ પ્રાપ્ત કરે છે, પુણ્ય અને પાપ ફળ આપનાર છે ભગવાને ધર્મનો ઉપદેશ આ પ્રમાણે આપ્યો આ પ્રત્યક્ષ નિર્ગ્રન્થ પ્રવચન સત્ય છે અનુત્તર છે કેવળજ્ઞાની દ્વારા પ્રણીત છે. શુદ્ધ છે સર્વદા પરિપૂર્ણ છે ન્યાય અનુગત છે- પ્રમાણથી બાધા આવતી નથી. શલ્યનુ છેદન કરવામાં સમર્થ છે. સિદ્ધિનો માર્ગ છે, મુક્તિનો માર્ગ છે, નિર્વાણનો-પારમાર્થિક સુખનો માર્ગ છે, ફરી પાછું જ્યાંથી આવવાનુ નથી તેવો માર્ગ છે, અવિતથ-મિથ્યા નથી.

महिड्ढिया जाव चिरट्ठिइया हार-विराइय-वच्छा जाव पभासमाणा कप्पोवगा गतिकल्लाणा ठिइकल्लाणा आगमेसिभद्दा जाव पडिरूवा । तमायक्खइ-

(ત્રિકાલાબાધિત છે) મહાવિદેહ ક્ષેત્રની અપેક્ષાએ અવિચ્છિન્ન, સર્વ દુઃખોના અભાવનો માર્ગ છે, આ માર્ગની આરાધનાથી જીવો સિદ્ધ થાય છે, અથવા અણિમાદિ સિદ્ધિઓને પ્રાપ્ત કરે છે મુક્ત થાય છે સંતાપથી રહિત થઇ શીતલીભૂત બને છે, સર્વ દુઃખોનો અંત કરે છે. કોઈ જીવ ફરી એક વાર મનુષ્યભવને ધારણ કરે છે. તે જીવો પૂર્વ કર્મો બાકી રહેવાના કારણે મહર્દ્ધિક, (મહાકાંતિવાળા, મહાબળ, મહાયશસ્વી, મહાનુભાગ,) યાવત્ મહાસૌખ્ય, લાંબાકાળ સુધી જેમાં સ્થિતિ છે એવા અનુત્તર વૈમાનાદિક દેવલોકમાં ઉત્પન્ન થાય છે તે દેવ ત્યાં મહર્દ્ધિક યાવત્ અનેક સાગરોપમની સ્થિતિવાળા થાય છે તેમનું વક્ષસ્થળ હારમાલાઓથી સુશોભિત રહે છે યાવત્ પ્રકાશિત થાય છે ઈચ્છા પ્રમાણે ગમન કરે છે અથવા ઇન્દ્ર સામાનિકાદિ ભેદ જ્યાં હોય તે કલ્પ તેમાં ઉત્પન્ન થાય તે કલ્પોપગ બને છે, ગતિ કલ્યાણકારી ઉત્તમ હોય છે, સ્થિતિ કલ્યાણકારી છે, ભવિષ્યમા કલ્યાણ પ્રાપ્ત કરનાર છે. યાવત્ અસાધારણ રૂપવાળા હોય છે

एवं खलु चउर्हि ठाणेहिं जीवा णेरइयत्ताए कम्मं पकरेंति, णेरइयत्ताए कम्मं पकरेत्ता णेरइएसु उववज्जंति, तं जहा— महारंभयाए १ महापरिग्गहयाए २ पंचिंदियवहेणं ३ कुणिमाहारेणं ४, एवं एएणं अभिलावेणं तिरिक्खजोणिएसु- १ माइल्लयाए णियडिल्लयाए, २ अलियवयणेण, ३ उक्कंचणयाए, ४ वंचणयाए। मणुस्सेसु-पगइभद्दयाए १, पगइविणीययाए २, साणुक्कोसयाए ३, अमच्छरियाए ४ । देवेसु-सरागसंजमेणं १, संजमासंजमेणं २, अकामणिज्जराए ३, बालतवोकम्मेणं ४ । तमाइक्खइ—

આ ચાર કારણોથી જીવ નરકને યોગ્ય કર્મ કરે છે તે આ પ્રમાણે—મહા આરંભ, મહાપરિગ્રહ, પંચેન્દ્રિય જીવોનો વધ કરવો, માંસનો આહાર કરવો આ કારણોથી નરકને યોગ્ય કર્મ ઉપાર્જન કરે છે, તેથી જીવ નરકમાં જાય છે, આ જ રીતે ચાર કારણોથી જીવ તિર્યંચ ગતિમાં જાય છે તે ચાર કારણ આ પ્રમાણે—માયાચાર કરવો તેમજ માયાને ઢાકવા બીજી માયા કરવી, અસત્ય ભાષણ કરવુ, સરળ હૃદયની પાસે કોઇ ચતુર પુરુષની હાજરી હોય તો થોડા સમય માટે પોતાની કપટવૃત્તિને રોકી રાખવી, બીજાને ઠગવા આ ચાર કારણોથી જીવ તિર્યંચગતિમાં જાય છે મનુષ્યગતિમાં જીવ ચાર કારણોથી જાય છે તે આ પ્રમાણે-પ્રકૃતિથી ભદ્ર, પ્રકૃતિથી

વિનીત, દયાળુ, મત્સર-ઈર્ષાભાવથી રહિત હોય તો મનુષ્યગતિમાં જાય છે ચાર કારણોથી દેવ-ગતિમાં જાય છે. સરાગસંયમ, સયમાસંયમ, અકામ નિર્જરા, બાલતપ. આ ચાર કારણોથી દેવગતિને યોગ્ય કર્મો ઉપાર્જન કરે છે

"जह णरगा गम्मंती,
जे णरगा य वेयणा णरए ।
सारीरमाणसाइं
दुक्खाइं, तिरिक्खजोणीए ॥१॥

ગાથાનો અર્થ—જીવ જે પ્રકારે નરકોમાં જાય છે અને ત્યાં જેવા નારકી થાય છે તેમજ તેમને જે વેદના હોય તે બતાવ્યુ તિર્યંચગતિમાં જે શારીરિક અને માનસિક દુઃખો હોય છે તે કહ્યું ॥૧॥

माणुस्सं च अणिच्चं,
वाहि-जरा-मरण-वेयणा-पउरं ।
देवे य देवलोए,
देविड्ढि देवसोक्खाइं ॥२॥

મનુષ્યનું જીવન અનિત્ય છે, વ્યાધિ, જરા, મરણ અને વેદનાની તેમાં અધિકતા છે દેવલોકમાં દેવતા ને દેવસબંધી અનેક ઋદ્ધિ તેમજ દેવ-સુખની પ્રાપ્તિ થાય છે ॥૨॥

णरगं तिरिक्खजोणिं,
माणुसभावं च देवलोगं च ।
सिद्धे य सिद्धवसहिं,
छज्जीवणियं परिकहेइ ॥३॥

આ રીતે નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવગતિનું કથન કર્યુ તેની સાથે સિદ્ધ, સિદ્ધક્ષેત્ર, ષડ્જીવ-નિકાયનુ કથન કર્યુ ॥૩॥

जह जीवा वज्झंती मुच्चंती
जह य संकिलिस्संति ।
जह दुक्खाणं अंतं,
करेंति केई अपडिवद्धा ॥४॥

જીવ જે પ્રકારે કર્મોથી બંધાય છે, જે પ્રકારે છૂટે છે તથા જે પ્રકારે સંકલેશને પામે છે અને અપ્રતિબદ્ધ થઈ કોઈક સમસ્ત દુઃખનો અંત કરે છે તે સમજાવ્યું ॥૪॥

अट्टा अट्टियचित्ता जह
जीवा दुक्खसागरमुवेंति ।
जह वेरग्गमुवगया
कम्मसमुग्गं विहाडेंति ॥५॥

આર્ત્તધ્યાનથી પીડાતા જીવ દુઃખસાગરને પ્રાપ્ત કરે છે અને કોઈ જીવ વૈરાગ્યને પ્રાપ્ત કરી કર્મરાશિનો નાશ કરે છે તે કહ્યું. ॥૫॥

जह रागेण कडाणं कम्माणं
पावगो फलविवागो ।
जह य परिहीणकम्मा
सिद्धा सिद्धालयमुवेंति ॥६॥

જીવ રાગથી ઉપાર્જિત કર્મોના પાપમય ફલ પ્રાપ્ત કરે છે અને કર્મોનો નાશ કરી સિદ્ધ અવસ્થા પ્રાપ્ત કરી સિદ્ધાલયમાં પહોંચે છે તે કહ્યુ ॥૬॥

५७- तमेव धम्मं दुविहं आइक्खइ, तं जहा–अगारधम्मं अणगारधम्मं च । अणगार-धम्मो ताव–इह खलु सव्वओ सव्वत्ताए मुंडे भवित्ता अगाराओ अणगारियं पव्व-इयस्स सव्वाओ पाणाइवायाओ वेरमणं मुसावाय–अदिण्णादाण–मेहुण–परिग्गह-राइभोयण-वेरमणं । अयमाउसो ! अण-गारसामाइए धम्मे पण्णत्ते, एयस्स धम्मस्स सिक्खाए उवट्ठिए णिग्गंथे वा णिग्गंथी वा विहरमाणे आणाए आरा-हए भवति ।

૫૭– તે ધર્મ બે પ્રકારે કહ્યો છે તે આ પ્રમાણે– અગારધર્મ અને અણુગારધર્મ અણુગારધર્મ તે જીવ પાલન કરે છે જે સર્વ પ્રકારે મુંડિત થઈ ઘરનો ત્યાગ કરી સાધુની પ્રવ્રજ્યાનો સ્વીકાર કરીને અણુગાર બને છે સર્વ પ્રાણુતિપાતથી વિરમણુ, મૃષાવાદથી વિરમણુ, અદત્તાદાનથી વિરમણુ, મૈથુનથી વિરમણુ, પરિગ્રહથી વિરમણુ અને રાત્રિભોજનથી વિરમણુ વ્રતનો સ્વીકાર કરે છે હે આયુષ્યમાન્ ! આ અણુગાર સામા-યિકનું પ્રતિપાદન કર્યું આ ધર્મને પાળવામાં ઉપસ્થિત નિર્ગ્રન્થ હોય કે નિર્ગ્રન્થી - સાધ્વી હોય, જો તેનુ પાલન કરતાં હોય તો તે ભગવાનની આજ્ઞાના આરાધક છે

अगारधम्मं दुवालसविहं आइक्खइ, तं जहा-पंच अणुव्वयाइं १, तिण्णि गुणव्व-याइं २, चत्तारि सिक्खावयाइं ३ । पंच अणुव्वयाइं, तं जहा-थूलाओ पाणाइवा-याओ वेरमणं १, थूलाओ मुसावायाओ वेरमणं २, थूलाओ अदिण्णादाणाओ वेरमणं ३, सदारसंतोसे ४, इच्छापरि-माणे ५ । तिण्णि गुणव्वयाइं, तं जहा-अणत्थदंडवेरमणं ६, दिसिव्वयं ७, उव-भोगपरिभोगपरिमाणं ८ । चत्तारि सिक्खावयाइं, तं जहा-सामाइयं ९, देसावयासियं १०, पोसहोववासे ११, अतिहिसंविभागे, अपच्छिमा-मारणंतिया-संलेहणा-झूसणा-राहणा १२ । अयमा-उसो ! अगारसामाइए धम्मे पण्णत्ते । एयस्स धम्मस सिक्खाए उवट्ठिए सम-णोवासए वा समणोवासिया वा विहर-माणे आणाए आराहए हवइ ।

આગાર ધર્મ ૧૨ પ્રકારે કહ્યો છે. તે આ પ્રમાણે- પાંચ અણુવ્રત, ૩ ગુણવ્રત, ૪ શિક્ષાવ્રત પાંચ અણુવ્રત તે આ પ્રમાણે– સ્થૂલ પ્રાણુતિપાતથી વિરમણુ થવુ સ્થૂલ મૃષાવાદથી વિરમણુ થવું. સ્થૂલ અદત્તાદાનથી વિરમણુ થવુ, સ્વદારસ તોષ, ઈચ્છાનુ પ્રમાણુ કરવું ત્રણુ ગુણુવ્રત આ પ્રમાણે છે- અનર્થદંડ વિરમણુ વ્રત, દિગ્વ્રત, ઉપભોગપરિભોગપરિમાણુ વ્રત ચાર શિક્ષાવ્રત આ પ્રમાણે છે- સામાયિક, દેશાવકાશિક, પૌષધોપવાસ, અતિથિસંવિભાગ વ્રત. અંતમાં ધારણુ કરાય અને જે મરણુથી નજીક હોય ત્યારે કષાય અને કાયાને કૃશ કરી પ્રીતિ પૂર્વક જેની આરાધના કરાય તે સંલેખના વ્રત. આ પ્રકારે હે આયુષ્યમાન્ ! આગારસામાયિક-ધર્મ કહ્યો છે આ ધર્મની શિક્ષામાં ઉપસ્થિત શ્રાવક હોય કે શ્રાવિકા હોય તે ભગવાનની આજ્ઞાના આરાધક છે.

५८- तए णं सा महतिमहालिया मणूसपरिया समणस्स भगवओ महावीरस्स अंतिए धम्मं सोच्चा णिसम्म हट्ठ-तुट्ठ-जाव-हियया उट्ठाए उट्ठेइ, उट्ठित्ता समणं भगव महावीरं तिक्खुत्तो आयाहिणपयाहिणं करेइ, करित्ता वंदइ णमंसइ, वदित्ता णमसित्ता अत्थेगइया मुंडे भवित्ता अगाराओ अणगारियं पव्वइया, अत्थेगइया पंचाणुव्वइयं सत्तसिक्खावइयं दुवालसविहं गिहिधम्मं पडिवण्णा ।

૫૮– ત્યાર પછી અતિવિશાલ મનુષ્યોની સભા શ્રમણ ભગવાન મહાવીરની પાસે ધર્મની દેશના સાંભળીને, હૃદયમા ધારણ કરીને બહુજ હર્ષિત તેમજ સંતુષ્ટ થઈ યાવત્ આનદિત થઈ પછી પોતપોતાના આસનથી ઉઠી, ઉઠીને શ્રમણ ભગવાન મહાવીરને ત્રણવાર આદક્ષિણ – પ્રદક્ષિણપૂર્વક વદન નમસ્કાર કર્યા વદન નમસ્કાર કરીને કેટલાક માણસો મુડિત થઈને અગારમાંથી અણગાર થયા અર્થાત્ દીક્ષા લીધી. કેટલાકે પાંચ અણુવ્રત, સાત શિક્ષાવ્રત એમ ૧૨ પ્રકારનો ગૃહસ્થ ધર્મ સ્વીકાર્યો.

५९- अवसेसा ण परिसा समणं भगवं महावीरं वंदइ णमंसइ, वदित्ता णमंसित्ता एवं वयासी-सुअक्खाए ते भते ! णिग्गथे पावयणे, एव सुप्पण्णत्ते, सुभासिए, सुविणीए, सुभाविए । अणुत्तरे ते भते ! निग्गंथे पावयणे । धम्म ण आइक्खमाणा तुब्भे उवसमं आइक्खह, उवसम आइक्खमाणा विवेगं आइक्खह, विवेगं आइक्खमाणा वेरमण आइक्खह, वेरमणं आइक्खमाणा अकरणं पावाणं कम्माणं आइक्खह । णत्थि णं अण्णे केइ समणे वा जे एरिस धम्ममाइक्खित्तए, किमंग ! एत्तो उत्तरतरं ?, एव वदित्ता जामेव दिसं पाउब्भूया तामेव दिसं पडिगया ।

૫૯– બાકીની પરિષદે શ્રમણ ભગવાન મહાવીરને વંદન, નમસ્કાર કર્યા. વદન, નમસ્કાર કરીને આ પ્રમાણે કહ્યુ- હે ભગવન્ત ! આપે નિર્ગ્રંથ પ્રવચન સારૂ કહ્યુ તેની સારી રીતે પ્રરૂપણ કરી સારી રીતે પદાર્થોના સ્વરૂપને પ્રકટ કર્યો શિષ્યો સારી રીતે સમજી શકે તેમ કહ્યુ, સારી રીતે તત્ત્વનું કથન કર્યુ હે ભગવન્ ! આ નિર્ગ્રંથ પ્રવચન સર્વોત્કૃષ્ટ છે ધર્મનો ઉપદેશ કરતા સમયે આપે ઉપશમ ભાવનો ઉપદેશ આપ્યો ઉપશમના ઉપદેશ સમયે વિવેક નો ઉપદેશ કર્યો છે વિવેકનું કથન કરતા પ્રાણાતિપાતાદિથી વિરકત થવાનો ઉપદેશ આપ્યો છે વિરમણનો ઉપદેશ આપના પાપરૂપ કર્મ ને નહિ કરવાનો ઉપદેશ આપ્યો છે આપનાથી ભિન્ન બીજા કોઈ શ્રમણ કે બ્રાહ્મણ આ પ્રકારના ઉપદેશ આપી શકતા નથી તો પછી આનાથી ઉત્કૃષ્ટ ધર્મનો ઉપદેશ કેમ આપી શકે ? આ પ્રમાણે કહી જે દિશામાંથી આવ્યા હતા તે દિશામાં પાછા ફર્યા

६०- तए णं से कूणिए राया भभसारपुत्ते समणस्स भगवओ महावीरस्स अंतिए धम्मं सोच्चा णिसम्म हट्ठ-तुट्ठ-जाव-हियए उट्ठाए उट्ठेइ, उट्ठित्ता समणं भगवं महावीरं तिक्खुत्तो आयाहिणपयाहिणं करेइ, करित्ता वंदइ, णमंसइ,

૬૦–ત્યાર પછી ભંભસાર પુત્ર કૂણિક રાજા શ્રમણ ભગવાન મહાવીરની પાસે ધર્મને સાભળીને, ધારણ કરીને હર્ષિત થયો, સતુષ્ટ થયો યાવત્ આનદિત થયો સ્વસ્થાનેથી ઉઠયો ઉઠીને શ્રમણ ભગવાન મહાવીરને ત્રણ વાર આદક્ષિણ– પ્રદક્ષિણ પૂર્વક વદન, નમસ્કાર કર્યા વંદન

वंदित्ता णमंसित्ता एवं वयासी-सुअक्खाए ते भंते ! णिग्गंथे पावयणे जाव किमंग ! पुण एत्तो उत्तरतरं ? एवं वदित्ता जामेव दिसं पाउब्भूए तामेव दिसं पडिगए ।

નમસ્કાર કરીને આ પ્રમાણે કહ્યું–હે ભગવન્ત ! આ નિર્ગ્રંથ પ્રવચન સર્વોત્કૃષ્ટ છે યાવત્ તેનાથી ઉત્કૃષ્ટ બીજું શુ હોય શકે ? આ પ્રમાણે કથન કરી જે દિશામાંથી આવ્યા હતા તે દિશામાં પાછા ગયા.

६१- तए णं ताओ सुभद्दापमुहाओ देवीओ समणस्स भगवओ महावीरस्स अंतिए धम्मं सोच्चा णिसम्म हट्ठ-तुट्ठ-जाव-हिययाओ उट्ठेति, उट्ठित्ता समणं भगवं महावीरं तिक्खुत्तो आयाहिणपयाहिणं करेति, करित्ता वंदंति णमंसंति, वंदित्ता णमंसित्ता एवं वयासी-सुयक्खाए ते भंते ! निग्गथे पावयणे जाव किमंग ! पुण एत्तो उत्तरतरं ?, एवं वदित्ता जामेव दिस पाउब्भूयाओ तामेव दिसं पडिगयाओ ।

૬૧– ત્યાર પછી સુભદ્રા પ્રમુખ દેવીઓ પણ શ્રમણ ભગવાન મહાવીરની પાસે ધર્મશ્રવણ કરીને અવધારણ કરીને હર્ષિત થઇ, સંતુષ્ટ થઈ, યાવત્ આનંદિત હૃદયવાળી થઇ પોતાના સ્થાનેથી ઉઠી, ઉઠીને શ્રમણ ભગવાન મહાવીરને ત્રણવાર આદક્ષિણ પ્રદક્ષિણા પૂર્વક વદન તેમજ નમસ્કાર કર્યા વદન, નમસ્કાર કરીને આ પ્રમાણે કહ્યું– હે ભગવન્ત ! આ નિર્ગ્રંથ પ્રવચન સારી રીતે કહ્યુ છે યાવત્ તેનાથી ઉત્કૃષ્ટ બીજુ શું હોય શકે ? આ પ્રમાણે કહી જે દિશામાંથી આવી હતી તે દિશામાં ગઇ.

–: પૂર્વાર્ધ સમાપ્ત :–



# ઉત્તરાર્ધ

१-तेणं कालेणं तेणं समएणं समणस्स भगवओ महावीरस्स जेट्ठे अंतेवासी इंदभूई णामं अणगारे गोयमगोत्ते णं सत्तुस्सेहे सम-चउरंस-संठाण-संठिए वइर--रिसह-णाराय--संघयणे कणग-पुलग-णिघस-पम्हगोरे उग्गतवे दित्ततवे तत्ततवे घोरतवे उराले घोरे घोरगुणे घोरतवस्सी घोरबंभचेरवासी उच्छूढ-सरीरे संखित्त-विउल-तेयलेस्से समणस्स भगवओ महावीरस्स अदूरसामंते उड्ढं-जाणू अहोसिरे झाणकोट्ठोवगए संजमेणं तवसा अप्पाणं भावेमाणे विहरइ ।

### ગૌતમ સ્વામીનું વર્ણન

૧– તે કાળ અને તે સમયમાં શ્રમણ ભગવાન મહાવીરના સૌથી મોટા શિષ્ય ગૌતમ ગોત્રી, સમચતુરસ્ર સંસ્થાન સંપન્ન, સાત હાથની અવગાહનાવાળા, વજ્રઋષભનારાચ સંહનનધારી, શુદ્ધ સુવર્ણની કસ (પથ્થર) પર ઘસેલી રેખા જેવા તથા કમળની કેસર જેવા ગૌરવર્ણી ઈન્દ્રભૂતિ નામના અનગાર હતા તે ઉગ્ર તપસ્વી હતા તેમનું તપ અગ્નિ જેવું જાજ્વલ્યમાન હતું. વિધિપૂર્વક તપ કરતા હતા ઘોર તપસ્વી હતા ઉદાર તેમજ ઘોર હતા. અર્થાત્ અતિ કઠીન તપસ્યાઓ કરતા હતા ઘોરગુણવાળા હતા અર્થાત્ બીજા ગ્રહણ ન કરી શકે તેવા ગુણોવાળા હતા ઘોર તપસ્વી હતા કારણકે પારણાના દિવસે અભિગ્રહોને ધારણ કરતા હતા ઘોર બ્રહ્મચર્યવાસી હતા, શરીરના સંસ્કારોને છોડી દીધા હતા તેથી શરીરનો ત્યાગ કર્યો હતો જેણે વિપુલ તેજોલેશ્યાને સંક્ષિપ્ત કરીને રાખી હતી. આવા ગૌતમ ગણધર શ્રમણ ભગવાન મહાવીરથી બહુ દૂર કે બહુ નજીક નહિ એ રીતે ઘુટણો ઉંચા કરીને અને શિર નમાવીને ધ્યાન રૂપી કોષ્ઠમાં બિરાજમાન હતા. આવા તે ગૌતમસ્વામી સંયમ અને તપથી આત્માને ભાવિત કરતાં વિચરતા હતા.

२-तए णं से भगवं गोयमे जायसड्ढे जायसंसए जायकोऊहल्ले, उप्पण्णसड्ढे उप्पण्णसंसए उप्पण्णकोऊहल्ले, संजायसड्ढे संजायसंसए संजायकोऊहल्ले, समुप्पण्णसड्ढे समुप्पण्णसंसए समुप्पण्ण-कोऊहल्ले उट्ठाए उट्ठेइ, उट्ठित्ता जेणेव

### ગૌતમની જિજ્ઞાસા

૨– ત્યાર પછી તે ભગવાન ગૌતમ કે જેના ચિત્તમાં તત્ત્વનો નિર્ણય કરવાની ઈચ્છા થઈ છે, સંશય ઉત્પન્ન થયો છે, ભગવાન મારા સંશયનો ઉત્તર ન જાણે કેવી રીતે આપશે ? એવી જેની ઉત્કંઠા થઈ છે, વિશેષ નિર્ણયની ઇચ્છા થઇ છે, વિશેષ સંશય થયો છે, વિશેષ ઉત્કંઠા થઇ છે,

समणे भगवं महावीरे तेणेव उवागच्छइ, उवागच्छित्ता समणं भगवं महावीरं तिक्खुत्तो आयाहिणपयाहिणं करेइ, करित्ता वंदइ णमंसइ, वंदित्ता णमंसित्ता नच्चासण्णे नाइदूरे सुस्सूसमाणे णमंसमाणे अभिमुहे विणएणं पंजलिउडे पज्जुवासमाणे एवं वयासी ।

તેથી વિશેષ નિર્ણયની ઇચ્છા થઇ, સંશય, ઉત્કંઠા ઉત્પન્ન થઇ છે તથા તત્ત્વ નિર્ણય, સંશય, ઉત્કંઠા સમુત્પન્ન થયા છે એવા ગૌતમ સ્વામી ઉત્થાન શક્તિથી પોતાના સ્થાનથી ઉઠયા ઉઠીને જ્યાં શ્રમણ ભગવાન મહાવીર હતા ત્યાં આવ્યા આવીને શ્રમણ ભગવાન મહાવીરને ત્રણ વાર આદક્ષિણા પ્રદક્ષિણા કરી. વંદન, નમસ્કાર કર્યા. વંદન, નમસ્કાર કરીને પ્રભુની સામે ન બહુ દૂર કે ન બહુ નજીક એ રીતે સાંભળવાની ઈચ્છાથી બેઠા પછી વિનયથી હાથ જોડી પર્યુપાસના કરતાં આ પ્રમાણે બોલ્યા.

**પ્રશ્નોત્તર**

३- जीवे णं भंते ! असंजए अविरए अप्पडिहय-पच्चक्खाय-पावकम्मे सकिरिए असंवुडे एगतदंडे एगतबाले एगंतसुत्ते पावकम्मं अण्हाइ ?, हंता ! अण्हाइ ।

૩- હે ભગવાન! જે જીવ અસંયમી, અવિરતિ, વર્તમાન તથા ભવિષ્યના પાપકર્મોના દ્વારને પ્રત્યાખ્યાનથી અટકાવેલ નથી, ક્રિયાથી જે યુક્ત છે, અસંવૃત, એકાંત આત્માને દુઃખી કરનાર, એકાંત મિથ્યાદષ્ટિ, મિથ્યાત્વની નિદ્રામાં સૂતેલ જીવ પાપકર્મનો બંધ કરે કે નહિ? ભગવાને કહ્યુ- હા ગૌતમ! તે બંધ કરે છે

४- जीवे णं भंते ! असंजए जाव एगंतसुत्ते मोहणिज्ज पावकम्मं अण्हाइ ? हंता ! अण्हाइ ।

૪- હે ભગવન્! અસંયમી યાવત્ એકાંત સુપ્ત જીવ મોહનીય કર્મનો બંધ કરે છે? હા ગૌતમ! બંધ કરે છે.

५- जीवे णं भंते ! मोहणिज्जं कम्मं वेदेमाणे किं मोहणिज्जं कम्मं बंधइ ? वेयणिज्जं कम्मं बंधइ ? गोयमा ! मोहणिज्ज पि कम्मं बंधइ, वेयणिज्जं पि कम्मं बंधइ, णण्णत्थ चरिममोहणिज्जं कम्मं वेदेमाणे वेयणिज्जं कम्मं बंधइ, णो मोहणिज्जं कम्मं बंधइ ।

૫- હે ભગવન્ત! મોહનીય કર્મનો અનુભવ કરનાર જીવ શું મોહનીય કર્મનો બંધ કરે છે? અથવા વેદનીય કર્મનો બંધ કરે છે? હે ગૌતમ! મોહનીય કર્મનો પણ બંધ કરે છે અને વેદનીય કર્મનો પણ બંધ કરે છે. કેવળ સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનમાં ચરમ મોહનીય કર્મનું વેદન કરતા સમયે વેદનીય કર્મને જ બાંધે છે પરંતુ મોહનીય કર્મને બાંધતા નથી.

६- जीवे णं भंते ! असंजए जाव एगंतसुत्ते उस्सण्ण-तस-पाण-घाई कालं किच्चा णेरइएसु उववज्जइ ? हंता, उववज्जइ ।

૬- હે ભગવન્ત! અસંયમી યાવત્ એકાંત સુપ્ત મિથ્યાદષ્ટિ ત્રસ જીવોની હિંસામાં રત રહેનાર જીવ કાલ સમયે કાળ કરીને શું નારકીઓમાં ઉત્પન્ન થાય છે? હા ગૌતમ! ઉત્પન્ન થાય છે.

७- जीवे णं भंते ! असंजए अविरए अप्पडिहय-पच्चक्खाय-पावकम्मे इओ चुए पेच्च देवे सिया ? गोयमा ! अत्थेगइया देवे सिया, अत्थेगइया णो देवे सिया ।

૭– હે ભગવન્ત ! અસંયમી, અવિરતિ, પાપકર્મોને જેણે પ્રત્યાખ્યાનથી અટકાવ્યા નથી એવો જીવ આ મનુષ્યલોકમાંથી મરીને પરલોકમાં દેવભવમાં જાય છે ? હા ગૌતમ ! કેટલાંક જીવ દેવલોકમાં ઉત્પન્ન થાય છે કેટલાંક જીવ દેવલોકમાં ઉત્પન્ન થતા નથી.

८- से केणट्ठेणं भंते ! एवं वुच्चइ-अत्थेगइया देवे सिया, अत्थेगइया णो देवे सिया ? गोयमा ! जे इमे जीवा गामागर-णयर-णिगम-रायहाणि-खेड--कब्बड--मडंब-दोणमुह-पट्टणा-सम-संबाह-सण्णिवेसेसु अकामतण्हाए अकामछुहाए अकाम-बंभचेर-वासेणं अकाम-अण्हाणग-सीया-यव-दंस-मसग-सेय-जल्ल-मल्ल-पंक-परितावेणं अप्पतरो वा भुज्जतरो वा कालं अप्पाणं परिकिलेसंति, परिकिलेसित्ता कालमासे कालं किच्चा अण्णयरेसु वाणमंतरेसु देवलोएसु देवत्ताए उववत्तारो भवंति, तहिं तेसिं गई, तहिं तेसिं ठिई, तेहिं तेसिं उववाए पण्णत्ते । तेसिं णं भंते ! देवाणं केवइयं कालं ठिई पण्णत्ता ?, गोयमा ! दसवाससहस्साइं ठिई पण्णत्ता । अत्थि णं भंते ! तेसिं देवाणं इड्ढीइ वा जुईइ वा जसेइ वा बलेइ वा वीरिएइ वा पुरिसक्कार-परक्कमेइ वा ? हंता ! अत्थि । ते णं भंते ! देवा परलोगस्स आराहगा ? णो इणट्ठे समट्ठे ॥

૮– હે ભગવન્ત ! આપ કયા કારણથી એમ કહો છો કે કેટલાંક જીવ દેવલોકમાં ઉત્પન્ન થાય છે, કેટલાંક ઉત્પન્ન થતા નથી ? હે ગૌતમ ! જે જીવ ગામ, ખાણ, નગર, નિગમ, રાજધાની, ધૂળના કોટવાળા ગામડા, કર્બટ, મડંબ, દ્રોણમુખ, પાટણ, આશ્રમ, પર્વતની પાસેના સંબાધમાં સન્નિવેશમાં અકામ–ઇચ્છા વિના તરસને સહવાથી, અનિચ્છાએ ક્ષુધા, અનિચ્છાએ બ્રહ્મચર્યપાલન, અનિચ્છાએ સ્નાનત્યાગ, ઠંડી, તાપ, ડંસ, મસગ, પસીનો, મેલ, ઉપરનો મેલ, કાદવને દૂર નહિ કરવાથી તે પરિતાપને થોડા વખત માટે સહન કરે અથવા લાંબા કાળ સુધી સહન કરે અને પોતાના આત્માને ક્લેશિત કરે છે તે ક્લેશને પામીને કાળ માસે કાળ કરીને કોઇ એક વ્યંતર દેવના દેવલોકમાં દેવરૂપે ઉત્પન્ન થાય છે. ત્યાં તેની ગતિ, તેની સ્થિતિ, તેમજ ઉત્પાત થાય છે. હે ભગવન્ત ! તે દેવોની કેટલા કાળની સ્થિતિ હોય છે ? હે ગૌતમ ! દશ હજાર વર્ષની સ્થિતિ હોય છે હે પ્રભુ ! ત્યાં તે દેવોનાં પરિવારાદિ ઋદ્ધિઓ, શારીરિક કાંતિ, યશ, બલ, વીર્ય, પુરુષાકાર, પરાક્રમ આ બધુ હોય કે નહિ ? હા, છે. ભગવન્ત ! તે દેવો પરલોકના આરાધક છે કે નહિ ? આ અર્થ સમર્થ નથી અર્થાત્ તે આરાધક નથી

### કોણ કયાં ઉત્પન્ન થાય છે ?

९- से जे इमे गामा-गर-णयर-णिगम-रायहाणि-खेड-कब्बड-मडंब--दोणमुह-पट्टणा-सम-संवाह-सण्णिवेसेसु मणुया भवंति,

૯– જે આ જીવ ગામ, આકર, નગર, નિગમ, રાજધાની, ખેડ, કર્બટ, મડંબ, દ્રોણમુખ, પાટણ, આશ્રમ, સબાધ, તેમજ સન્નિવેશમાં મનુષ્ય

तंजहा-अंडुबद्धगा णियलबद्धगा हडिबद्धगा चारगबद्धगा हत्थच्छिण्णगा पायच्छिण्णगा कण्णच्छिण्णगा नक्कच्छिण्णगा ओट्ठच्छिण्णगा जिब्भच्छिण्णगा सीसच्छिण्णगा मुहच्छिण्णगा मज्झच्छिण्णगा वइकच्छच्छिण्णगा हियउप्पाडियगा णयणुप्पाडियगा दसणुप्पाडियगा वसणुप्पाडियगा गेवच्छिण्णगा तंडुलच्छिण्णगा कागणिमंसक्खावियगा ओलंबियगा लंबियगा घसियगा घोलियगा फालियगा पीलियगा सूलाइयगा सूलभिण्णगा खारवत्तिया वज्झवत्तिया सीहपुच्छियगा दवग्गिदड्ढगा पंकोसण्णगा पंके खुत्तगा वलयमयगा वसट्टमयगा णियाणमयगा अंतोसल्लमयगा गिरिपडियगा तरुपडियगा गिरिपक्खंदोलगा तरुपक्खंदोलगा मरुपक्खंदोलगा जलपवेसी (जलणपवेसिगा) विसभक्खियगा सत्थोवाडियगा वेहाणसिया गेद्धपट्ठगा कंतारमयगा दुब्भिक्खमयगा असंकिलिट्ठपरिणामा ते कालमासे कालं किच्चा अण्णयरेसु वाणमंतरेसु देवलोएसु देवत्ताए उववत्तारो भवंति, तहिं तेसिं गई तहिं तेसिं ठिई, तहिं तेसिं उववाए पण्णत्ते। तेसिं णं भंते! देवाणं केवइयं कालं ठिई पण्णत्ता? गोयमा! बारसवाससहस्साइं ठिई पण्णत्ता। अत्थि णं भंते! तेसिं देवाणं इड्ढीइ वा, जुईइ वा जसेइ वा, बलेइ वा, वीरिएइ वा, पुरिसक्कारपरक्कमेइ वा? हंता! अत्थि।

પર્યાયમાં ઉત્પન્ન થાય છે અને પછી હાથ-બેડી, પગબેડી, હડબેડી, જેલમાં પૂરી દેવામાં આવે, હાથ કાપી નાંખવામાં આવે, પગ છેદવામાં આવે, કાન છેદી નાખે, નાક છેદી નખાય હોઠ છેદાય, જીભ છેદાય, શિર છેદાય, મુખ છેદાય, પેટનો ભાગ છેદાય, ડાબા કંધાથી લઇને જમણી બગલના નીચેના ભાગ સહિત મસ્તક છેદી નખાય, હૃદય કાઢી લેવાય, આંખો કાઢી નખાય, અંડકોષ કાઢી નખાય, ગર્દન તોડી નખાય, ચોખાની જેમ કણ-કણ કરીને ખાય, શરીરમાંથી માંસ કાપી કાપીને ખવડાવાય, દોરડાથી બાંધી કૂવામાં લટકાવવામાં આવે, ઝાડની ડાળીએ બાંધી લટકાવવામાં આવે, ચંદનની જેમ ઘસી નાખવામાં આવે, દહીંની જેમ મથન કરવામાં આવે અથવા ઘુમાવવામાં આવે, બે ફાડા કરવામાં આવે, યંત્રમાં પીલવામાં આવે, શૂળી પર ચડાવી દેવામાં આવે શૂળથી ફાડવામાં આવે, ક્ષારમાં નાખી દેવામાં આવે, વધસ્થાનમાં રખાય, લિંગ કાપી નખાય અથવા સિંહની પૂંછડી સાથે બાંધી ઘસડવામાં આવે, દાવાગ્નિમાં બાળી નખાય, કાદવમાં નાખી દેવાય, કાદવમાં ખુચાડી દેવામાં આવે, સંયમથી ભ્રષ્ટ થતાં મૃત્યુ પામે. ઇન્દ્રિયના વશવર્તી થઇ પ્રાણનો ત્યાગ કરે, નિદાન કરી મૃત્યુ પામે, શલ્ય રાખી મૃત્યુ પામે, પહાડ ઉપરથી પડી, ઝાડ પરથી પડી, મરૂસ્થલમાં પડી, પર્વત પરથી કૂદી, વૃક્ષ ઉપરથી ઝંપાપાત કરી, મરૂસ્થલમાં રસ્તો ભૂલી જવાથી, જલમાં ડૂબી, અગ્નિમાં પ્રવેશી, વિષભક્ષણથી, શસ્ત્રોના ઘાતથી, વૃક્ષો પર લટકી, ગીધાદિ દ્વારા ખવાયેલ હાથીના હાડપિંજરમાં પ્રવેશી મૃત્યુ પામે, જંગલમાં મરણ પામે, દુર્ભિક્ષથી મૃત્યુ પામે અને આ મૃત્યુ સમયે જેના પરિણામ સંકિલષ્ટ ન હોય એવો જીવ કોઈ એક વ્યંતર દેવલોકમા દેવપણે ઉત્પન્ન થાય છે ત્યાં તેની ગતિ, તેની સ્થિતિ, તેમનો

ते णं भंते! देवा परलोगस्स आराहगा?, णो इणट्ठे समट्ठे ।।

ઉપપાત કહેવામાં આવ્યો છે. હે ભગવંત! ત્યાં તે જીવોની સ્થિતિ કેટલા કાળની છે? હે ગૌતમ! તે જીવોની સ્થિતિ ૧૨ હજાર વર્ષની છે. હે ભગવંત! ત્યાં તે દેવોમાં ઋદ્ધિ, દ્યુતિ, કીર્તિ, બળ, વીર્ય, તેમજ પરાક્રમ છે કે નહિ? હા છે. હે ભગવંત! આ દેવ પરલોકના આરાધક હોય છે કે નહિ? હે ગૌતમ! તે અર્થ સમર્થ નથી. અર્થાત્ આરાધક નથી હોતા.

१०- से जे इमे गामागर जाव संनिवेसेसु मणुया भवंति, तं जहा-पगइभद्दगा पगइउवसंता पगइ-पतणु-कोह-माण-माया-लोहा मिउ-मद्दव-संपण्णा अल्लीणा विणीया अम्मापिउ-सुस्सूसगा अम्मापिईणं अणइक्कमणिज्जवयणा अप्पिच्छा अप्पारंभा अप्पपरिग्गहा अप्पेणं आरंभेणं अप्पेणं समारंभेणं अप्पेणं आरंभसमारंभेणं विर्त्ति कप्पेमाणा बहूइं वासाइं आउयं पालेंति, पालित्ता कालमासे कालं किच्चा अण्णयरेसु वाणमंतरेसु, तं चेव सव्वं, णवरं ठिई चउद्दसवाससहस्साइं ।।

૧૦ – જે જીવ ગામ, આકર યાવત્ સન્નિવેશમાં મનુષ્ય થાય છે જે પ્રકૃતિથી ભદ્ર હોય, સ્વભાવથી ઉપશાંત હોય, સ્વભાવથી જ જેના ક્રોધ, માન, માયા, લોભ પાતળા છે, મૃદુ અને માર્દવતાથી જે યુકત છે, ગુરુની આજ્ઞા અનુસાર વર્તનાર છે, અત્યંત વિનીત છે, માતા પિતાની જે સેવા કરે છે, માતાપિતાના વચનોનું જે ઉલ્લઘન કરતા નથી, અલ્પ ઇચ્છા યુકત છે, અલ્પારંભી, અલ્પપરિગ્રહી, અલ્પ આરંભ અને અલ્પ પરીગ્રહથી પોતાની આજીવિકા ચલાવનાર એવા જીવો ઘણાં વર્ષો સુધી આયુષ્યનુ પાલન કરે છે કાલમાસે કાલ કરીને કોઇ એક વ્યંતર દેવલોકમાં દેવરૂપે ઉત્પન્ન થાય છે. બાકીની સર્વ વિગત ઉપર પ્રમાણે સમજવી વિશેષતા એ છે કે ત્યાં તેમની સ્થિતિ ૧૪ હજાર વર્ષની હોય છે

११- से जाओ इमाओ गामागर जाव संनिवेसेसु इत्थियाओ भवंति, तं जहा-अंतो अंतेउरियाओ गयपइयाओ मयपइयाओ बालविहवाओ छड्डियल्लियाओ माइररक्खियाओ पियरक्खियाओ भायरक्खियाओ पइरक्खियाओ कुलघररक्खियाओ ससुरकुलरक्खियाओ परूढ-णह-केस-कक्खरोमाओ ववगय-धूव-पुप्फ-गंध-मल्ला-लंकाराओ अण्हाणग-सेय-जल्ल-

૧૧ – જે જીવ ગામ, આકરાદિ યાવત્ સનિવેશમાં સ્રીપણે ઉત્પન્ન થાય છે. તેમાં કોઇ અંતઃ-પુરની રાણીઓ હોય છે. જેના પતિ પ્રવાસમાં ગયા છે તેવી હોય, વિધવા હોય, બાલવિધવા હોય, ત્યકતા હોય, માતા દ્વારા રક્ષા પામતી હોય, પિતાથી રક્ષિત હોય, ભાઇથી રક્ષિત હોય, પિતાના વંશજો દ્વારા રક્ષિત હોય, સાસરા પક્ષના લોકો દ્વારા રક્ષિત હોય, નખ, કેશ, તેમજ બગલના વાળ વધી ગયા છે તેવી સ્રી, કોઇ એવી છે કે જેણે ધૂપ, પુષ્પ, ગંધ, માલારૂપ

मल्ल-पंक-परितावियाओ ववगय-खीर-दहि-णवणीय-सप्पि-तेल्ल-गुल-लोण-महु-मज्ज-मंस-परिचत्त-कया-हाराओ अप्पिच्छाओ अप्पारंभाओ अप्पपरिग्गहाओ अप्पेणं आरंभेणं अप्पेणं समारंभेणं अप्पेणं आरंभसमारंभेणं वित्ति कप्पेमाणीओ अकामबंभचेरवासेणं तामेव पइसेज्जं णाइक्कमंति। ताओ णं इत्थियाओ एयारूवेणं विहारेणं विहरमाणीओ बहूइं वासाइं, सेसं तं चेव, जाव चउसट्ठि वाससहस्साइं ठिई पण्णत्ता ॥

અલંકારોનો ત્યાગ કર્યો છે. સ્નાન ન કરવાથી પસીનાથી યુક્ત હોય, મેલયુક્ત હોય, કાદવથી ક્લેશ પામેલ હોય, દૂધ, દહીં, માખણ, ઘી, તેલ, ગોળ, મીઠું, મધ, મદ્ય, માંસ વર્જિત આહાર કરે, અલ્પ ઇચ્છાવાન્ હોય, અલ્પારંભી, અલ્પ-પરિગ્રહી, અલ્પઆરંભ, પરિગ્રહથી પોતાની આજીવિકા ચલાવે, અનિચ્છાએ બ્રહ્મચર્યનું પાલન કરતી, પતિની શૈયાનું ઉલ્લંઘન નહિ કરનાર (પર પુરુષને ભજતી ન હોય) આવી સ્ત્રીઓ આ પ્રકારની પ્રવૃત્તિ કરતા ઘણાં વર્ષોનું આયુ ભોગવે છે બાકીનું ઉપરની જેમ યાવત્ કાલ કરીને ૬૪ હજાર વર્ષની સ્થિતિવાળા વ્યંતર દેવ બને છે.

१२- से जे इमे गामागर जाव सन्निवेसेसु मणुया भवंति, तं जहा-दगबिइया दगतइया दगसत्तमा दगएक्कारसमा गोयमा गोव्वइया गिहिधम्मा धम्मचिंतगा अविरुद्ध–विरुद्ध–वुड्ढसावग–प्पभितयो, तेसिं णं मणुयाणं णो कप्पंति इमाओ नव रसविगईओ आहारेत्तए, तं जहा-खीरं दहिं णवणीयं सप्पिं तेल्लं फाणियं महुं मज्जं मंसं, णो अण्णत्थ एक्काए सरिसवविगईए, ते णं मणुया अप्पिच्छा, तं चेव सव्वं, णवरं चउरासीइं वाससहस्साइं ठिई पण्णत्ता ॥

૧૨– જે જીવ ગામ, આકર યાવત્ સન્નિવેશમાં મનુષ્ય થાય છે. જેવા કે–કોઇ બે દ્રવ્ય અર્થાત્ પાણી અને કોઈ એક અન્ન એ બે દ્રવ્યો ધારે, કોઇ ત્રણ દ્રવ્ય, સાત દ્રવ્ય, ૧૧ દ્રવ્યને ધારણ કરે, કોઈ બળદને આગળ કરી ક્રીડા બતાવી જીવન નિર્વાહ કરે, કોઇ ગોવ્રતી હોય, કોઈ ગૃહસ્થ-ધર્મી હોય (ગૃહસ્થ ધર્મને કલ્યાણકારી માની દાનાદિ ધર્મના આરાધક હોય.) કોઇ ધર્મચિંતક (ધર્મશાસ્ત્રના પાઠ કરનારા હોય), વૈનયિક, અક્રિયાવાદી હોય, વૃદ્ધ (મોટી ઉંમરે તાપસ બનેલ હોય), શ્રાવક–બ્રાહ્મણ હોય અથવા વૃદ્ધ શ્રાવક (બ્રાહ્મણ) હોય તેઓને આ નવ વિગય ખાવા યોગ્ય નથી હોતા. તે આ પ્રમાણે–દૂધ, દહી, માખણ, ઘી, તેલ, ગોળ, મધ, મદ્ય, માંસ એક સરસવના તેલનો ત્યાગ હોતો નથી (સરસવનું તેલ વિગયનો ત્યાગ કરનાર ખાઇ શકે છે) આ મનુષ્યો અલ્પ ઇચ્છાવાળા હોય, બાકી પૂર્વવત્ તે ૮૪ હજાર વર્ષની સ્થિતિવાળા વ્યંતર દેવ થાય છે.

१३- से जे इमे गंगाकूलगा वाणपत्था तावसा भवंति, तं जहा-होत्तिया पोत्तिया कोत्तिया जण्णई सड्ढई थालई हुंबउट्ठा दंतुक्खलिया उम्मज्जगा संमज्जगा निमज्जगा संपक्खालगा दक्खिणकूलगा उत्तरकूलगा संखधमगा कूलधमगा मिगलुद्धगा हत्थितावसा उद्दंडगा दिसापोक्खिणो वक्कवासिणो बिलवासिणो जलवासिणो रुक्खमूलिया अंबुभक्खिणो वाउभक्खिणो सेवालभक्खिणो मूलाहारा कंदाहारा तयाहारा पत्ताहारा पुप्फाहारा बीयाहारा परिसडिय-कंद-मूल-तय-पत्त-पुप्फ-फलाहारा जला-भिसेयकढिण-गायभूया आयावणाहि पंचग्गितावेहिं इंगालसोल्लियं कंडुसोल्लियं पिव अप्पाणं करेमाणा बहूइं वासाइं परियागं पाउणंति, पाउणित्ता कालमासे कालं किच्चा उक्कोसेणं जोइसिएसु देवेसु देवत्ताए उववत्तारो भवंति। पलिओवमं वाससहस्समब्भहियं ठिई। आराहगा? णो इणट्ठे समट्ठे। सेसं तं चेव ॥

## તાપસોનો ઉપપાત

૧૩– જે આ જીવો કે જે ગંગાના તટ પર વસનાર વાનપ્રસ્થ તાપસો હોય છે જેવા કે– અગ્નિહોત્રિક, વસ્ત્રધારક, ભૂમિ પર શૈય્યા કરનાર, યજ્ઞકારક, શ્રાદ્ધ કરનાર, થાળીમાં ભોજન કરનાર, કુંડિકાધારી, ફલભોજી, પાણીની ઉપર તરી સ્નાન કરનાર, વારવાર સ્નાન કરનાર, પાણીમાં ડૂબકી મારી સ્નાન કરનાર, માટી આદિથી અંગને ઘસી સ્નાન કરનાર, ગંગાના દક્ષિણ તટ પર વસનાર, ગંગાના ઉત્તર તટ પર વસનાર, શંખ વગાડી ભોજન કરનાર, કાંઠા ઉપર બેસી અવાજ કરી ભોજન કરનાર, મૃગનું માંસ ખાનાર, હાથીને મારી તેનાં માંસનું ભોજન કરનાર, ડંડાને ઊંચો કરી ફરનારા, દિશાઓમાં પાણી છાંટનારા, વૃક્ષની છાલ પહેરનારા, ભોંયરામા રહેનારા, જલમાં ઊભા રહેનારા, વૃક્ષની નીચે વસનારા, માત્ર પાણીનો આહાર કરનારા, વાયુભક્ષી, સેવાળભક્ષી, મૂળભક્ષી, કંદભક્ષી, ત્વક્–છાલનો આહાર કરનારા, પાનનો આહાર કરનારા, પુષ્પોનો આહાર કરનારા, બીજનો આહાર કરનારા, કંદ, મૂળ, છાલ, પાન, પુષ્પ, ફળ જે પોતાની મેળે નીચે પડેલા છે તેનો આહાર કરનારા, જલનો અભિષેક કરવાથી જેનાં શરીર કઠણ થઇ ગયા છે તેવા, આતાપનાથી, પંચાગ્નિ તપથી અંગારા સમાન તેમજ પાત્રમાં ભુંજેલ ચણાદિની સમાન જેના શરીર થઇ ગયા છે એવા તાપસો ઘણાં વર્ષો સુધી વાનપ્રસ્થ તાપસની પર્યાયનુ પાલન કરતાં કરતાં કાલ માસે કાલ કરીને ઉત્કૃષ્ટથી જ્યોતિષી દેવોમાં દેવપણે ઉત્પન્ન થાય છે. ત્યાં તેમની સ્થિતિ ૧ હજાર વર્ષ અધિક એક પલ્યોપમની હોય છે. હે ભગવન્! તે આરાધક હોય છે કે નહિ? આ અર્થ સમર્થ નથી અર્થાત્ તે પરલોકના આરાધક હોતા નથી.

१४- से जे इमे जाव सन्निवेसेसु पव्वइया समणा भवंति, तं जहा-कंदप्पिया कुक्कुइया मोहरिया गीयरइप्पिया नच्चणसीला, ते णं एएणं विहारेणं विहरमाणा बहूइं वासाइं सामण्णपरियायं पाउणंति, पाउणित्ता तस्स ठाणस्स अणालोइय-अपडिक्कंता कालमासे कालं किच्चा उक्कोसेणं सोहम्मे कप्पे कदप्पिएसु देवेसु देवत्ताए उववत्तारो भवति, तहिं तेसिं गई, सेसं त चेव, णवरं पलिओवमं वाससयसहस्समब्भहियं ठिई ॥

૧૪–જે ગામ યાવત્ સન્નિવેશમાં પ્રવ્રજિત શ્રમણ થાય છે જેવા કે – હાસ્યકારક, કુચેષ્ટા કરનાર, વાચાળ, ગીતયુક્ત ક્રીડાને વધારે પસંદ કરનાર, નૃત્ય કરવાના સ્વભાવવાળા આ સર્વ આ પ્રકારે આચરણ કરતાં ઘણાં વર્ષો સુધી શ્રમણ પર્યાયને પાળે છે તે પાળીને તે સ્થાનની આલોચના કર્યા વિના કાલ માસે કાલ કરીને ઉત્કૃષ્ટ સૌધર્મ કલ્પમાં હાસ્યક્રીડા કારક દેવ છે તેમાં દેવરૂપે ઉત્પન્ન થાય છે ત્યા તેમની ગતિ આદિ પૂર્વવત્ છે. સ્થિતિ ૧ લાખ વર્ષ અધિક એક પલ્પોપમની હોય છે. તે પરલોકના આરાધક છે? ના, તેઓ પરલોકના આરાધક નથી.

### પરિવ્રાજકોનો ઉપપાત

१५- से जे इमे जाव सन्निवेसेसु परिव्वायगा भवंति, तं जहा–संखा जोगी काविला भिउव्वा हसा परमहंसा बहुउदगा कुडिव्वया कण्हपरिव्वायगा। तत्थ खलु इमे अट्ठ माहणपरिव्वायगा भवंति, तं जहा–

कण्णे य करकंडे य, अंबडे य परासरे।
कण्हे दीवायणे चेव, देवगुत्ते य नारए ॥
तत्थ खलु इमे अट्ठ खत्तियपरिव्वायया भवति। तं जहा–
सीलही ससिहारे नग्गई भग्गईति य ॥
विदेहे राया रामे बलेति य अट्ठमे ॥

૧૫– જે ગામ યાવત્ સન્નિવેશમાં પરિવ્રાજક રહે છે જેવા કે– સાંખ્ય, યોગનુ પાલન કરનારા, કાપિલ–નિરીશ્વર સાખ્યવાદી, ભાર્ગવ, હસ, પરમહંસ, બહૂદક, કુટીચર, કૃષ્ણ અથવા નારાયણના ભકત તેમાં આઠ એ બ્રાહ્મણ જાતિના પરિવ્રાજક થાય છે તે આ પ્રમાણે–કર્ણ, કરકંડ, અબડ, પારાસર, કૃષ્ણ, દ્વૈપાયન, દેવગુપ્ત તેમજ નારદ આ આઠ ક્ષત્રિય જાતિના પરિવ્રાજક હોય છે, તે આ પ્રમાણે–શીલધી, શશીધર, નગ્નક, ભગ્નક, વિદેહ, રાજા, રામ તથા બલ

१६- ते णं परिव्वाया रिउवेय–यजुव्वेय–सामवेय-अहव्वणवेय-इतिहासपंचमाण निघंटुछट्ठाणं संगोवंगाणं सरहस्साण चउण्हं वेदाणं सारगा पारगा धारगा सडंगवी सट्ठितंतविसारया, संखाणे सिक्खाकप्पे वागरणे छंदे निरुत्ते जोइसामयणे अण्णेसु य बहूसु बंभण्णएसु य सत्थेसु सुपरिणिट्ठिया यावि होत्था ॥

૧૬– તે પરિવ્રાજકો ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, ઇતિહાસ, નિઘટુ, આ છ શાસ્ત્રોનાં તથા તેમજ બીજા જેટલાં અગ અને ઉપાંગ છે તેમનાં રહસ્ય સહિત યાદ કરાવનારા, જાણનારા, ધારણાવાળા, છ અગના જ્ઞાતા, કપિલશાસ્ત્રના જ્ઞાતા, ગણિત, શિક્ષા સ્વરૂપને નિરૂપણ કરનાર શાસ્ત્રમાં, કલ્પમાં, વ્યાકરણમા, છદશાસ્ત્રમા, નિરુકતશાસ્ત્રમાં, જ્યોતિષશાસ્ત્રમાં અને બીજા અનેક બ્રાહ્મણ શાસ્ત્રોમાં તેઓ પારગત હોય છે.

१७ ते ण परिव्वायगा दाणधम्मं च सोयधम्मं च तित्थाभिसेयं च आघवेमाणा पण्णवेमाणा परूवेमाणा विहरंति। जं णं अम्हं किंचि असुई भवइ तं णं उदएण य मट्टियाए य पक्खालियं सुई भवइ। एव खलु अम्हे चोक्खा चोक्खायारा सुई सुइसमायारा भवित्ता अभिसेयजलपूयप्पाणो अविग्घेण सग्गं गमिस्सामो ॥

૧૭– આ પરિવ્રાજક દાનધર્મ, શૌચધર્મ, તીર્થ-અભિષેકની પ્રરૂપણા કરતા થકા, સમજાવતા થકા, યુકિતપૂર્વક પ્રરૂપણા કરતા થકા વિચરતા રહે છે તેઓ કહે છે કે જે કાંઇ અપવિત્ર છે તે પાણીથી અથવા માટીથી ધોવામાં આવે તો પવિત્ર થઇ જાય છે. આ પ્રમાણે આપણે ચોકખા છીએ અને આપણા આચાર વિચાર પણ પવિત્ર છે આ પ્રમાણે પવિત્ર થઇને અભિમંત્રિત જલથી આત્માને પવિત્ર કરીને વિઘ્ન વિના અમે સ્વર્ગમા જશુ.

१८- तेसि णं परिव्वायगाणं णो कप्पइ, अगडं वा तलाय वा वावि वा पुक्खरिणि वा दीहियं वा नईं वा गुंजालिय वा सरं वा सागरं वा ओगाहित्तए, णण्णत्थ अद्धाणगमणेणं। णो कप्पइ सगडं वा जाव संदमाणियं वा दुरूहित्ताण गच्छित्तए। तेसि ण परिव्वायगाणं णो कप्पइ आसं वा हत्थि वा उट्टं वा गोणि वा महिसं वा खरं वा दुरुहित्ता णं गमित्तए, णण्णत्थ बलाभिओगेणं। तेसिं णं परिव्वायगाणं णो कप्पइ नडपेच्छाइ वा जाव मागहपेच्छाइ वा पेच्छित्तए। तेसिं णं परिव्वायगाणं णो कप्पइ हरियाणं लेसणया वा घट्टणया वा थंभणया वा लूसणया वा उप्पाडणया वा करित्तए। तेसिं परिव्वायगाणं णो कप्पइ इत्थिकहाइ वा भत्तकहाइ वा देसकहाइ वा रायकहाइ वा चोरकहाइ वा जणवयकहाइ वा अणत्थदंड करित्तए। तेसि णं परिव्वायगाणं णो कप्पइ अयपायाणि वा तउयपायाणि वा तबपायाणि वा जसदपायाणि वा सीसगपायाणि वा रुप्पपायाणि वा सुवण्णपायाणि वा अण्णयराणि

૧૮– આ પરિવ્રાજકોને આટલી વાતો કલ્પતી નથી તેઓને કૂવામાં, તળાવમાં, નદીમાં, વાવમા, પુષ્કરિણીમાં, દીર્ઘિકામાં, ગુન્જાલિકા (વક્ર વાવ)માં સરોવરમાં, સમુદ્રમાં પ્રવેશ કરવાનો નિષેધ છે માર્ગમાં ચાલતા કૂવા, તળાવાદિ આવે તો તેનો નિષેધ નથી એવી જ રીતે ગાડુ યાવત્ નાની શિબિકામાં ચઢી જવાનો નિષેધ છે તે પરિ-વ્રાજકોને ઘોડા, હાથી, ઊંટ, બળદ, ભેંસ, તેમજ ગર્દભ ઉપર સવાર થઇ જવાનો નિષેધ છે જબરદસ્તીથી કોઇ બેસાડી દે તો તેનો નિષેધ નથી તે પરિવ્રાજકોને નાટક જોવા યાવત્ માગધના ખેલ, તમાસા જોવા કલ્પે નહી લીલી વનસ્પતિનો સ્પર્શ કરવો, સંઘર્ષણ કરવું, થમવી, અવરોધ કરવો, ઊંચી કરવી, મરડવી, કલ્પે નહિ સ્ત્રીકથા, ભકતકથા, દેશકથા, રાજકથા, ચોરકથા, જનપદકથા, કરવી પરિવ્રાજકોને કલ્પતી નથી કારણ કે તે અનર્થદંડ કરનારી છે લોખડનુ પાત્ર, કાંસાનું પાત્ર, જસતનુ પાત્ર, સીસાનુ પાત્ર, ચાંદીનુ પાત્ર, સુવર્ણનુ પાત્ર, તથા બીજા અન્ય બહુમૂલ્ય પાત્ર રાખવા તે પરિવ્રાજકોને કલ્પતા નથી તુંબડાના, કાષ્ઠના અને માટીના પાત્રજ રાખવા કલ્પે છે. લોખડના બંધવાળા યાવત્ બહુમૂલ્ય ધાતુના બંધનથી યુક્ત પાત્ર રાખવા કલ્પે નહિ તે પરિવ્રાજકોને

वा बहुमुल्लाणि धारित्तए, णण्णत्थ अलाउपाएण वा दारुपाएण वा मट्टिया-पाएण वा। तेसिं ण परिव्वायगाण णो कप्पइ अयबंधणाणि जाव बहुमुल्लाणि धारित्तए। तेसिं णं परिव्वायगाणं णो कप्पइ णाणाविहवण्णरागरत्ताइं धारित्तए, णण्णत्थ एगाए धाउरत्ताए। तेसि णं परिव्वायगाण णो कप्पइ हारं वा अद्धहारं वा एगावलिं वा मुत्तावलिं वा कणगावलिं वा रयणावलि वा मुरविं वा कंठमुरविं वा पालंबं वा तिसरयं वा कडिसुत्तं वा दसमुद्दियाणंतगं वा कडयाणि वा तुडियाणि वा अंगयाणि वा केऊराणि वा कुंडलाणि वा मउड वा चूलामणिं वा पिणद्धित्तए, णण्णत्थ एगेणं तंबिएणं पवित्तएणं। तेसिं णं परिव्वायगाणं णो कप्पइ गंथिमवेढिमपूरिम-संघाइमे चउव्विहे मल्ले धारित्तए, णण्णत्थ एगेणं कण्णपूरेणं। तेसिं णं परिव्वायगाणं णो कप्पइ अगलुएण वा चंदणेण वा कुंकुमेण वा गायं अणुलिं-पित्तए णण्णत्थ एक्काए गंगामट्टियाए।

અનેક પ્રકારના રંગથી રંગાએલાં વસ્ત્રો ધારણ કરવા કલ્પે નહિ માત્ર ગેરૂ રંગથી રંગેલ વસ્ત્રો કલ્પે. તે પરિવ્રાજકોને હાર, અર્ધહાર, એકાવલિ, મુક્તાવલિ, કનકાવલિ, રત્નાવલિ, મુરવી, કંઠ-મુરવી, પ્રાલંબ, ત્રણસરનો હાર, કટિસૂત્ર, દશ મુદ્રિકાઓ, કટક, બાજુબંધ, અંગદ, કેયૂર, કુંડલ, મુકુટ, ચૂડામણિ પહેરવું કલ્પે નહિ તે પરિવ્રાજ-કોને ગુંથીને બનાવેલ, વેષ્ટિત, સચા પર પૂરીને બનાવેલી, તેમજ પરસ્પર જોડીને બનાવેલી આ ચાર પ્રકારની માળા ધારણ કરવી કલ્પે નહિ ફક્ત પુષ્પનું એક કર્ણફૂલ કલ્પનીય છે તે પરિ-વ્રાજકોને અગર, ચંદન, કંકુથી ગાત્ર પર લેપ કરવો કલ્પે નહિ. એક માત્ર ગંગાની માટીનો લેપ કરવો કલ્પે છે

१९- तेसिं णं परिव्वायगाणं कप्पइ मागहए पत्थए जलस्स पडिग्गाहित्तए, से वि य वहमाणे णो चेव ण अवहमाणे, से वि य थिमिओदए णो चेव णं कद्दमोदए, से वि य बहुप्पसण्णे णो चेव णं अबहुप्प-सण्णे, से वि य परिपूए णो चेव णं अपरिपूए, से वि य णं दिण्णे णो चेव णं अदिण्णे, से वि य पिबित्तए, णो चेव णं

૧૯— તે પરિવ્રાજકોને મગધ દેશમાં પ્રચલિત પ્રસ્થ પ્રમાણ માત્ર જલ ગ્રહણ કરવું કલ્પે છે (બે અસતી=૧ પ્રસૂતિ, ૨ પ્રસૂતિ=૧ સેતિકા, ૪ સેતિકા, ૧ કુલવ, ૪ કુલવ—૧ પ્રસ્થ) તે જળ વહેતું જોઇએ વહેતું જલ ન હોય તે કલ્પે નહિ. તે જલ સ્વચ્છ હોય, ધૂળ—કાદવથી રહિત હોય, અતિ નિર્મળ હોય તો તે ગ્રાહ્ય છે. અતિ નિર્મળ ન હોય તે ગ્રાહ્ય નથી અતિ નિર્મળ હોય તો પણ ગળેલું જોઇએ, ગળ્યા વગરનું નહિ.

हत्थ–पाय–चरु–चमस–पक्खालणट्ठाए सिणाइत्तए वा । तेसि णं परिव्वायगाण कप्पइ मागहए आढए जलस्स पडिग्गाहित्तए, से वि य वहमाणे णो चेव ण अवहमाणे, जाव ण अदिण्णे, सेवि य हत्थपायचरुचमसपक्खालणट्ठयाए, णो चेव ण पिवित्तए सिणाइत्तए वा ।

તે પણ દાતા દ્વારા અપાએલુ ગ્રહણ કરે પણ અદત્ત ન ગ્રહણ કરે. તે જલ પણ કેવળ પીવાના ઉપયોગમા જ લે પણ હાથ, પગ, ભોજનપાત્ર તેમજ ચમચા ધોવા માટે તેનો ઉપયોગ ન કરે, તેમજ સ્નાન માટે પણ ઉપયોગમાં ન લે. તે પરિવ્રાજકોને મગધદેશીય આઢક પ્રમાણ જલ જ હાથ, પગ, ભોજનપાત્ર, ચમચા ધોવા માટે ગ્રાહ્ય છે તે પણ વહેતુ હોવુ જોઈએ વહેતુ ન હોય તે ગ્રાહ્ય નથી યાવત્ દાતા દ્વારા અપાયેલ ગ્રાહ્ય છે. અદત્ત ગ્રાહ્ય નથી. આ જલ પીવા તથા સ્નાન માટે ઉપયોગમાં ન લેવાય.

### અંબડ પરિવ્રાજકના શિષ્યો

२०- ते णं परिव्वायगा एयारूवेणं विहारेणं विहरमाणा बहूइं वासाइं परियाय पाउणंति, पाउणित्ता कालमासे कालं किच्चा उक्कोसेण बंभलोए कप्पे देवत्ताए उववत्तारो भवंति। तहि तेसि गई, तहि तेसि ठिई । दससागरोवमाइं ठिई पण्णत्ता । सेसं तं चेव ।

૨૦– તે પરિવ્રાજકો આ પ્રકારના આચારનુ પાલન કરતાં ઘણાં વર્ષો એ જ પર્યાયમાં વ્યતીત કરી કાલમાસે કાળ કરીને વધારેમાં વધારે બ્રહ્મલોક નામના દેવલોકમાં દેવ પર્યાયે ઉત્પન્ન થાય છે ત્યાં તેમની ગતિ તેમજ સ્થિતિ ૧૦ સાગરોપમની છે. બાકી પૂર્વવત્ અર્થાત્ તેઓ આરાધક નથી

२१- तेणं कालेणं तेणं समएणं अम्मडस्स परिव्वायगस्स सत्त अंतेवासिसयाइं गिम्हकालसमयंसि जेट्ठामूलमासंमि गगाए महानईए उभओकूलेणं कपिल्लपुराओ णयराओ पुरिमतालं णयरं संपट्ठिया विहाराए ।

૨૧–તે કાળ અને તે સમયમાં અંબડ નામના પરિવ્રાજકના ૭૦૦ શિષ્યો ગ્રીષ્મકાળમાં જેઠ માસમાં ગગા નદીના બને તટ ઉપર થઈને કાંપિલ્યપુર નગરથી પુરિમતાલ નગરી તરફ જવા માટે નીકળ્યા.

२२- तए णं तेसिं परिव्वायगाणं तीसे अगामियाए छिण्णोवायाए दीहमद्धाए अडवीए कंचि देसंतरमणुपत्ताण से पुव्वग्गहिए उदए अणुपुव्वेणं परिभुंजमाणे झीणे ।

૨૨– ત્યાર પછી તે પરિવ્રાજકો ચાલતાં ચાલતાં એક અટવીમાં આવ્યા જે ગામથી બહુ દૂર હતી. ત્યાં મનુષ્યોનું આવાગમન ન હતું, લાંબા માર્ગવાળી હતી અથવા તેના રસ્તા બહુ વિકટ હતા. તેઓ થોડું ચાલ્યા ત્યાં તેમની પાસે પહેલાનું જે પાણી હતું તે પીતાં પીતાં પુરૂં થઈ ગયુ.

२३- तए णं ते परिव्वायगा झीणोदगा समाणा तण्हाए पारब्भमाणा २ उदगदायारमपस्समाणा अण्णमण्णं सद्दावेंति, सद्दावित्ता एवं वयासी।

૨૩– પછી તે પરિવ્રાજકો કે જેમની પાસે પાણી સમાપ્ત થઇ ગયુ હતું તેઓ તરસથી અત્યંત વ્યાકુલ થઇ ગયા પાણીને આપનાર દાતા જોવામાં નહિ આવવાથી પરસ્પર એક બીજાને બોલાવવા લાગ્યા બોલાવીને આ પ્રમાણે કહ્યું–

२४- एवं खलु देवाणुप्पिया! अम्हं इमीसे अगामियाए जाव अडवीए कंचि देसंतरमणुपत्ताणं से उदए जाव झीणे, तं सेयं खलु देवाणुप्पिया! अम्हं इमीसे अगामियाए जाव अडवीए उदगदायारस्स सव्वओ समंता मग्गणगवेसणं करित्तए– त्ति कट्टु अण्णमण्णस्स अंतिए एयमट्ठं पडिसुणेंति, पडिसुणित्ता तीसे अगामियाए जाव अडवीए उदगदायारस्स सव्वओ समंता मग्गणगवेसणं करेंति, करित्ता उदगदायारमलभमाणा दोच्चंपि अण्णमण्णं सद्दावेंति, सद्दावित्ता एवं वयासी।

૨૪– હે દેવાનુપ્રિયો! એ વાત બરાબર છે કે આપણે આ અગમ્ય યાવત્ વિકટ અટવીનો થોડો માર્ગ કાપ્યો ત્યાં આપણી પાસે જે પાણી હતુ તે સમાપ્ત થઇ ગયુ હવે હે દેવાનુપ્રિયો! આપણે આ અગમ્ય યાવત્ વિકટ અટવીમાં પાણીના દાતાની સર્વ પ્રકારે સર્વ બાજુ ગવેષણા કરીએ. આ પ્રકારની કરેલી સલાહ બધાએ એક મત થઇને માની લીધી. તે સલાહ મુજબ ગાઢ અટવીમાં પાણીના દાતાને ચારે બાજુ સર્વ પ્રકારે શોધવા લાગ્યા. શોધ કરતાં કોઇ દાતા ન મળ્યો ત્યારે બીજીવાર પરસ્પર એક બીજાને બોલાવીને આ પ્રમાણે કહ્યું–

२५- इह णं देवाणुप्पिया! उदगदातारो णत्थि, तं णो खलु कप्पइ अम्हं अदिण्णं गिण्हित्तए, अदिण्णं साइज्जित्तए, तं मा णं अम्हे इयाणिं आवइकालं पि अदिण्णं गिण्हामो, अदिण्णं साइज्जामो, मा णं अम्हं तवलोवे भविस्सइ। त सेयं खलु अम्हं देवाणुप्पिया! तिदंडं, कुंडियाओ य, कंचणियाओ य, करोडियाओ य, भिसियाओ य, छण्णालए य, अंकुसए य, केसरियाओ य, पवित्तए य, गणेत्तियाओ य, छत्तए य, वाहणाओ य, पाउयाओ य, धाउरत्ताओ य एगंते एडित्ता, गंगं

૨૫– હે દેવાનુપ્રિયો! આપણને અદત્ત જલ ગ્રહણ કરવુ કલ્પે નહીં, અનુમોદના આપવી કલ્પે નહિ અથવા અદત્ત જલ પીવુ એ આપણી મર્યાદાથી સર્વથા વિરુદ્ધ છે. આપણને આપત્તિકાળમાં પણ અદત્ત જલ ગ્રહણ કરવું, તેની અનુમોદના આપવી કલ્પે નહિ કારણકે એમ કરવાથી આપણી તપશ્ચર્યાનો લોપ થઇ જાય માટે હે દેવાનુપ્રિયો! આપણે ત્રિદંડ, કમંડલુ, રૂદ્રાક્ષની માળા, કરોટિકા–માટીનાં પાત્ર વિશેષ, બેસવાના પાટલા, ત્રિપાઇ, અંકુશિકા (પૂજા માટે પત્ર, પુષ્પાદિ તોડવાનુ સાધન), કેશરિકા–પ્રમાર્જનમાં ઉપયોગી વસ્ત્રનો ટુકડો, તાંબાની મુદ્રિકા, હાથમાં ધારણ કરવાની રૂદ્રાક્ષમાળા, છત્ર, જોડા, કાષ્ઠની પાદુકા તેમજ ગેરૂ રંગથી રંગેલા વસ્ત્રો આ

महाणइं ओगाहित्ता, वालुयासंथारए संथरित्ता, संलेहणा–झूसियाणं भत्तपाण-पडियाइक्खियाणं पाओवगयाणं कालं अणवकंखमाणाणं विहरित्तएत्ति कट्टु अण्णमण्णस्स अंतिए एयमट्ठं पडिसुणेंति, पडिसुणित्ता तिदंडए य जाव एगंते एडेंति, एडित्ता गंगं महाणइं ओगाहेंति, ओगाहित्ता वालुआसंथारए संथरंति, संथरित्ता वालुयासंथारयं दुरूहंति, दुरूहित्ता पुरत्थाभिमुहा संपलियकनिसण्णा करयल जाव कट्टु एवं वयासी।

સર્વને એક સ્થાનમાં રાખીને મહાનદી ગંગામાં અવગાહન અર્થાત્ પ્રવેશ કરીને તેની રેતી ઉપર સંથારા બિછાવીએ તેના ઉપર ભકતપાનના પ્રત્યાખ્યાન કરીને પાદપોપગમન સંથારો કરીને, મરણુની ઇચ્છાથી રહિત થઇને, સલેખના પૂર્વક મૃત્યુને સ્વીકારીએ આ પ્રમાણે કહીને એક બીજાએ તે વાતનો સ્વીકાર કર્યો. સ્વીકાર કર્યા પછી ત્રિદંડ યાવત્ સર્વ વસ્તુઓ એક સ્થાનમાં ત્યાગી દીધી. ત્યાગીને મહાનદી ગંગામાં પ્રવેશ કર્યો. પ્રવેશ કરીને રેતીનો સંથારા બિછાવ્યો. બિછાવીને તેના ઉપર બેઠા બેસીને પૂર્વદિશા તરફ મુખ રાખી પલ્યંક આસનથી બેઠા. બંને હાથ જોડી મસ્તક ઉપર રાખી આ પ્રમાણે કહેવા લાગ્યા–

२६- नमोत्थु णं अरहंताणं जाव संपत्ताणं, नमोत्थु णं समणस्स भगवओ महावीरस्स जाव संपाविउकामस्स, नमोत्थु णं अम्मडस्स परिव्वायगस्स अम्हं धम्मायरियस्स धम्मोवदेसगस्स। पुव्वि णं अम्हेहि अम्मडस्स परिव्वायगस्स अंतिए थूलगपाणाइवाए पच्चक्खाए जावज्जीवाए, मुसावाए अदिण्णादाणे पच्चक्खाए जावज्जीवाए, सव्वे मेहुणे पच्चक्खाए जावज्जीवाए, थूलए परिग्गहे पच्चक्खाए जावज्जीवाए, इयाणिं अम्हे समणस्स भगवओ महावीरस्स अंतिए सव्व पाणाइवायं पच्चक्खामो जावज्जीवाए, एवं जाव सव्वं परिग्गहं पच्चक्खामो जावज्जीवाए, सव्वं कोहं माणं मायं लोहं पेज्जं दोसं कलहं अब्भक्खाणं पेसुण्णं परपरिवायं अरइरइ मायामोसं मिच्छादंसणसल्लं अकरणिज्जं जोगं पच्चक्खामो

૨૬–મુકિતને પ્રાપ્ત થયેલા શ્રી અર્હંત પ્રભુને નમસ્કાર હો. શ્રમણ ભગવાન મહાવીર કે જે મુકિત પ્રાપ્ત કરવાની કામનાવાળા છે તેમને નમસ્કાર હો. ધર્મના ઉપદેશક ધર્માચાર્ય એવા અમારા ગુરુ અમ્બડ પરિવ્રાજકને નમસ્કાર હો. પહેલા અમે અમ્બડ પરિવ્રાજક પાસે સ્થૂલ પ્રાણાતિપાતનું યાવજ્જીવન પ્રત્યાખ્યાન કર્યું છે. મૃષાવાદ, સર્વ અદત્તાદાનનો જીવન પર્યંત ત્યાગ કર્યો છે. સર્વ મૈથુનનો જીવન પર્યંત ત્યાગ કર્યો છે, સ્થૂલ પરિગ્રહનો પણ યાવજ્જીવન ત્યાગ કર્યો છે હવે આ સમયે અમે બધા શ્રમણ ભગવાન મહાવીરની પાસે સર્વ પ્રાણાતિપાતના જીવન પર્યંત પ્રત્યાખ્યાન કરીએ છીએ એ જ પ્રમાણે યાવત્ સર્વ પરિગ્રહના જીવન પર્યંત પ્રત્યાખ્યાન કરીએ છીએ. સમસ્ત ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, આળ, ચાડીચુગલી, પારકા વાંકા બોલવા, અરતિ, રતિ, માયામૃષા, મિથ્યાદર્શન શલ્ય તેમજ અકરણીય યોગના જીવન પર્યંત પ્રત્યાખ્યાન કરીએ છીએ સમસ્ત અશન – અન્ન, પાન–પાણી, ખાદ્ય–

जावज्जीवाए, सव्वं असणं पाणं खाइमं साइमं चउव्विहंपि आहारं पच्चक्खामो जावज्जीवाए, जं पि य इमं सरीरं इट्ठं कंतं पिय मणुण्णं मणामं पेज्जं थेज्जं वेसासियं संमयं बहुमयं अणुमयं भंडकरंडगसमाणं, मा णं सीयं मा णं उण्हं मा णं खुहा मा णं पिवासा मा णं वाला मा णं चोरा मा णं मसगा मा णं वाइयपित्तियसिंभिय सनिवाइय विविहा रोगायंका परिसहोवसग्गा फुसतु–त्ति कट्टु एयंपि णं चरमेहिं ऊसासणीसासेहि वोसिरामि –त्ति कट्टु सलेहणाझूसणाझूसिया भत्तपाणपडियाइक्खिया पाओवगया कालं अणवकखमाणा विहरति ।

મેવામીઠાઇ, સ્વાદ્ય–મુખવાસ એ ચારે પ્રકારના આહારના યાવતજીવન પ્રત્યાખ્યાન કરીએ છીએ જે આ શરીર કે જે ઇષ્ટ, સુંદર, પ્રિય, મનોજ્ઞ, અત્યંત પ્રિય, સ્થિરતા યુકત, અતિશય પ્રીતિનું સ્થાન, સંમત–શારીરિક કાર્યો માટે સંમત, બહુમત–ઘણાંઓની વચ્ચે ઇષ્ટ, અનુમત–પ્રેમના સ્થાન ભૂત, રત્નના કરંડીયા સમાન છે તેને ઠંડી ન લાગે, ગરમી ન લાગે, ભૂખ ન લાગે, તરસ ન લાગે, સર્પ ડંશ ન આપે, ચોર ઉપદ્રવ ન કરે, ડાંસ મચ્છર ન કરડે, વાત, પિત્ત, કફ સંબધી સન્નિપાતાદિ વિવિધ પ્રકારના રોગો, આતંક–પ્રાણહરણ કરનાર રોગ, પરીષહ, ઉપસર્ગ સ્પર્શ ન કરે આ પ્રકારે પાલન કર્યુ છે તેને છેલ્લા ઉચ્છ્વાસ નિશ્વાસ સુધી છોડું છુ. આવી રીતે કરીને સંલેખનમાં– કષાય અને શરીર ને કુશ કરીને પ્રીતિ પૂર્વક તે બધા ભકત તેમજ પાનના પ્રત્યાખ્યાન કરીને પાદપોપગમન સથારો કરે છે. મરણની ઇચ્છા નહી કરતાં તેમાં સ્થિત થયા.

२७- तए णं ते परिव्वायगा बहूइं भत्ताइं अणसणाए छेदेंति, छेदित्ता आलोइयपडिक्कंता समाहिपत्ता कालमासे कालं किच्चा बभलोए कप्पे देवत्ताए उववण्णा। तहिं तेसिं गई। दस सागरोवमाइं ठिई पण्णत्ता, परलोगस्स आराहगा, सेस त चेव ।

૨૭– ત્યાર પછી તે બધા પરિવ્રાજકોએ ઘણા ભકતોનો અનશન દ્વારા છેદ કર્યો. છેદ કરીને અતિચારોની આલોચના કરી પછી તેનાથી નિવૃત્ત થયા. સમાધિ પ્રાપ્ત કરીને કાલ માસે કાલ કરીને બ્રહ્મલોક નામના દેવલોકમાં દેવ પર્યાયે ઉત્પન્ન થયા ત્યાં તેમની ગતિ, સ્થિતિ ૧૦ સાગરોપમની છે તેઓ પરલોકના આરાધક છે શેષ સર્વ પૂર્વવત્

### અંબડ પરિવ્રાજકનું વર્ણન–

२८- बहुजणे णं भंते ! अण्णमण्णस्स एवमाइक्खइ एवं भासइ एवं पन्नवेइ एवं परूवेइ। एवं खलु अम्मडे परिव्वायए कपिल्लपुरे णयरे घरसए आहारमाहारेइ, घरसए वसहिं उवेइ । से कहमेवं भंते ! एवं ?

૨૮– હે ભગવન્! ઘણા લોકો પરસ્પર આ પ્રમાણે કહે છે, આ પ્રમાણે જણાવે છે, આ પ્રમાણે પ્રરૂપિત કરે છે કે– અમ્બડ પરિવ્રાજક કંપિલપુર નગરમાં સો ઘરમાં આહાર કરે છે, સો ઘરોમાં નિવાસ કરે છે. તો હે પૂજ્ય! આ વાત કેવી છે?

२९- गोयमा ! जं णं से बहुजणे अण्णमण्णस्स एवमाइक्खइ जाव एवं परूवेइ–एव खलु अम्मडे परिव्वायए कंपिल्लपुरे जाव घरसए वसहिं उवेइ। सच्चे णं एसमट्ठे, अहंपि ण गोयमा! एवमाइक्खामि जाव एवं परूवेमि–एवं खलु अम्मडे परिव्वायए जाव वसहिं उवेइ।

२९– હે ગૌતમ! જે ઘણાં લોકો એક બીજાને આ પ્રમાણે કહે છે યાવત્ પ્રરૂપિત કરે છે કે અંબડ પરિવ્રાજક કંપિલપુર નગરમાં યાવત્ સો ઘરોમાં નિવાસ કરે છે તે વાત સાચી છે. હે ગૌતમ! હું પણ તે જ વાત કહું છું. યાવત્ પ્રરૂપિત કરું છું કે અમ્બડ પરિવ્રાજક યાવત્ સો ઘરોમાં નિવાસ કરે છે

३०- से केणट्ठेण भंते! एवं वुच्चइ–अम्मडे परिव्वायए जाव वसहिं उवेइ।

૩૦– હે પૂજ્ય! આપ એ કયા હેતુથી કહો છો? કે અબડ પરિવ્રાજક યાવત્ સો ઘરોમાં નિવાસ કરે છે?

३१- गोयमा! अम्मडस्स णं परिव्वायगस्स पगइभद्दयाए जाव विणीययाए छट्ठंछट्ठेणं अनिक्खित्तेण तवोकम्मेणं उड्ढं बाहाओ पगिज्झिय २ सूराभिमुहस्स आयावणभूमीए आयावेमाणस्स सुभेणं परिणामेणं पसत्थेहिं अज्झवसाणेहिं पसत्थाहिं लेसाहिं विसुज्झमाणीहिं अन्नया कयाइं तदावरणिज्जाणं कम्माण खओवसमेणं ईहावूहामग्गणगवेसणं करेमाणस्स वीरियलद्धी वेउव्वियलद्धी ओहिणाणलद्धी समुप्पण्णा। तए णं से अम्मडे परिव्वायगे तीए वीरियलद्धीए वेउव्वियलद्धीए ओहीणाणलद्धीए समुप्पण्णाए जणविम्हावणहेउं कंपिल्लपुरे णयरे घरसए जाव वसहिं उवेइ। से तेणट्ठेणं गोयमा! एवं वुच्चइ-अम्मडे परिव्वायए कंपिल्लपुरे णयरे घरसए जाव वसहिं उवेइ।

૩૧– હે ગૌતમ! તે પ્રકૃતિથી ભદ્ર છે યાવત્ વિનીત છે નિરંતર છઠ્ઠ, છઠ્ઠની તપશ્ચર્યા કરે છે તેમજ હાથને ઉંચા કરીને સૂર્યની સન્મુખ આતાપના યોગ્ય ભૂમિમાં આતાપના લે છે અબડ પરિવ્રાજકને શુભ પરિણામથી, પ્રશસ્ત અધ્યવસાયથી, પ્રશસ્ત લેશ્યાથી, વિશેષ શુદ્ધિથી, કોઈ એક સમયે તદાવરણીય કર્મના ક્ષયોપશમથી ઇહા–નામ જાતિની કલ્પનાથી રહિત સામાન્યજ્ઞાન થયા પછી વિશેષ નિશ્ચય કરવાની વિચારધારા. વ્યૂહ– અવાયરૂપ જ્ઞાન, માર્ગણ–સત્તારૂપ ધર્મોનો નિશ્ચય, ગવેષણ–અસત્ ધર્મોનો નિશ્ચય કરવાથી વીર્યલબ્ધિ, વૈક્રિયલબ્ધિ તથા અવધિજ્ઞાનલબ્ધિ ઉત્પન્ન થઈ ત્યાર પછી તે અમ્બડ પરિવ્રાજક ઉત્પન્ન થયેલ વીર્યલબ્ધિ, વૈક્રિયલબ્ધિ અને અવધિલબ્ધિથી લોકોને આશ્ચર્ય પમાડવા કંપિલપુરનગરમાં સો ઘરોમાં યાવત્ વિશ્રામ કરે છે આ કારણથી હે ગૌતમ! હું એમ કહું છું કે અબડ પરિવ્રાજક કંપિલપુર નગરમાં સો ઘરોમાં યાવત્ વસે છે

३२- पहू णं भंते! अम्मडे परिव्वायए देवाणुप्पियाणं अंतिए मुंडे भवित्ता अगाराओ अणगारियं पव्वइत्तए?

૩૨– હે પૂજ્ય! અબડ પરિવ્રાજક આપની પાસે મુંડિત થઈ આગારમાંથી, અણગાર અવસ્થાને ધારણ કરવા સમર્થ છે કે નહિ?

३३- णो इणट्ठे समट्ठे। गोयमा ! अम्मडे णं परिव्वायए समणोवासए अभिगयजीवाऽजीवे जाव अप्पाणं भावेमाणे विहरइ, णवरं ऊसियफलिहे अवंगुदुवारे चियत्तंतेउरघरदारपवेसी एयं णं वुच्चइ ।।

૩૩– હે ગૌતમ ! આ અર્થ સમર્થ નથી. અંબડ પરિવ્રાજક શ્રમણોપાસક થઈને જીવ, અજીવાદિનો જ્ઞાતા થઈ પોતાના આત્માને ભાવિત કરતો વિચરે છે વિશેષ તો એ છે કે જેવો સ્ફટિક રાશિસમા નિર્મલા છે તેથી તેઓ માટે દરેકના દ્વાર હર હમેશ ખુલ્લા રહે છે. તેમજ વિશ્વાસપાત્ર હોવાથી અંતઃપુરમાં પણ રોક ટોક વિના-પ્રવેશ કરી શકે છે આવા છે તે અંબડ પરિવ્રાજક

३४- अम्मडस्स णं परिव्वायगस्स थूलए पाणाइवाए पच्चक्खाए जावज्जीवाए जाव परिग्गहे, णवरं सव्वे मेहुणे पच्चक्खाए जावज्जीवाए ।

૩૪– આ અમ્બડ પરિવ્રાજકે સ્થૂલ પ્રાણાતિપાતનો યાવજ્જીવન ત્યાગ કર્યો છે એ જ રીતે સ્થૂલ મૃષાવાદ, સ્થૂલ અદત્તાદાન, સ્થૂલ પરિગ્રહનો પણ યાવજ્જીવન ત્યાગ કર્યો છે પરંતુ મૈથુનનો સર્વથા યાવજ્જીવન ત્યાગ કર્યો છે.

३५- अम्मडस्स णं परिव्वायगस्स णो कप्पइ अक्खसोयप्पमाणमेत्तंपि जलं सयराहं उत्तरित्तए, णण्णत्थ अद्धाणगमणेणं । अम्मडस्स णं णो कप्पइ सगडं वा एवं तं चेव भाणियव्वं णण्णत्थ एगाए गंगामट्टियाए । अम्मडस्स णं परिव्वायगस्स णो कप्पइ आहाकम्मिए वा उद्देसिए वा मीसजाए इ वा अज्झोयरए इ वा पूइकम्मे इ वा कीयगडे इ वा पामिच्चे इ वा अणिसिट्ठे इ वा अभिहडे इ वा ठइत्तए वा रइत्तए वा, कंतारभत्ते इ वा दुब्भिक्खभत्ते इ वा गिलाणभत्ते इ वा वद्दलियाभत्ते इ वा पाहुणगभत्ते इ वा भोत्तए वा पाइत्तए वा । अम्मडस्स णं परिव्वायगस्स णो कप्पइ मूलभोयणे वा जाव बीयभोयणे वा भोत्तए वा पाइत्तए वा ।

૩૫– અંબડ પરિવ્રાજકને વિહાર કરતાં માર્ગમાં અકસ્માત્ ગાડાનુ પૈડુ ડૂબે એટલું પાણી ઉતરવુ કલ્પે નહિ. પરતુ બીજો માર્ગ ન જ હોય તો જઈ શકે છે આ અમ્બડ પરિવ્રાજકને ગાડાદિમાં બેસવુ કલ્પતુ નથી યાવત્ શબ્દથી ૧૮મા સૂત્ર પ્રમાણે જાણવુ. માત્ર તેને ગગાની માટીનો લેપ કલ્પે છે. અમ્બડ પરિવ્રાજકને આધાકર્મિ, ઔદ્દેશિક, મિશ્રજાત, અધ્યવપૂરિત – સાધુ માટે અધિક માત્રામાં બનાવેલ, પૂતિકર્મ – આધાકર્મિ આહારથી મિશ્રિત, ક્રીતકૃત – ખરીદેલ, પ્રામિત્ય – ઉધાર લાવેલ, અનિસૃષ્ટ – જેના ઉપર અનેકનું સ્વામિત્વ છે તે બધાની આજ્ઞાવિના લાવેલ, અભ્યાહૃત–સામે લાવેલ, સ્થાપિત – રાખી મૂકયો હોય, રચિત – બનાવ્યો હોય કાન્તારભકત – અટવી પસાર કરવા લાવેલ આહાર અથવા જંગલમાં ભિક્ષુકો માટે બનાવેલ આહાર, દુર્ભિક્ષભકત – દુષ્કાળમાં ભિક્ષુકો માટે બનાવેલ આહાર, રોગી માટે બનાવેલ, વાર્દલિકા ભકત – વૃષ્ટિમાં આપવા માટે બનાવેલ આહાર, પ્રાહુણક ભકત–મહેમાન માટે બનાવેલ આહાર કલ્પતો નથી તેમજ પીવું પણ કલ્પતું નથી અમ્બડ પરિવ્રાજકને મૂળ કંદ યાવત્ બીજ વસ્તુઓનુ ભોજન કરવું કે પીવું કલ્પતું નથી.

३६- अम्मडस्स णं परिव्वायगस्स चउव्विहे अणट्ठादंडे पच्चक्खाए जावज्जीवाए; तं जहा-अवज्झाणायरिए पमायायरिए हिंसप्पयाणे पावकम्मोवएसे ।

૩૬ – અમ્બડ પરિવ્રાજકને ચારેય પ્રકારના અનર્થદંડોનો યાવજ્જીવન ત્યાગ હોય છે. તે આ પ્રમાણે-અપધ્યાનાચરિત, પ્રમાદાચરિત, હિંસાપ્રદાન-હિંસાકારક શસ્ત્ર કોઇને દેવું તેમજ પાપકર્મોનો ઉપદેશ આપવો.

३७- अम्मडस्स णं परिव्वायगस्स कप्पइ मागहए अद्धाढए जलस्स परिग्गाहित्तए, से वि य वहमाणए णो चेव णं अवहमाणए, एवं थिमिए पसन्ने जाव से वि य परिपूए णो चेव णं अपरिपूए, से वि य सावज्जे त्ति काउं णो चेव णं अणवज्जे, से वि य जीवत्ति काउं णो चेव णं अजीवे, से वि य दिण्णे णो चेव णं अदिण्णे, से वि य हत्थ–पाय–चरु– चमस– पक्खालणट्ठयाए पिबित्तए वा, णो चेव णं सिणाइत्तए । अम्मडस्स णं परिव्वायगस्स कप्पइ मागहए य आढए जलस्स पडिग्गाहित्तए, से वि य वहमाणए जाव णो चेव णं अदिण्णे, से वि य सिणाइत्तए, णो चेव णं हत्थ–पाय–चरु–चमस–पक्खालणट्ठयाए पिबित्तए वा ।

૩૭ – અમ્બડ પરિવ્રાજકને મગધદેશ પ્રસિદ્ધ અર્ધ આઢક (૪ પ્રસ્થક=૧ આઢક) પ્રમાણ જળ ગ્રહણ કરવુ કલ્પે છે તે વહેતું હોવું જોઇએ વહેતુ ન હોય તે કલ્પનીય નથી. તે પણ કચરાથી રહિત નિર્મળ યાવત્ ગળેલ હોવું જોઇએ ગળ્યા વગરનું નહિ તે સમજે છે કે ગળ્યા વગરનું જલ સાવદ્ય છે તેથી ગળેલું કલ્પે. નિરવદ્ય સમજીને નહિ. સાવદ્ય પણ તેને જીવસહિત સમજે છે, અજીવ નહિ. તે પણ કોઇએ આપ્યું હોય તો કલ્પે આપ્યા વિનાનુ કલ્પતું નથી. આ પાણી હાથ, પગ, ભોજનપાત્ર, ચમચા ધોવા માટે તથા પીવા માટે કલ્પે છે પણ સ્નાન માટે નહિ. આ અંબડ પરિવ્રાજકને મગધદેશ પ્રસિદ્ધ આઢક પ્રમાણ જલ ગ્રહણ કરવુ કલ્પે છે. તે પણ વહેતું યાવત્ આપેલું ન હોય તે કલ્પે નહિ આ જલ સ્નાન માટે કલ્પે છે પરંતુ હાથ, પગ, ભોજન પાત્ર, ચમચા ધોવા માટે કલ્પે નહિ તેમજ પીવામાં પણ કલ્પે નહિ.

३८- अम्मडस्स णो कप्पइ–अण्णउत्थिया वा अण्णउत्थियदेवयाणि वा अण्णउत्थियपरिग्गहियाणि वा चेइयाइं वंदित्तए वा णमंसित्तए वा जाव पज्जुवासित्तए वा, णण्णत्थ अरिहंते वा अरिहंतचेइयाइं वा ।

૩૮ – અમ્બડને બીજા યૂથવાળા–તીર્થંકરસંઘની અપેક્ષા શાક્ય ભિક્ષુઓના સંઘ, અન્ય યૂથના દેવ, અર્હંત પ્રભુ સિવાય બીજા દેવ, અન્ય યૂથ દ્વારા ગ્રહણ કરાયેલ ચૈત્ય (અન્ય યૂથમાં ભળી ગયેલા જૈન સાધુ) ને વંદન કરવા, નમસ્કાર કરવા યાવત્ પર્યુપાસના કરવી કલ્પતી નથી. અરિહંત ચૈત્ય (અરિહંતના સાધુજન) નમસ્કારાદિ યોગ્ય છે બીજા નહિ

३९- अम्मडे णं भंते ! परिव्वायए कालमासे कालं किच्चा कहिं गच्छिहिति ? कहि

૩૯– હે પૂજ્ય ! અમ્બડ પરિવ્રાજક કાલ માસે કાળ કરીને ક્યાં જશે ? ક્યાં ઉત્પન્ન થશે ? હે

उववज्जिहिति ? गोयमा ! अम्मडे णं परिव्वायए उच्चावएहिं सील-व्वय-गुण-वेरमण- पच्चक्खाण- पोसहो- ववासेहिं अप्पाणं भावेमाणे बहूइं वासाइं समणोवासगपरियायं पाउणिहिति, पाउणित्ता मासियाए संलेहणाए अप्पाणं झूसित्ता, सट्ठिं भत्ताइं अणसणाए छेदित्ता, आलोइयपडिक्कंते समाहिपत्ते कालमासे कालं किच्चा बंभलोए कप्पे देवत्ताए उववज्जिहिति । तत्थ णं अत्थेगइयाणं देवाणं दस सागरोवमाइं ठिई पण्णत्ता । तत्थ णं अम्मडस्स वि देवस्स दस सागरोवमाइं ठिई ।

ગૌતમ! અમ્બડ પરિવ્રાજક અનેક પ્રકારના શીલવ્રત, ગુણવ્રત, વિરમણ, પ્રત્યાખ્યાન, પૌષધોપવાસથી પોતાના આત્માને ભાવિત કરતાં થકા અનેક વર્ષો સુધી શ્રમણોપાસકના પર્યાયનું પાલન કરશે. પાલન કરીને એક માસની સલેખના કરી સાઠ ભકતનું અનશન છેદન કરીને પાપકર્મોની આલોચના તથા પ્રતિક્રમણ કરીને સમાધિને પ્રાપ્ત કરશે. કાલ માસે કાલ કરીને બ્રહ્મલોક નામના દેવલોકમાં ઉત્પન્ન થશે. ત્યાં કેટલાક દેવોની ૧૦ સાગરોપમની સ્થિતિ છે. ત્યાં અંબડ દેવની પણ ૧૦ સાગરોપમની સ્થિતિ થશે.

### અંબડનું ભવિષ્ય

४०- से णं भंते ! अम्मडे देवे ताओ देवलोगाओ आउक्खएणं भवक्खएणं ठिइक्खएणं अणंतरं चयं चइत्ता कहिं गच्छिहिइ, कहिं उववज्जिहिइ ?

૪૦– હે પૂજ્ય! તે અંબડદેવ દેવલોકથી આયુનો ક્ષય, ભવનો ક્ષય, સ્થિતિનો ક્ષય થવા પર ત્યાંથી ચ્યવીને પછી ક્યાં જશે? ક્યાં ઉત્પન્ન થશે?

४१- गोयमा ! महाविदेहे वासे जाइं कुलाइं भवंति अड्ढाइं दित्ताइं वित्ताइं वित्थिण्ण–विउल–भवण–सयणा–सण–जाण–वाहणाइं बहुधण–जायरूव–रययाइं आओगपओग–संपउत्ताइं विच्छड्डिय–पउर–भत्तपाणाइं बहु–दासी–दास-गो-महिस–गवेलगप्पभूयाइं बहुजणस्स अपरिभूयाइं तहप्पगारेसु कुलेसु पुमत्ताए पच्चायाहिइ ।

૪૧– હે ગૌતમ! મહાવિદેહ ક્ષેત્રમાં જે સમૃદ્ધ કુળ છે જે વિશાળ (વિસ્તૃત) અને વિપુલ ભવનોના અધિપતિ છે, જેની પાસે અનેક પ્રકારના શયન, આસન, વાહન છે, ઘણાં ધનના સ્વામી છે, સુવર્ણ–ચાંદી છે આદાન–પ્રદાનનુ કાર્ય થાય છે. ઘણાં પ્રમાણમાં ભોજન બનાવી યાચકાદિને આપવામાં આવે છે, અનેક દાસી, દાસ, ગાય, ભેસ, ઘેટાંઓથી ભરપુર છે અને જે કોઇથી પરાભવ પામતા નથી એવા કુળમાં અંબડ દેવ પુરુષરૂપે ઉત્પન્ન થશે

४२- तए णं तस्स दारगस्स गब्भत्थस्स समाणस्स अम्मापिईणं धम्मे दढा पइण्णा भविस्सइ ।

૪૨– ત્યાર પછી તે બાળક ગર્ભમાં આવતા માતા પિતાને ધર્મમાં દૃઢ શ્રદ્ધા ઉત્પન્ન થશે.

## દૃઢપ્રતિજ્ઞકુમાર–

४३- से णं तत्थ णवण्हं मासाणं बहुपडिपुण्णाणं अद्धट्ठमाण राइंदियाणं वीइक्कंताण सुकुमालपाणिपाए जाव ससिसोमाकारे कते पियदंसणे सुरूवे दारए पयाहिए।

૪૩– ગર્ભમાં નવ માસ અને સાડા સાત દિવસ-રાત વીત્યા પછી સુકોમળ હાથ, પગવાળો યાવત્ ચંદ્રમા જેવો સૌમ્ય આકારવાળો, સુંદર, પ્રિયદર્શની સુંદર રૂપયુકત પુત્ર ઉત્પન્ન થશે.

४४- तए णं तस्स दारगस्स अम्मापियरो पढमे दिवसे ठिइवडियं काहिंति, बिइयदिवसे चंदसूरदंसणियं काहिंति, छट्ठे दिवसे जागरियं काहिंति, एक्कारसमे दिवसे वीइक्कते णिव्वत्ते असुइ-जाय-कम्मकरणे संपत्ते वारसाहे दिवसे अम्मापियरो इमं एयारूवं गोणं गुणणिप्फण्णं णामधेज्जं काहिंति-जम्हा णं अम्हं इमंसि दारगंसि गब्भत्थंसि चेव समाणंसि धम्मे दढपइण्णा, तं होउ णं अम्हं दारए दढपइण्णे णामेण। तए णं तस्स दारगस्स अम्मापियरो णामधेज्जं करेहिंति-दढपइण्णत्ति।

૪૪ – ત્યાર પછી આ બાળકના માતાપિતા તેમની સ્થિતિ અનુસાર પહેલા દિવસે પુત્રજન્મ મહોત્સવ મનાવશે. બીજે દિવસે ચન્દ્ર-સૂર્ય દર્શન કરાવશે. છઠ્ઠા દિવસે જાગરણ કરશે અગ્યારમા દિવસે જન્મ અશુચિ સમાપ્ત થઈ ગયા પછી બારમો દિવસ થતાં માતાપિતા તેના ગુણ અનુસાર સાર્થક નામ રાખશે–અમારો આ બાળક ગર્ભમાં આવ્યો ત્યારથી અમારી ધર્મમાં દૃઢ શ્રદ્ધા થઈ છે તેથી અમારા આ બાળકનુ નામ દૃઢપ્રતિજ્ઞ હો તે સમયે બાળકના માતાપિતા તેનું દૃઢપ્રતિજ્ઞ નામ રાખશે

४५- तं दढपइण्णं दारगं अम्मापियरो साइरेगट्ठवासजायग जाणित्ता सोभणंसि तिहिकरणदिवसणक्खत्तमुहुत्तंसि कलायरियस्स उवणेहिंति।

૪૫ – ત્યારપછી દૃઢપ્રતિજ્ઞ બાળકને જ્યારે આઠ વર્ષથી કંઈક અધિક ઉંમરનો જાણશે ત્યારે માતાપિતા તેને શુભ તિથિ, શુભ કરણ, શુભ દિવસ, શુભ નક્ષત્ર તેમજ શુભ મુહૂર્તમાં કલાચાર્યની પાસે લઈ જશે

## બહોતેર કળાઓ–

४६- तए णं से कलायरिए तं दढपइण्ण दारगं लेहाइयाओ गणियप्पहाणाओ सउणरुयपज्जवसाणाओ बावत्तरिकलाओ सुत्तओ य अत्थओ य करणओ य सेहाविहिति सिक्खाविहिति, तं जहा-लेहं १, गणिय

૪૬– ત્યાર પછી તે કલાચાર્ય તે દૃઢપ્રતિજ્ઞ-કુમારને લેખનાદિથી લઈને પક્ષીના શબ્દાદિ જાણવાની ૭૨ કળાઓ, જેમાં ગણિતની પ્રધાનતા છે તે સૂત્ર રૂપે, અર્થ રૂપે, તથા પ્રયોગથી પ્રાપ્ત કરાવશે, શીખવાડશે તે કળાઓ આ પ્રમાણે છે–(૧) લેખ લખવાની, (૨) ગણિતની,

२, रूवं ३, णट्टं ४, गीयं ५, वाइयं ६, सरगयं ७, पुक्खरगयं ८, समतालं ९, जूयं १०, जणवायं ११, पासगं १२ अट्ठावयं १३, पोरेकव्व १४, दगमट्टियं १५, अण्णविहिं १६, पाणविहिं १७, आभरणविहिं १८, सयणविहिं १९, अज्जं २०, पहेलियं २१, मागहियं २२, गाहं २३, गीइयं २४, सिलोयं २५, हिरण्णजुत्ति सुवण्णजुत्ति २७, गंधजुत्ति २८, चुण्णजुत्ति २९, तरुणीपडिकम्मं ३०, इत्थिलक्खणं ३१, पुरिसलक्खणं ३२, हयलक्खणं ३३, गयलक्खणं ३४, गोणलक्खणं ३५, कुक्कुडलक्खणं ३६, चक्कलक्खणं ३७, छत्तलक्खणं ३८, चम्मलक्खणं ३९, दंडलक्खणं ४०, असिलक्खणं ४१, मणिलक्खणं ४२, कागणिलक्खण ४३, वत्थुविज्जं ४४, खंधारमाणं ४५, नगरमाणं ४६, चारं ४७, पडिचारं ४८, वूहं ४९, पडिवूहं ५०, चक्कवूहं ५१, गरुलवूहं ५२, सगडवूहं ५३, जुद्धं ५४, निजुद्धं ५५, जुद्धाइजुद्धं ५६, मुट्ठिजुद्ध ५७, बाहुजुद्धं ५८, लयाजुद्धं ५९, ईसत्थं ६०, छरुप्पवायं ६१, धणुव्वेयं ६२, हिरण्णपागं ६३, सुवण्णपागं ६४, सुत्तखेडं ६५, वट्टखेडं ६६, णालियाखेडं ६७, पत्तच्छेज्जं ६८, कडच्छेज्जं ६९, सज्जीवं ७०, निज्जीवं ७१, सउणरुय ७२, मिति बावत्तरिकलाओ सेहावित्ता सिक्खावेत्ता अम्मापिईणं उवणेहिति ।।

(૩) રૂપની, (૪) નૃત્યની, (૫) ગાવાની, (૬) વીણાદિ વગાડવાની, (૭) સ્વરોની, (૮) મૃદંગ વગાડવાની, (૯) સમતાલની, (૧૦) જુગાર રમવાની, (૧૧) લોકો સાથે પ્રતિવાદ કરવાની, (૧૨) પાસા ફેંકવાની, (૧૩) ચોપાટ રમવાની, (૧૪) આશુકવિ થવાની, (૧૫) માટીમાંથી અનેક પાત્રો બનાવવાની, (૧૬) અન્નવિધિ, (૧૭) પીવાના પદાર્થની વિધિ, (૧૮) આભરણ બનાવવાની વિધિ, (૧૯) શય્યાવિધિ, (૨૦) આર્યા છંદની વિધિ, (૨૧) પ્રહેલિકાની વિધિ, (૨૨) માગધી ભાષામાં કવિતા બનાવવાની, (૨૩) સંસ્કૃત સિવાયની ભાષામાં ગાથા બનાવવાની, (૨૪) ગીતિકા છંદમાં કાવ્ય બનાવવાની (૨૫) શ્લોક, (૨૬) ચાંદી બનાવવાની, (૨૭) સુવર્ણ નિર્માણની, (૨૮) ગંધ દ્રવ્યની, (૨૯) ચૂર્ણ બનાવવાની, (૩૦) યુવતીના રૂપની શોભા વધારવાની, (૩૧) સ્ત્રીલક્ષણ (૩૨) પુરુષલક્ષણ, (૩૩) અશ્વલક્ષણ, (૩૪) ગજલક્ષણ, (૩૫) ગાયના લક્ષણ, (૩૬) કુકડાના લક્ષણ જાણવાની, (૩૭) ચક્રરત્નના ગુણ, દોષ જાણવાની (૩૮) છત્રના લક્ષણ, (૩૯) ઢાલના લક્ષણ, (૪૦) દંડના લક્ષણ, (૪૧) તલવારના લક્ષણ, (૪૨) મણિના લક્ષણ, (૪૩) કાકણી રત્નના લક્ષણ જાણવાની, (૪૪) વાસ્તુ (ગૃહ) શાસ્ત્રની (૪૫) સેના પરિમાણ જાણવાની, (૪૬) નગરનુ પરિમાણ જાણવાની, (૪૭) જ્યોતિશ્ચક્ર, (૪૮) ઇષ્ટાનિષ્ટ ફળ જનક શાંતિકર્માદિ ક્રિયા, (૪૯) સૈન્યની રચના, (૫૦) વ્યૂહની રચના, (૫૧) ચક્રવ્યૂહની, (૫૨) ગરૂડવ્યૂહની, (૫૩) શકટવ્યૂહની રચનાની કળા (૫૪) સંગ્રામની, (અસ્થિયુદ્ધ, દંડયુદ્ધ, દૃષ્ટિયુદ્ધ, તલવાર યુદ્ધ), (૫૫) મલ્લ યુદ્ધ (૫૬) ખડગ યુદ્ધ, (૫૭) મુષ્ટિ યુદ્ધ, (૫૮) બાહુયુદ્ધ, (૫૯) લતા યુદ્ધ, (૬૦) ઇષુશાસ્ત્રની, (૬૧) છરા યુદ્ધ, (૬૨) ધનુર્વેદની, (૬૩) રજતસિદ્ધિની

(૬૪) સુવર્ણ સિદ્ધિની, (૬૫) દોરાથી રમવાની, (૬૬) દોરડા પર રમવાની (૬૭) દ્યૂતવિશેષ રમવાની, (૬૮) પત્ર કાપવાની, (૬૯) કટની અર્થાત્ ચટાઇની જેમ ક્રમક્રમથી છેદન કરવાની, (૭૦) સજીવ કરણ (મારેલી ધાતુઓને ફરી પ્રકૃતિસ્થ કરવાની) (૭૧) નિર્જીવ કરવાની, (૭૨) પક્ષીઓના શબ્દ સમજવાની આ ૭૨ કળાઓ પુરુષની છે તે કળાઓ પ્રાપ્ત કરાવશે, શિક્ષા આપશે પછી માતાપિતાને સોંપી દેશે.

૪૭- तए णं तस्स दढपइण्णस्स दारगस्स अम्मापियरो तं कलायरियं विउलेणं असण–पाण–खाइम–साइमेणं वत्थ–गंध –मल्ला–लंकारेण य सक्कारेहिंति सम्माणेहिंति, सक्कारित्ता सम्माणित्ता विउलं जीवियारिहं पीइदाणं दलइस्संति, दलइत्ता पडिविसज्जेहिंति ।

૪૭ – ત્યાર પછી દૃઢપ્રતિજ્ઞ કુમારના માતાપિતા તે કલાચાર્યને વિપુલ અશન, પાન, ખાદિમ, સ્વાદિમ, વસ્ત્ર, ગંધ, માલા તથા અલંકારો આપી સત્કાર કરશે સન્માન કરશે સત્કાર, સન્માન કરીને વિપુલ રૂપમાં જીવિકાને યોગ્ય પ્રીતિદાન આપશે આપીને તેમનુ વિસર્જન કરશે.

૪૮- तए णं से दढपइण्णे दारए बावत्तरिकलापंडिए नवंगसुत्तपडिबोहिए अट्ठारसदेसभासाविसारए गीयरई गंधव्वणट्टकुसले हयजोही गयजोही रहजोही बाहुजोही वाहुप्पमद्दी वियालचारी साहसिए अलं भोगसमत्थे यावि भविस्सइ ।

૪૮– ત્યારપછી દૃઢપ્રતિજ્ઞ કુમાર ૭૨ કળાઓમાં પંડિત તેમજ તેના સુપ્ત નવ અંગો જાગૃત થશે (૨ કાન, ૨ નેત્ર, ૨ નાસિકા, ૧ જીભ, ૧ સ્પર્શેન્દ્રિય, મન આ નવ અંગો છે) અઢાર દેશની ભાષાનો જ્ઞાતા થશે, ગીતમાં, ગાંધર્વ-વિદ્યામાં, નૃત્યકળામાં કુશળ થશે અશ્વયોધી ગજયોધી, રથયોધી, બાહુયોધી થશે અતિશૂરવીર તથા વિકાળ રાત્રિમાં પણ આવવા જવામાં ભય વગરનો થશે તથા ભોગ ભોગવવામાં સમર્થ થશે.

૪૯- तए णं दढपइण्णं दारगं अम्मापियरो वावत्तरिकलापंडियं जाव अलं भोगसमत्थं वियाणित्ता विउलेहिं अण्णभोगेहिं पाणभोगेहिं लेणभोगेहिं वत्थभोगेहिं सयणभोगेहिं उवणिमंतेहिंति ।

૪૯– ત્યારપછી દૃઢપ્રતિજ્ઞ બાળકને માતાપિતા ૭૨ કળાઓમાં પારગત યાવત્ ભોગોને માટે સમર્થ જાણીને વિપુલ અન્નભોગોથી, પાનભોગોથી પ્રાસાદોથી, વસ્ત્રભોગોથી, શય્યાદિભોગો માટે આમંત્રિત કરશે

५०- तए णं से दढपइण्णे दारए तेहिं विउलेहिं अण्णभोगेहिं जाव सयणभोगेहिं णो सज्जिहिति, णो रज्जिहिति, णो गिज्झिहिति, णो मुज्झिहिति, णो अज्झोववज्जिहिति ।

૫૦– ત્યારે દૃઢપ્રતિજ્ઞ બાળક તે અન્નાદિ વિપુલ ભોગોમાં યાવત્ શયનાદિમાં આસક્તિ રાખશે નહિ. અનુરક્ત થશે નહિ ગૃદ્ધ થશે નહિ મૂર્ચ્છિત થશે નહિ, અને તેમાં એકાગ્રમન પણ કરશે નહિ

५१- से जहाणामए उप्पले इ वा पउमे इ वा कुसुमे इ वा नलिणे इ वा सुभगे इ वा सुगंधे इ वा पोंडरीए इ वा महापोंडरीए इ वा सयपत्ते इ वा सहस्सपत्ते इ वा सयसहस्सपत्ते इ वा पंके जाए जले संवुड्ढे णोवलिप्पइ पंकरएणं, णोवलिप्पइ जलरएणं, एवामेव दढपइण्णेवि दारए कामेहिं जाए भोगेहिं संवुड्ढे णोवलिप्पिहिति कामरएणं, णोवलिप्पिहिति भोगरएणं, णोवलिप्पिहिति मित्तणाइणियगसयणसंबंधिपरिजणेणं ।

૫૧– જેમ કે લાલકમળ, પદ્મકમળ, પુષ્પ, નલિન-કમળવિશેષ, સુભગ કમળ, સુગંધ કમળ (સંધ્યાકાળે વિકસે), શ્વેત કમળ, મહાપુંડરિક કમળ, શતપત્ર કમળ, સહસ્રપત્ર કમળ, લક્ષપત્ર કમળ, કાદવમાં ઉત્પન્ન થાય છે, જળમાં વધે છે તો પણ કાદવથી લિપ્ત થતાં નથી. જલથી લિપ્ત થતાં નથી તેવીજ રીતે દૃઢપ્રતિજ્ઞ કુમાર કામોથી ઉત્પન્ન થશે, ભોગોથી વૃદ્ધિ પામશે તો પણ કામરજથી લેપાશે નહિ. ભોગરજથી લેપાશે નહિ તેવીજ રીતે મિત્ર, જ્ઞાતિ–સજાતીય, નિજક–ભાઈ આદિ, સ્વજન–મામાદિ, સંબધી–શ્વસુરાદિ તેમજ પરિજન–નોકરાદિમાં પણ મોહ પામશે નહિ

५२- से णं तहारूवाणं थेराणं अंतिए केवलं बोहिं बुज्झिहिति, बुज्झित्ता अगाराओ अणगारियं पव्वइहिति ।

૫૨ – તે કુમાર તથારૂપ સમ્યગ્જ્ઞાનાદિથી યુકત સ્થવિરોની પાસે કેવલી પ્રરૂપિત ધર્મને પ્રાપ્ત કરશે. પ્રાપ્ત કરી અગારથી અણગાર અવસ્થાને પ્રાપ્ત કરશે

५३- से णं भविस्सइ अणगारे भगवंते ईरियासमिए जाव गुत्तबंभयारी ।

૫૩ – તે કુમાર અણગાર ભગવન્ત થશે તે ઈર્યાસમિતિ યાવત્ ગુપ્તબ્રહ્મચારી થશે

५४- तस्स णं भगवंतस्स एएणं विहारेणं विहरमाणस्स अणंते अणुत्तरे णिव्वाघाए निरावरणे कसिणे पडिपुण्णे केवलवरणाणदंसणे समुप्पज्जिहिति ।।

૫૪ – તે દૃઢપ્રતિજ્ઞ મુનિ આ પ્રકારના આચારનું પાલન કરતાં અનંત, અનુત્તર, નિર્વ્યાઘાત, આવરણરહિત, સર્વપદાર્થગ્રાહી, પ્રતિપૂર્ણ કેવળજ્ઞાન અને કેવળદર્શનને પ્રાપ્ત કરશે

५५- तए णं दढपइण्णे केवली बहूइं वासाइं केवलिपरियागं पाउणिहिति, पाउणित्ता मासियाए संलेहणाए अप्पाणं झूसित्ता,

૫૫ – ત્યાર પછી તે દૃઢપ્રતિજ્ઞ કેવલી ઘણાં વર્ષો સુધી કેવળ પર્યાયનું પાલન કરશે. પાલન કરીને એક માસની સંલેખનાથી આત્માને સેવીને સાઠ ભકતોને

सट्ठिं भत्ताइं अणसणाए छेदित्ता, जस्सट्ठाए कीरइ नग्गभावे मुंडभावे अण्हाणए अदंतवणए केसलोए बंभचेरवासे अच्छत्तगं अणोवाहणगं भूमिसेज्जा फलहसेज्जा कट्ठसेज्जा परघरपवेसो लद्धावलद्धं, परेहिं हीलणाओ खिसणाओ निंदणाओ गरहणाओ तालणाओ तज्जणाओ परिभवणाओ पव्वहणाओ उच्चावया गामकंटगा बावीसं परिसहोवसग्गा अहियासिज्जंति, तमट्ठमाराहित्ता चरिमेहिं उस्सासणिस्सासेहिं सिज्झिहिंति, बुज्झिहिंति, मुच्चिहिंति, परिणिव्वाहिंति, सव्वदुक्खाणमंतं करेहिंति ।

અનશનથી છેદન કરી જેના નિમિત્તે નગ્નભાવ, મુંડભાવ, સ્નાનત્યાગ, દાંતોનું પ્રક્ષાલન ન કરવું, કેશલોચન, બ્રહ્મચર્યનું પાલન, છત્રધારણ ન કરવું, જોડા ન પહેરવા, વાહન પર ન બેસવું, ભૂમિ ઉપર શયન, પાટિયાં પર સૂવુ, સાધારણ લાકડાં પર સુવું, બીજાના ઘરે ભિક્ષા માટે જવું, માન, અપમાનમાં સમભાવ રાખવો એ સર્વ કરવામાં આવે છે, જેના નિમિત્તે બીજાએ કરેલી અવજ્ઞા–અનાદર લોકો સમક્ષ પોતાની માર્મિક વાતો પ્રકાશિત થાય, નિંદા-માનસિક ઘૃણા, ગર્હા-પ્રત્યક્ષ ઘૃણા, થપ્પડાદિથી માર ખાવો, તર્જના–આંગળી ચીંધવી, તિરસ્કાર પામવો, પીડાજનક પરિસ્થિતિઓને, અનેક પ્રકારના ઇન્દ્રિયોના પ્રતિકૂળ વિષયોને તથા બાવીસ પરીષહ, ઉપસર્ગો સહન કરાય છે. દઢ પ્રતિજ્ઞ કેવલી આત્માના અર્થને આરાધિત કરીને છેલ્લા ઉચ્છ્વાસ, નિઃશ્વાસોથી કૃત કૃત્ય થઈ જશે. કર્મોથી મુકત થશે સંતાપનો અભાવ થવાથી શીતલીભૂત થશે સમસ્ત શારીરિક માનસિક દુઃખોનો અંત કરશે.

## આચાર્યાદિના વિરોધીઓનો ઉપપાત

५६- से जे इमे गामा-गर-जाव-सण्णिवेसेसु पव्वइया समणा भवंति, तं जहा-आयरियपडिणीया उवज्झायपडिणीया कुलपडिणीया गणपडिणीया आयरियउवज्झायाणं अयसकारगा अवण्णकारगा अकित्तिकारगा बहूहिं असब्भावुब्भावणाहिं मिच्छत्ताभिणिवेसेहि य अप्पाणं च परं च तदुभयं च वुग्गाहेमाणा वुप्पाएमाणा विहरित्ता बहूइं वासाइं सामण्णपरियागं पाउणंति, पाउणित्ता तस्स ठाणस्स अणालोइय–अप्पडिक्कंता कालमासे कालं किच्चा उक्कोसेणं लंतए

૫૬ – તેઓ કે જે ગામ આકર યાવત્ સન્નિવેશમાં પ્રવ્રજિત સાધુ હોય જેવા કે આચાર્યના વિરોધી, ઉપાધ્યાયના વિરોધી, કુલના વિરોધી, ગણના વિરોધી, આચાર્ય તેમજ ઉપાધ્યાયના અપયશકારક, અવર્ણવાદ કરનાર, અપકીર્તિ કરનાર, અનેક અસત્ દોષોને પ્રગટ કરનાર મિથ્યા આગ્રહથી પોતાને, બીજાને, સ્વપર બંનેને ઉન્માર્ગમાં જોડનાર, પાપમાં નિયોજિત કરતા પોતાના આચારનું પાલન કરતાં ઘણાં વર્ષો સુધી વિચરે છે તે સ્થાનની આલોચના, પ્રતિક્રમણ ન કરતા કાલ માસે કાલ કરીને ઉત્કૃષ્ટ લાન્તક દેવલોકમાં કિલ્વિષિક દેવોમાં કિલ્વિષિક દેવ થાય છે. ત્યાં તેમની ગતિ હોય છે સ્થિતિ ૧૩ સાગરો-

कप्पे देवकिब्बिसिएसु दवकिब्बिसियत्ताए उववत्तारो भवंति, तहिं तेसिं गई, तेरस सागरोवमाइं ठिई, अणाराहगा, सेसं तं चेव ।

પમની હોય છે તે અનારાધક હોય છે શેષ પૂર્વવત્

## તિર્યંચ શ્રાવકોનો ઉપપાત

५७- से जे इमे सण्णि-पंचिंदिय-तिरिक्ख-जोणिया पज्जत्तया भवंति, तं जहा- जलयरा थलयरा खहयरा, तेसिं णं अत्थे-गइयाणं सुभेणं परिणामेणं पसत्थेहिं अज्झवसाणेहिं लेस्साहि विसुज्झमाणीहिं तयावरणिज्जाणं कम्माणं खओवसमेणं ईहा-बूह-मग्गण-गवेसणं करेमाणाणं सण्णि-पुव्वजाईसरणे समुप्पज्जइ ।

૫૭- જે સંજ્ઞી પચેન્દ્રિય તિર્યંચ યોનિને પ્રાપ્ત થએલા જીવો છે જેવા કે-જલચર, સ્થળચર, ખેચર તેમાં કેટલાક જીવો કે જેઓને શુભ પરિણામોથી, પ્રશસ્ત અધ્યવસાયોથી, વિશુદ્ધ લેશ્યાઓથી તદાવરણીય કર્મનો ક્ષયોપશમ થવાથી ઈહા, વ્યૂહ, માર્ગણ, ગવેષણા કરતા કરતાં પૂર્વના સંજ્ઞી ભવોનું જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થાય છે.

५८- तए णं समुप्पण्णजाइसरणा समाणा सयमेव पंचाणुव्वयाइं पडिवज्जंति, पडिवज्जित्ता बहूहिं सीलव्वय-गुण-वेरमण-पच्चक्खाण- पोसहो- ववासेहिं अप्पाणं भावेमाणा बहूइं वासाइं आउयं पालेंति, पालित्ता भत्तं पच्चक्खंति, बहूइं भत्ताइं अणसणाए छेदेंति, छेदित्ता आलोइयपडिक्कंता समाहिपत्ता काल-मासे कालं किच्चा उक्कोसेणं सहस्सारे कप्पे देवत्ताए उवत्तारो भवंति, तहिं तेसिं गई, अट्ठारस सागरोवमाइं ठिई पण्णत्ता, परलोयस्स आराहगा, सेसं तं चेव ।

૫૮- ત્યારે જાતિસ્મરણ જ્ઞાન યુકત તે જીવ પોતે જ પાંચ અણુવ્રત સ્વીકારે છે. સ્વીકારીને ઘણાં પ્રકારના શીલવ્રત, ગુણવ્રત વેરમણ, પ્રત્યાખ્યાન, પૌષધોપવાસથી આત્માને ભાવિત કરતાં કરતાં અનેક વર્ષો સુધી આયુષ્ય પાળે છે આયુ પાળીને ભકત પ્રત્યાખ્યાન કરે છે અનશનથી અનેક ભકતોનું છેદન કરે છે. છેદન કરીને આલોચના, પ્રતિક્રમણ કરીને સમાધિને પ્રાપ્ત થાય છે કાલ માસે કાળ કરીને ઉત્કૃષ્ટ સહસ્રાર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થાય છે ત્યાં તેમની ગતિ છે. ત્યાં ૧૮ સાગરોપમની સ્થિતિને પ્રાપ્ત કરે છે તે પરલોકના આરાધક છે શેષ સર્વ પૂર્વવત

## ગોશાલક મતાનુયાયી

५९- से जे इमे गामागर जाव संनिवेसेसु आजीविया भवंति, तं जहा-दुघरंतरिया तिघरंतरिया सत्तघरंतरिया उप्पलवेंटिया

૫૯- તેઓ કે જે ગામ, આકર યાવત્ સન્નિવેશમાં ગોશાલક મતાનુયાયી હોય છે જેવા કે બે ઘરોનુ અંતર રાખી જે ભિક્ષા લે છે. ત્રણ

घरसमुदाणिया विज्जुयंतरिया उट्टिया-समणा, ते णं एयारूवेणं विहारेणं विहरमाणा बहूइं वासाइं परियायं पाउणित्ता कालमासे कालं किच्चा उक्कोसेणं अच्चुए कप्पे देवत्ताए उववत्तारो भवंति। तहिं तेसिं गई, बावीसं सागरोवमाइं ठिई, अणाराहगा, सेसं तं चेव।

घरोनुं अंतर राखी, सात घरोनु अंतर राखी भिक्षा ले छे कमळना नाळनी भिक्षा करे छे घणां घरोमांथी भिक्षा ले छे विजळी चमके त्यारे भिक्षा न ले. माटीनी कोठी आदिमां प्रविष्ट थइ तपश्चर्या करे ते आ प्रकारनुं आचरण करतां घणां वर्षो सुधी ते पर्यायने पाळी काळ मासे काळ करीने उत्कृष्ट अच्युत देवलोकमां देव पर्याये उत्पन्न थाय छे. त्यां तेमनी गति होय छे स्थिति बावीस सागरोपमनी होय छे. तेओ आराधक नथी शेष सर्व पूर्ववत्

**आत्मोत्कर्षी श्रमण –**

६०- से जे इमे गामागार जाव सण्णिवेसेसु पव्वइया समणा भवंति, तं जहा–अत्तुक्कासिया परपरिवाइया भूइकम्मिया भुज्जो भुज्जो कोउयकारगा, ते णं एयारूवेणं विहारेणं विहरमाणा बहूइं वासाइं सामण्णपरियागं पाउणंति, पाउणित्ता तस्स ठाणस्स अणालोइयपडिक्कंता कालमासे कालं किच्चा उक्कोसेणं अच्चुए कप्पे आभिओगिएसु देवेसु देवत्ताए उववत्तारो भवंति, तहिं तेसिं गई, बावीसं सागरोवमाइं ठिई, परलोगस्स अणाराहगा, सेसं तं चेव।

६०- ते के जेओ गाम, आकर यावत् सन्निवेशमां प्रव्रजित श्रमण थाय छे ते आ प्रमाणे– पोताना गौरवने बतावनार, परनी निंदा करनार, भस्म आपनार, वारवार कौतुक करनार, आ प्रकारे आचरण करता घणां वर्षो सुधी श्रमण पर्यायने पाळे छे पाळीने ते स्थाननी आलोचना तेमज प्रतिक्रमण कर्या विना काळमासे काळ करीने उत्कृष्ट अच्युत देवलोकमां आभियोगिक देवपणे उत्पन्न थाय छे. त्यां तेनी गति होय छे. २२ सागरोपनी स्थिति होय छे. परलोकना आराधक नथी. बाकी पूर्ववत्

**निह्नव –**

६१- से जे इमे गामागर जाव सण्णिवेसेसु णिण्हगा भवंति, तं जहा–बहुरया १, जीवपएसिया २, अव्वत्तिया ३, सामुच्छेइया ४, दोकिरिया ५, तेरासिया ६, अबद्धिया ७, इच्चेते सत्त पवयणणिण्हगा केवल चरियालिंगसमाणा मिच्छादिट्ठी बहूहिं असब्भावुब्भावणाहिं मिच्छत्ताभिणिवेसेहि य अप्पाणं च परं च तदु-

६१- ते के जेओ गाम, आकर यावत् सन्निवेशमां निह्नव होय छे ते आ प्रमाणे– बहुरत– अनेक समयोमां कार्य थाय छे जीवप्रदेशिक– जीव एक चरम प्रदेश स्वरूप ज छे. अव्यक्तिक– समस्त जगत साधु आदिना विषयमां अव्यकत छे. सामुच्छेदिक – क्षणभंगवादी, द्वैक्रिय – एक समयमां बेक्रियामा उपयोग होय छे त्रैराशिक– जीव, अजीव, नोजीव ए त्रण राशि छे. अबद्धिक–जीव कर्मनो बंध थतो नथी. आ सात

भयं च वुग्गाहेमाणा वुप्पाएमाणा विह- रित्ता बहूइं वासाइं सामण्णपरियागं पाउणंति, पाउणित्ता कालमासे कालं किच्चा उक्कोसेणं उवरिमेसु गेवेज्जेसु देवत्ताए उववत्तारो भवंति। तहिं तेसिं गई, एक्कतीसं सागरोवमाइं ठिई, पर- लोगस्स अणाराहगा, सेसं तं चेव।

નિહ્નવ છે. તેમાં કેવળ ચર્યાદિક્રિયા તથા લિંગ-રજોહરણાદિની અપેક્ષાએ સમાનતા છે. તે મિથ્યાદષ્ટિ છે. તેઓ અનેક પ્રકારના અસદ્ભાવોની ઉદ્ભાવનાથી તથા મિથ્યા આગ્રહથી પોતાને, બીજાને, સ્વ-પર બનેને ઉન્માર્ગમાં જોડે છે તેમ જ પાપકર્મનું ઉપાર્જન કરતાં વિચરે છે. ઘણાં વર્ષો સુધી શ્રમણ પર્યાયનું પાલન કરે છે પાલન કરીને કાલ માસે કાળ કરીને ઉત્કૃષ્ટ ઉપરની ગ્રૈવેયકમાં દેવ પર્યાયે ઉત્પન્ન થાય છે. ત્યાં તેમની ગતિ છે. તેમજ સ્થિતિ ૩૧ સાગરોપમની છે. તેઓ પરલોકના આરાધક નથી, શેષ સર્વ પૂર્વવત્

**અલ્પારંભી મનુષ્યોનો ઉપપાત–**

६२- से जे इमे गामागार जाव सण्णिवेसेसु मणुया भवंति; तं जहा-अप्पारंभा अप्पपरिग्गहा धम्मिया धम्माणुया धम्मिट्ठा धम्मक्खाई धम्मप्पलोई धम्म- पलज्जणा धम्मसमुदायारा धम्मेणं चेव वित्तिं कप्पेमाणा सुसीला सुव्वया सुप्प- डियाणंदा साहूहिं एगच्चाओ पाणाइ- वायाओ पडिविरया जावज्जीवाए, एगच्चाओ अपडिविरया, एवं जाव परिग्गहाओ, एगच्चाओ कोहाओ माणाओ मायाओ लोहाओ पेज्जाओ दोसाओ कलहाओ अब्भक्खाणाओ पेसु- ण्णाओ परपरिवायाओ अरइरईओ मायामोसाओ मिच्छादंसणसल्लाओ पडिविरया जावज्जीवाए, एगच्चाओ अपडिविरया, एगच्चाओ आरंभ- समारंभाओ पडिविरया जावज्जीवाए, एगच्चाओ अपडिविरया, एगच्चाओ करणकारवणाओ पडिविरया जावज्जी-

૬૨– તેઓ કે જે ગામ, આકર યાવત્ સન્નિવેશમાં મનુષ્યો રહે છે. જેવા કે– અલ્પારંભી, અલ્પપરિગ્રહી, ધાર્મિક, ધર્માનુગ – ધર્માનુસાર ચાલનાર, ધર્મ જેને ઈષ્ટ છે, ધર્મ કહેનારા, ધર્મને ઉપાદેયરૂપે માનનારા, ધર્મનું સેવન કરવામાં અધિક અનુરાગ સંપન્ન, ધર્મ જેમનો ઉત્તમ આચાર છે તેઓ તથા જે ધર્મથી પોતાનુ જીવન ચલાવે છે તેઓ સારા આચારવાળા, સુવ્રતી, જેમનુ ચિત્ત હંમેશા આનંદસંપન્ન છે, તેઓ સાધુ પાસેથી પ્રત્યાખ્યાન લઇને કેવળ એક સ્થૂલ પ્રાણાતિપાતથી જીવન પર્યંત નિવૃત્ત રહે છે પરંતુ સૂક્ષ્મ પ્રાણાતિપાતથી વિરક્ત નથી થતા એજ પ્રમાણે યાવત્ પરિગ્રહ સુધી જાણવુ. એજ પ્રમાણે ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલેશ, અભ્યાખ્યાન, પૈશુન્ય, પરપરિવાદ, અરતિ, રતિ, માયામૃષા તેમજ મિથ્યાદર્શન શલ્યથી જીવન પર્યંત વિરત રહ્યા છે પરંતુ સૂક્ષ્મ ક્રોધાદિથી વિરક્ત નથી તેમજ અમુક આરંભ, સમારંભથી જીવન પર્યંત વિરક્ત રહે છે. સૂક્ષ્મ આરંભ સમારંભથી વિરક્ત નથી રહેતા કોઇ એવા છે કે જેઓ

वाए, एगच्चाओ अपडिविरया, एगच्चाओ पयणपयावणाओ पडिविरया जावज्जीवाए, एगच्चाओ पयणपयावणाओ अपडिविरया, एगच्चाओ कोट्टण–पिट्टण–तज्जण–तालण–वह-बंध- परिकिलेसाओ पडिविरया जावज्जीवाए, एगच्चाओ अपडिविरया, एगच्चाओ ण्हाण–मद्दण–वण्णग-विलेवण-सद्द-फरिस-रस-रूव-गंध-मल्ला-लंकाराओ पडिविरया जावज्जीवाए, एगच्चाओ अपडिविरया, जे यावण्णे तहप्पगारा सावज्जजोगोवहिया कम्मंता परपाणपरियावणकरा कज्जंति तओ वि एगच्चाओ पडिविरया जावज्जीवाए, एगच्चाओ अपडिविरया ।

६३- तं जहा-समणोवासगा भवंति, अभिगय-जीवाजीवा उवलद्धपुण्णपावा आसव–संवर–निज्जर–किरिया–अहिगरण-बंध-मोक्ख–कुसला असहेज्जा देवा-सुर-नाग-जक्ख-रक्खस–किन्नर–किंपुरिस–गरुल–गंधव्व-महोरगाइएहि देवगणेहि निग्गंथाओ पावयणाओ अणइक्कमणिज्जा, निग्गंथे पावयणे णिस्संकिया णिक्कंखिया निव्वितिगिच्छा लद्धट्ठा गहियट्ठा पुच्छियट्ठा अभिगयट्ठा विणिच्छियट्ठा अट्ठि–मिज–पेमा–णुराग–रत्ता, अयमाउसो ! निग्गंथे पावयणे अट्ठे, अय परमट्ठे, सेसं अणट्ठे, ऊसियफलिहा अवंगुयदुवारा चियत्तं–तेउर–घरप्पवेसा बहूहि सील–व्वय–गुण–वेरमण–पच्च-क्खाण-पोसहो-ववासेहिं चउद्द-सट्ठमुद्दि-

કરવા કરાવવાથી જીવનપર્યંત વિરત છે. કોઇ કરવા-કરાવવાથી વિરત નથી. કોઇ પચન, પાચન ક્રિયાથી જીવનપર્યંત વિરત છે કોઇ પચન પાચનાદિથી વિરત નથી. કોઇ છેદન, પીટવુ, તર્જન, તાડન, વધ, બંધ, પરિકલેશથી જીવનપર્યંત વિરત છે પણ કોઈ એ ક્રિયાથી વિરત નથી. કોઇ સ્નાન, મર્દન, અંગરાગ, વિલેપન, શબ્દ, સ્પર્શ, રસ, રૂપ, ગંધ, માળા, અલંકારથી જીવનપર્યંત નિવૃત્ત છે. કોઇ સ્નાનાદિથી નિવૃત્ત નથી. એજ પ્રકારે બીજા પણ જેટલાં સાવદ્યયોગયુક્ત અને માયાજનિત તથા જીવોના પ્રાણોને પરિતાપ આપનાર વ્યાપાર છે તેનાથી કેટલાક અંશે જીવનપર્યંત વિરત થયા છે કેટલાંક અંશે વિરત થયા નથી

## શ્રમણોપાસકનો ઉપપાત-

૬૩- જે આ પ્રમાણે શ્રમણોપાસક છે-જીવ, અજીવના યથાર્થ જ્ઞાતા હોય, પુણ્ય, પાપ ને જેણે સારી રીતે સમજેલ છે. આસ્રવ, સંવર, નિર્જરા, ક્રિયા, અધિકરણ, બંધ, મોક્ષના સ્વરૂપને જાણનાર, દેવ, અસુરકુમાર, નાગકુમાર, યક્ષ, રાક્ષસ, કિન્નર, કિંપુરુષ, ગરુડ, ગંધર્વ તેમજ મહોરગાદિ દેવોથી પણ નિર્ગ્રંથ પ્રવચનથી જરા પણ ચલાયમાન થઇ શકે નહિ આ નિર્ગ્રંથ પ્રવચનમાં જેમની શ્રદ્ધા નિઃશંકિત છે, અભિલાષા રહિત છે, ગુણથી ભરપુર છે. ફળમાં જેની અસંદિગ્ધ શ્રદ્ધા છે, લબ્ધાર્થ છે, ગૃહીતાર્થ છે, પૂછાયેલ છે, ચારે બાજુથી સારી રીતે ગ્રહણ કરાયેલ છે, વિશેષ નિર્ણાયક છે, જેની નસેનસમાં પ્રવચન પ્રતિ અનુરાગ છે. એવા શ્રાવકો કહે છે કે હે આયુષ્યમાન્! આ નિર્ગ્રંથ પ્રવચન જ મોક્ષનું કારણ છે માટે એ જ પરમાર્થ છે શેષ અનર્થનાં કારણ છે તેઓના ઘરના આગળીયા ખુલ્લા હોય છે, જેમના દ્વારો

द्दुपुण्णमासिणीसु पडिपुण्णं पोसहं सम्मं अणुपालेत्ता समणे निग्गंथे फासुएसणिज्जेणं असण-पाण-खाइम-साइमेणं वत्थ-पडिग्गह-कंबल-पायपुंछणेणं ओसहभेसज्जेणं पाडिहारिएण य पीढ-फलग-सेज्जा-संथारएणं पडिलाभेमाणा विहरंति, विहरित्ता भत्तं पच्चक्खंति, ते बहूइं भत्ताइं अणसणाए छेदेंति, छेदित्ता आलोइयपडिक्कंता समाहिपत्ता कालमासे कालं किच्चा उक्कोसेणं अच्चुए कप्पे देवत्ताए उववत्तारो भवंति, तहि तेसिं गई, बावीसं सागरोवमाइ ठिई, आराहगा, सेसं तहेव ।

ખુલ્લા છે રાજાના અંતઃપુરમાં જવા આવવામાં કોઈ અટકાવી શકતા નથી, ઘણાં પ્રકારના શીલ, વ્રત, ગુણ, વેરમણ, પ્રત્યાખ્યાન, પૌષધોપવાસથી આત્માને ભાવિત કરતા વિચરે છે તથા ચતુર્દશી, આઠમ, અમાવસ્યા, પૂર્ણિમાના દિવસે પૌષધ કરે છે સારી રીતે પાલન કરે છે. શ્રમણ નિર્ગ્રંથોને અસન, પાન, ખાદ્ય, સ્વાદિમ આ ચાર પ્રકારના આહારથી તેમજ વસ્ત્ર, પાત્ર, કંબલ, રજોહરણ, ઔષધ, ભેષજ તેમજ પાઢિયારી વસ્તુ જેવી કે બાજોઠ, પાટ, શય્યા, સંસ્તારકાદિથી મુનિઓને પ્રતિલાભિત કરતા વિચરે છે વિચરતા અંતે ભકતપ્રત્યાખ્યાન કરે છે. તે અનેક ભકતોનું અનશન દ્વારા છેદન કરે છે છેદન કરીને આલોચના પ્રતિક્રમણ કરી સમાધિને પ્રાપ્ત થઈ કાલ માસે કાળ કરીને ઉત્કૃષ્ટ અચ્યુત દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થાય છે ત્યાં તેની ગતિ છે. સ્થિતિ ૨૨ સાગરોપમની છે. તેઓ આરાધક છે, શેષ સર્વ પૂર્વવત્

**અનારંભી સાધુઓનો ઉપપાત**

६४- से जे इमे गामागर जाव सण्णिवेसेसु मणुया भवंति, तं जहा—अणारंभा अपरिग्गहा धम्मिया जाव कप्पेमाणा सुसीला सुव्वया सुपडियाणंदा साहू सव्वाओ पाणाइवायाओ पडिविरया जाव सव्वाओ परिग्गहाओ पडिविरया, सव्वाओ कोहाओ माणाओ मायाओ लोहाओ जाव मिच्छादंसणसल्लाओ पडिविरया, सव्वाओ आरंभसमारंभाओ पडिविरया, सव्वाओ करणकारावणाओ पडिविरया, सव्वाओ पयणपयावणाओ पडिविरया, सव्वाओ कोट्टण—पिट्टण—तज्जण-तालण-वह- बंध- किलेसाओ पडिविरया, सव्वाओ ण्हाण-मद्दण-वण्णग-

૬૪ – તેઓ કે જે ગામ, આકર યાવત્ સન્નિવેશમા મનુષ્યો થાય તેમાં કેટલાંક સાધુઓ હોય છે જે આરંભથી રહિત છે. પરિગ્રહથી રહિત છે ધાર્મિક છે યાવત્ ધર્મથી આજીવિકા ચલાવનાર છે સુશીલ, સુવ્રતી, ધર્મધ્યાનથી ચિત્તને આનંદિત રાખનાર, સર્વ પ્રકારના પ્રાણાતિપાતથી વિરકત છે યાવત્ સમસ્ત પરિગ્રહથી વિરકત છે સમસ્ત ક્રોધ, માન માયા, લોભ યાવત્ મિથ્યાદર્શન શલ્યથી વિરકત છે સર્વ આરંભ સમારંભથી વિરકત છે. સર્વ કરવા તથા કરાવવાથી વિરકત છે સર્વ પ્રકારની પચન, પાચનક્રિયાથી વિરકત છે સમસ્ત પ્રકારના કુટ્ટણ, પિટ્ટણ, તર્જન, તાડન, વધ, બંધ, પરિકલેશથી વિરકત છે. સંપૂર્ણ સ્નાન, મર્દન, અંગરાગ, વિલેપન, શબ્દ, સ્પર્શ, રસ, ગંધ, માલા, અલંકારથી રહિત છે.

विलेवण-सद्द–फरिस–रस– रूव– गंध– सल्ला-लकाराओ पडिविरया, जे यावण्णे तहप्पगारा सावज्जजोगोवहिया कम्मंता परपाणपरियावणकरा कज्जंति तओ वि पडिविरया जावज्जीवाए ।

તેમજ આ પ્રકારના બીજા પણ સાવદ્યયોગવાળા, માયાજનિત કાર્યો છે કે જેમાં પ્રાણીઓને પરિતાપ ભોગવવો પડે છે તે સર્વ કાર્યોથી વિરકત હોય છે

६५- से जहानामए अणगारा भवंति–ईरिया-समिया भासासमिया जाव इणमेव निग्गंथं पावयण पुरओ काउं विहरंति ।

૬૫– તે અણુગાર ઈર્યાસમિતિ, ભાષા સમિતિ યાવત્ નિર્ગ્રંથપ્રવચનને આગળ કરીને જ વિચરે છે

६६- तेसि णं भगवंताणं एएणं विहारेणं विहर-माणाणं अत्थेगइयाणं अणंते जाव केवल-वरनाणदंसणे समुप्पज्जइ । ते बहूइं वासाइं केवलिपरियागं पाउणंति, पाउ-णित्ता भत्तं पच्चक्खंति, पच्चक्खित्ता बहूइं भत्ताइं अणसणाए छेदंति, छेदित्ता जस्सट्ठाए कीरइ नग्गभावे जाव अंतं करंति ।

૬૬–તે અણુગાર ભગવ ત આ પ્રકારના આચારથી વિચરતા તેમાંથી કેટલાંક ભગવાનોને અનંત યાવત્ કેવળ જ્ઞાન અને કેવળ દર્શન ઉત્પન્ન થાય છે. તેઓ તે કેવળ પર્યાયનું ઘણાં વર્ષો સુધી પાલન કરે છે પાલન કરીને ભકતપ્રત્યાખ્યાન કરે છે. પ્રત્યાખ્યાન કરીને અનેક ભકતોનું અનશન દ્વારા છેદન કરે છે. છેદન કરીને જેના માટે નગ્નભાવ ધારણુ કરાય છે યાવત્ સમસ્ત દુઃખોનો અંત કરે છે.

६७- जेसि पि य णं एगइयाणं णो केवलवर-नाणदंसणे समुप्पज्जइ ते बहूइं वासाइं छउमत्थपरियाग पाउणंति, पाउणित्ता आबाहे उप्पण्णे वा अणुप्पण्णे वा भत्तं पच्चक्खंति । ते बहूइं भत्ताइं अणसणाए छेदेंति, छेदित्ता जस्सट्ठाए कीरइ नग्ग-भावे जाव तमट्ठमाराहित्ता चरमेहिं ऊसासणीसासेहिं अणंतं अणुत्तरं निव्वा-घायं निरावरणं कसिणं पडिपुण्णं केवल-वरनाणदंसणं उप्पादेंति, तओ पच्छा सिज्झिहिंति जाव अंतं करेहिंति ।

૬૭– આ સાધુઓમાથી કોઈને કેવળજ્ઞાન, કેવળ દર્શનની ઉત્પત્તિ થતી નથી તે ઘણાં વર્ષો સુધી છદ્મસ્થ પર્યાયનું પાલન કરે છે. પાલન કરીને કોઇ પ્રકારની રોગાદિ પીડા ઉત્પન્ન થાય કે ન થાય તો પણુ ભકતપ્રત્યાખ્યાન કરે છે ઘણા ભકતોનુ અનશન દ્વારા છેદન કરે છે. છેદન કરીને જેના માટે નગ્નભાવ યાવત્ પ્રયોજનની સિદ્ધિ કરે છે. છેલ્લા ઉચ્છ્વાસ નિ.શ્વાસોમાં અંતરહિત, અનુપમ, વ્યાઘાત રહિત, નિરાવરણુ, સકલ, સંપૂર્ણુ કેવળજ્ઞાન, કેવળદર્શન ઉત્પન્ન થાય છે, ત્યાર પછી સિદ્ધ થાય છે યાવત્ સમસ્ત દુઃખોનો અત કરે છે.

६८- एगच्चा पुण एगे भयंतारो पुव्वकम्मा-वसेसेणं कालमासे कालं किच्चा, उक्को-सेणं सव्वट्ठसिद्धे महाविमाणे देवत्ताए

૬૮–તેમાં કેટલાંકને તે ભવમાં કેવળજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી તેવા એક ભવાવતારી સંયમી પૂર્વકર્મ બાકી રહેવાના કારણે કાલમાસે કાળ

उववत्तारो भवंति, तहि तेसि गई, तेत्तीसं सागरोवमाइं ठिई, आराहगा, सेसं तं चेव ।

કરીને ઉત્કૃષ્ટ સર્વાર્થસિદ્ધ મહાવિમાનમાં દેવ પર્યાયે ઉત્પન્ન થાય છે. શેષ સર્વ પૂર્વવત્

६९- से जे इमे गामागर जाव सण्णिवेसेसु मणुया भवंति, तं जहा-सव्वकामविरया सव्वरागविरया सव्वसंगातीता सव्वसिणेहाइक्कंता अक्कोहा निक्कोहा खीणक्कोहा एवं माणमायालोहा अणुपुव्वेणं अट्ठकम्मपयडीओ खवेत्ता उप्पि लोयग्गपइट्ठाणा भवंति ।

૬૯–તેઓ કે જે ગામ, આકર યાવત્ સન્નિવેશમાં મનુષ્યો રહે છે જેવા કે–સમસ્ત વિષયોથી વિરકત, સર્વરાગથી રહિત, સર્વસંગથી રહિત, સર્વસ્નેહથી રહિત, અક્રોધી, નિષ્ક્રોધી, ક્ષીણક્રોધી, તેવીજ રીતે અમાની આદિ સમજવા તથા માયા અને લોભમાં પણ સમજવુ. આવા જીવો અનુક્રમથી આઠ કર્મોની પ્રકૃતિઓનો સર્વથા નાશ કરી લોકાગ્રે સ્થિત થાય છે.

### કેવલિસમુદઘાત

७०- अणगारे णं भंते ! भावियप्पा केवलिसमुग्घाएणं समोहणित्ता केवलकप्पं लोयं फुसित्ता ण चिट्ठइ ? हंता ! चिट्ठइ ।

૭૦–હે ભગવન્! ભાવિતાત્મા અણગાર કેવલીસમુદ્‌ઘાત દ્વારા આત્મપ્રદેશોને શરીરમાંથી બહાર કાઢી શું સમસ્ત લોકને સ્પર્શ કરી રહે છે? હા રહે છે

७१- से नूणं भंते ! केवलकप्पे लोए तेहिं निज्जरापोग्गलेहिं फुडे ? हता ! फुडे ।

૭૧–હે ભગવન્ત! તેમના નિર્જરાના પુદ્‌ગલો સમસ્ત લોકને સ્પર્શે છે? હા! સ્પર્શે છે

७२- छउमत्थे णं भंते ! मणुस्से तेसि णिज्जरापोग्गलाणं किंचि वण्णेणं वण्णं, गंधेणं गंधं, रसेणं रसं, फासेणं फासं जाणइ पासइ ? गोयमा ! णो इणट्ठे समट्ठे ।।

૭૨–હે પૂજ્ય! છદ્મસ્થ મનુષ્ય તે નિર્જરાના પુદ્‌ગલોને કઈ વર્ણથી વર્ણને, ગધથી ગંધને રસથી રસને, સ્પર્શથી સ્પર્શને જાણે છે? કે જુએ છે? હે ગૌતમ! આ અર્થ સમર્થ નથી

७३- से केणट्ठेणं भंते ! एवं वुच्चइ–छउमत्थे णं मणुस्से तेसि णिज्जरापोग्गलाणं णो किंचि वण्णेणं वण्णं जाव जाणइ पासइ ?

૭૩–હે પૂજ્ય! આ વાત શા કારણથી કહો છો? કે છદ્મસ્થ મનુષ્ય નિર્જરાના પુદ્‌ગલોને વર્ણથી વર્ણ યાવત્ જાણી શકતા નથી કે દેખી શકતા નથી?

७४- गोयमा ! अयं णं जंबुद्दीवे दीवे सव्वदीवसमुद्दाणं सव्वब्भंतराए सव्वखुड्डाए वट्टे तेल्लापूय–संठाण–संठिए वट्टे रहचक्कवाल–संठाण-संठिए वट्टे पुक्खर-कण्णिया–संठाणसंठिए वट्टे पडिपुण्ण-चंद-सठाण

૭૪– હે ગૌતમ! આ જમ્બૂદ્વીપ સમસ્ત દ્વીપ અને સમુદ્રોની વચ્ચે છે સર્વથી નાનો છે ગોળાકારે છે પુડલાના આકાર જેવો ગોળ છે, રથના પૈડાં જેવો ગોળ છે, કમળની કર્ણિકા જેવો ગોળ છે, પૂર્ણ ચન્દ્રમા જેવો ગોળ છે

संठिए एक्कं जोयणसयसहस्सं आयाम-विक्खंभेणं तिण्णि जोयणसयसहस्साइं सोलस सहस्साइं दोण्णि य सत्तावीसे जोयणसए तिण्णि य कोसे अट्ठावीसं च धणुसयं तेरस य अंगुलाइं अद्धंगुलियं च किंचि विसेसाहिए परिक्खेवेणं पण्णत्ते ।

તે એક લાખ યોજનની લબાઇ, પહોળાઇવાળો છે ૩ લાખ, ૧૬ હજાર, ૨૨૭ યોજન ૩ કોશ ૧૨૮ ધનુષ અને ૧૩ાા આંગુલથી થોડીક વધારે તેટલી તેની પરિધિ છે

७५- देवे णं महड्ढिए महज्जुइए महब्बले महाजसे महासोक्खे महाणुभावे सविलेवणं गंधसमुग्गयं गिण्हइ, गिण्हित्ता तं अवदालेइ, अवदालित्ता जाव इणामेवत्ति कट्टु केवल-कप्पं जंबुद्दीवं दीवं तिहि अच्छराणिवाएहि तिसत्तखुत्तो अणुपरियट्टित्ता णं हव्वमागच्छेज्जा ।

૭૫ – મહા ઋદ્ધિધારી, મહા તેજસ્વી, મહા બલિષ્ઠ, મહાયશસ્વી, મહાસૌખ્યવાળા, અત્યંત પ્રભાવશાળી એવા કોઈ દેવ એક ગંધની પેટીને ગ્રહણ કરે ગ્રહણ કરીને ત્યાં જ ઉઘાડે, ઉઘાડીને સમસ્ત જબૂદ્વીપની ત્રણ ચપટી વગાડવા જેટલા કાળમાં ૨૧ વાર પ્રદક્ષિણા કરે અને પાછા જલદી આવી જાય.

७६- से णूणं गोयमा ! से केवलकप्पे जंबुद्दीवे दीवे तेहिं घाणपोग्गलेहि फुडे ? हंता ! फुडे ।

૭૬ – ભગવાન પૂછે છે, કે હે ગૌતમ! સમસ્ત જબૂદ્વીપ શુ તે સુગંધિત પુદ્ગલોથી સ્પૃષ્ટ થાય છે? હે પૂજ્ય! હા થાય છે.

७७- छउमत्थे णं गोयमा ! मणुस्से तेसिं घाणपोग्गलाणं किंचि वण्णेणं वण्णं जाव जाणइ पासइ ? भगवं णो इणट्ठे समट्ठे ।

૭૭ – હે ગૌતમ! છદ્મસ્થ મનુષ્ય તે સુગંધિત પુદ્ગલોનો વર્ણથી વર્ણ યાવત્ જાણી શકે છે? જોઈ શકે છે? હે ભગવન્ત! તે અર્થ સમર્થ નથી.

७८- से तेणट्ठेणं गोयमा ! एवं वुच्चइ-छउमत्थे णं मणुस्से तेसिं निज्जरापोग्गलाणं णो किंचि वण्णेणं वण्णं जाव जाणइ पासइ ।

૭૮ - તેવી જ રીતે હે ગૌતમ! કહ્યું છે કે - છદ્મસ્થ નિર્જરાના પુદ્ગલોને વર્ણથી વર્ણ જાણી શકતા નથી, જોઇ શકતા નથી.

७९- एए सुहुमा णं ते पोग्गला पण्णत्ता, समणाउसो ! सव्वलोयं पि य णं ते फुसित्ता णं चिट्ठंति ।

૭૯ – તે પુદ્ગલો સૂક્ષ્મ છે તેથી હે, આયુષ્મન્ શ્રમણ! સંપૂર્ણ લોકમાં વ્યાપ્ત તે પુદ્ગલો જાણી શકાતા નથી.

८०- कम्हा णं भंते ! केवली समोहणंति ? कम्हा णं केवली समुग्घायं गच्छंति ? गोयमा ! केवलीणं चत्तारि कम्मंसा अपलिक्खीणा भवंति, तंजहा-(१) वेयणिज्जं (२) आउयं (३) णामं (४) गोत्तं। बहुए से वेयणिज्जे कम्मे भवइ, सव्वत्थोवे से आउए कम्मे भवइ। विसमं समं करेइ बंधणेहिं ठिईहि य, विसमसमकरणयाए बंधणेहिं ठिईहि य। एवं खलु केवली समोहणंति, एवं खलु केवली समुग्घायं गच्छंति।

૮૦ – હે ભગવન્ત! કેવલી કયા કારણથી સમુદ્ઘાત કરે છે? શા માટે સમુદ્ઘાતને પ્રાપ્ત થાય છે? હે ગૌતમ! કેવલીઓનાં ચાર કર્મ બાકી રહે છે તે આ પ્રમાણે–વેદનીય, આયુ, નામ અને ગોત્ર વેદનીય કર્મની સ્થિતિ સૌથી વધારે હોય અને આયુકર્મ સર્વથી થોડું હોય તો આ વિષમતાને સમાન કરવા માટે પ્રદેશબંધ અનુભાગ બંધથી સમાન કરે છે. પ્રદેશ અને અનુભાગબંધથી વિષમને સમાન કરવા માટે સમુદ્ઘાત કરે છે. આ કારણથી કેવલી સમુદ્ઘાતને પ્રાપ્ત થાય છે

८१- सव्वे वि णं भंते ! केवली समुग्घायं गच्छंति ? णो इणट्ठे समट्ठे।
अकित्ताणं समुग्घायं, अणंता केवली जिणा।
जरामरणविप्पमुक्का, सिद्धिं वरगइं गया।

૮૧ – હે પૂજ્ય! શું બધા કેવલી સમુદ્ઘાત કરે છે? આ અર્થ સમર્થ નથી. સમુદ્ઘાત કર્યા વિના અનંત કેવલી જિન જન્મ, જરા, મરણથી રહિત થઈને શ્રેષ્ઠ સિદ્ધ ગતિને પ્રાપ્ત થયા છે.

८२- कइसमए णं भंते ! आउज्जीकरणे पण्णत्ते ? गोयमा ! असंखेज्जसमइए अंतोमुहुत्तिए पण्णत्ते ॥

૮૨ – હે ભગવન્ત! આવર્જીકરણ (તૈયારી) કેટલાં સમયમાં થાય છે? અસંખ્યાત સમયના અન્તર્મુહૂર્તમાં આવર્જીકરણ કરે છે

८३- केवलिसमुग्घाए णं भंते ! कइसमइए पण्णत्ते ? गोयमा ! अट्ठसमइए पण्णत्ते; तं जहा-पढमे समए दंडं करेइ, बिईए समए कवाडं करेइ, तइए समए मंथं करेइ, चउत्थे समए लोयं पूरेइ, पंचमे समए लोयं पडिसाहरइ, छट्ठे समये मंथं पडिसाहरइ, सत्तमे समए कवाडं पडिसाहरइ, अट्ठमे समए दंडं पडिसाहरइ, पच्छा सरीरत्थे भवइ ॥

૮૩ – હે ભગવન્ત! કેવલી સમુદ્ઘાતના કેટલાં સમયો કહ્યા છે? હે ગૌતમ! આઠ સમય છે તે આ પ્રમાણે: પ્રથમ સમયમાં દંડ કરે છે, બીજા સમયમાં કપાટ કરે છે ત્રીજા સમયમા મન્થાન કરે છે ચોથા સમયમાં લોકપૂરણ કરે છે, પાંચમા સમયમાં અંતરાલમા રહેલા આત્મપ્રદેશોનો ઉપસંહાર કરે છે, છઠ્ઠા સમયમાં મન્થાન રૂપે સ્થિત આત્મપ્રદેશોને સંકોચે છે સાતમા સમયમાં કપાટાકારને સંકોચે છે, આઠમા સમયમાં દંડાકારને સંકુચિત કરે છે ત્યારપછી શરીરસ્થ થઈ જાય છે.

८४- से णं भंते ! तहा समुग्घायं गए किं मणजोगं जुंजइ ?, वयजोगं जुंजइ ?, कायजोगं जुंजइ ? । गोयमा ! णो मणजोगं जुंजइ, णो वयजोगं जुंजइ, कायजोग जुंजइ ।

૮૪– હે પૂજ્ય ! સમુદ્ઘાતમાં સ્થિત આત્મા શુ મનોયોગને જોડે છે? વચન યોગને પ્રયુક્ત કરે છે? કાયયોગને પ્રયુક્ત કરે છે? હે ગૌતમ! મનોયોગને જોડતા નથી, વચન યોગને જોડતા નથી, કાયયોગ જોડે છે.

८५- कायजोगं जुंजमाणे किं ओरालियसरीरकायजोगं जुंजइ ?, ओरालियमिस्ससरीरकायजोगं जुंजइ ?, वेउव्वियसरीरकायजोगं जुंजइ ?, वेउव्वियमिस्ससरीरकायजोगं जुंजइ ?, आहारगसरीरकायजोगं जुंजइ ?, आहारगमिस्ससरीरकायजोगं जुंजइ ?, कम्मसरीरकायजोगं जुंजइ ? । गोयमा ! ओरालियसरीरकायजोग जुंजइ, ओरालियमिस्ससरीरकायजोगं पि जुंजइ, णो वेउव्वियसरीरकायजोगं जुंजइ, णो वेउव्वियमिस्ससरीरकायजोगं जुंजइ, णो आहारगसरीरकायजोग जुंजइ, णो आहारगमिस्ससरीरकायजोग जुंजइ, कम्मसरीरकायजोगंपि जुंजइ । पढमट्ठमेसु समएसु ओरालियसरीरकायजोगं जुंजइ, बिइयछट्ठसत्तमेसु समएसु ओरालियमिस्ससरीरकायजोगं जुंजइ, तइयचउत्थपंचमेहिं कम्मसरीरकायजोगं जुंजइ ।

૮૫– હે પ્રભુ! કાયયોગને જોડે છે તો શુ ઔદારિક કાયયોગને જોડે છે? ઔદારિક મિશ્ર કાયયોગને જોડે છે? વૈક્રિય શરીર કાયયોગને જોડે છે? વૈક્રિય મિશ્ર કાયયોગને જોડે છે? આહારક શરીર કાયયોગને જોડે છે? આહારકમિશ્ર કાયયોગને જોડે છે? કાર્મણ કાયયોગને જોડે છે? હે ગૌતમ! ઔદારિક શરીર કાયયોગને જોડે છે, ઔદારિક મિશ્ર કાયયોગને જોડે છે, વૈક્રિય શરીર કાયયોગને જોડતા નથી, વૈક્રિયમિશ્ર કાયયોગને જોડતા નથી, આહારક કાયયોગને જોડતા નથી, આહારકમિશ્ર કાયયોગને જોડતા નથી, કાર્મણ કાયયોગને જોડે છે. પ્રથમ અને આઠમા સમયમા ઔદારિક શરીર કાયયોગ હોય છે બીજા, છઠ્ઠા, સાતમાં સમયમાં ઔદારિકમિશ્ર શરીર કાયયોગ હોય છે, ત્રીજા, ચોથા, પાચમાં સમયમાં કાર્મણ શરીર કાયયોગ હોય છે.

८६- से णं भंते ! तहा समुग्घायगए सिज्झइ बुज्झइ मुच्चइ परिणिव्वाइ सव्वदुक्खाणं अंतं करेइ ? णो इणट्ठे समट्ठे ! से णं तओ पडिणियत्तइ, पडिणियत्तित्ता इहमागच्छइ, तओ पच्छा मणजोगंपि जुंजइ, वयजोगंपि जुंजइ, कायजोगंपि जुंजइ ।

૮૬– હે પૂજ્ય! સમુદ્ઘાત અવસ્થામાં કેવલી સિદ્ધ, બુદ્ધ, મુક્ત તેમજ પરિનિર્વૃત્ત થઈને શુ સમસ્ત દુ ખોનો અ ત કરે છે? આ અર્થ સમર્થ નથી પરતુ સમુદ્ઘાત કર્યા પછી ત્યાંથી નિવૃત્ત થઈ પોતાના શરીરમા આવે છે પછી મનોયોગ પણ પ્રવર્તાવે છે, વચનયોગ પ્રવર્તાવે છે, કાયયોગ પણ પ્રવર્તાવે છે

## સમુદ્દ્ઘાત પછી

८७- मणजोगं जुंजमाणे किं सच्चमणजोगं जुंजइ ? मोसमणजोगं जुंजइ ? सच्चामोसमणजोगं जुंजइ ?, असच्चामोसमणजोगं जुंजइ ? गोयमा ! सच्चमणजोगं जुंजइ, णो मोसमणजोगं जुंजइ, णो सच्चामोसमणजोगं जुंजइ असच्चामोसमणजोगं पि जुंजइ ।

૮૭ – હે ભગવત! મનોયોગ પ્રવર્તાવે છે તો શુ સત્યમનોયોગ પ્રયુકત કરે છે ? અસત્યમનોયોગ પ્રયુકત કરે છે? મિશ્રમનોયોગ પ્રયુકત કરે છે? કે અસત્યમૃષામનોયોગ પ્રયુકત કરે છે? હે ગૌતમ! સત્ય મનોયોગ પ્રયુકત કરે છે, અસત્ય મનોયોગ પ્રયુકત કરતા નથી, મિશ્ર મનોયોગ પ્રયુકત કરતા નથી, અસત્યામૃષામનોયોગ (વ્યવહાર મનોયોગ) પ્રયુકત કરે છે

८८- वयजोगं जुंजमाणे किं सच्चवइजोगं जुंजइ ? मोसवइजोगं जुंजइ ? सच्चामोसवइजोगं जुंजइ ? असच्चामोसवइजोगं जुंजइ ? सच्चवइजोगं जुंजइ, णो मोसवइजोग जुंजइ, णो सच्चामोसवइजोगं जुंजइ, असच्चामोसवइजोगं पि जुंजइ ।।

૮૮ – હે ભગવન્! વચનયોગ પ્રવર્તાવે છે તો શું સત્યવચન યોગ પ્રવર્તાવે છે? અસત્યવચન યોગ પ્રવર્તાવે છે, મિશ્રવચનયોગ પ્રવર્તાવે છે કે અસત્યામૃષા વચનયોગને પ્રવર્તાવે છે? હે ગૌતમ! સત્યવચનયોગને પ્રવર્તાવે છે, અસત્યવચન યોગને પ્રવર્તાવતા નથી, મિશ્રવચન યોગને પ્રવર્તાવતા નથી, અસત્યામૃષાવચન યોગને પ્રવર્તાવે છે

८९- कायजोगं जुंजमाणे आगच्छेज्ज वा चिट्ठेज्ज वा णिसीएज्ज वा तुयट्टेज्ज वा उल्लंघेज्जा वा पल्लंघेज्ज वा उक्खेवणं वा पक्खेवणं वा तिरियक्खेवणं वा करेज्जा, पाडिहारियं वा पीढफलगसेज्जासंथारगं पच्चप्पिणेज्जा ।।

૮૯– કાય યોગ પ્રવર્તાવતા તે આવે છે, જાય છે, બેસે છે, સુવે છે, ઉલ્લઘન કરે છે, વિશેષ ઉલ્લઘન કરે છે, ઉત્ક્ષેપણ કરે છે, પ્રક્ષેપણ કરે છે, તિર્છું ગમન કરે છે પછી પ્રતિહારી પીઠ, ફલક, શય્યા, સથારાને પાછા આપે છે.

९०- से णं भंते ! तहा सजोगी सिज्झइ जाव अंतं करेइ ? णो इणट्ठे समट्ठे ।

૯૦– હે પૂજ્ય! તેવા કેવલી સયોગી અવસ્થામાં રહેતા સિદ્ધ યાવત્ દુ:ખોનો અંત કરે છે? આ અર્થ સમર્થ નથી.

## યોગનિરોધનો ક્રમ –

९१- से णं पुव्वामेव सण्णिस्स पंचिंदियस्स पज्जत्तगस्स जहण्णजोगस्स हेट्ठा असंखेज्जगुणपरिहीणं पढमं मणजोगं निरुभइ, तयाणंतरं च णं बिंदियस्स पज्जत्तगस्स जहण्णजोगस्स हेट्ठा असंखेज्जगुणपरि-

૯૧– તે સયોગી કેવલી પહેલા સંજ્ઞી પચેન્દ્રિય પર્યાપ્તકના જઘન્ય મનોયોગથી પણ અસખ્યાત ગુણહીન પ્રથમ મનોયોગનો નિરોધ કરે છે ત્યાર પછી પર્યાપ્ત બેઇન્દ્રિય જીવના જઘન્ય વચન યોગની નીચેના અસંખ્યાત ગુણહીન

हीणं बिइयं वयजोगं निरुंभइ, तयाणंतरं च णं सुहुमस्स पणगजीवस्स अप्पज्जत्तगस्स जहण्णजोगस्स हेट्ठा असंखेज्जगुणपरिहीणं तइयं कायजोगं णिरुंभइ ।

બીજા વચનયોગને। નિરોધ કરે છે. ત્યાર પછી સૂક્ષ્મ અપર્યાપ્ત પનક જીવના જઘન્યથી નીચેના અસંખ્યાત ગુણુહીન ત્રીજા કાયયોગને। નિરોધ કરે છે

**સિદ્ધિની પ્રાપ્તિ –**

९२- से णं एएणं उवाएणं पढमं मणजोगं निरुंभइ, निरुंभित्ता वयजोगं निरुंभइ, निरुंभित्ता कायजोगं निरुंभइ, निरुंभित्ता जोगणिरोहं करेइ, करित्ता अजोगत्तं पाउणइ, पाउणित्ता ईसिहस्सपंचक्खरुच्चारणद्धाए असंखेज्जसमइयं अंतोमुहुत्तियं सेलेसिं पडिवज्जइ, पुव्वरइयगुणसेढीयं च णं कम्मं तीसे सेलेसिमद्धाए असंखेज्जाहिं गुणसेढीहिं अणंते कम्मंसे खवयंते वेयणिज्जाउयणामगोए इच्चेते चत्तारि कम्मंसे जुगवं खवेइ, खवित्ता ओरालियतेयकम्माइं सव्वाहिं विप्पजहणाहिं विप्पजहइ, विप्पजहित्ता उज्जुसेढीपडिवण्णे अफुसमाणगई उड्ढं एक्कसमएणं अविग्गहेण गंता सागारोवउत्ते सिज्झइ ॥

૯૨– આ પ્રકારના ઉપાયથી તે પ્રથમ મનોયોગને। નિરોધ કરે છે તેને। નિરોધ થઇ ગયા પછી વચન યોગને। નિરોધ કરે છે, વચન યોગને। નિરોધ થયા પછી કાયયોગને। નિરોધ કરે છે સમસ્ત યોગોને। નિરોધ કર્યા પછી અયોગી અવસ્થાને પ્રાપ્ત થયા પછી પાંચ હ્રસ્વ અક્ષરોના ઉચ્ચારણુ કાલ પ્રમાણુ અસંખ્યાત સમયના અન્તર્મુહૂર્તમાં શૈલેશી અવસ્થાને પ્રાપ્ત થાય છે શૈલેશી અવસ્થાની પહેલા જે કર્મોની ગુણુશ્રેણી રચી હતી તેને શૈલેશી કાળમા નષ્ટ કરતાં અસખ્યાત ગુણુશ્રેણુિ દ્વારા અનંત કર્મના અશોને। ક્ષય કરે છે. વેદનીય, આયુ, નામ, ગોત્ર એ ચાર કર્મા શોને। એક સાથે ક્ષય કરે છે. ક્ષય કર્યા પછી ઔદારિક, તૈજસ, કાર્મણુ એ શરીરને। સર્વથા ત્યાગ કરી દે છે ત્યાગ કરીને ઋજુશ્રેણિને પ્રાપ્ત કરી અંતરાલ પ્રદેશોને સ્પર્શ કર્યા વિના એક સમયમાં વિગ્રહ રહિત ગતિથી સાકારોપયોગમા સિદ્ધ ગતિમાં બીરાજમાન થાય છે.

९३- ते णं तत्थ सिद्धा हवंति, साइया अपज्जवसिया असरीरा जीवघणा दंसणनाणोवउत्ता निट्ठियट्ठा निरेयणा नीरया णिम्मला वितिमिरा विसुद्धा सासयमणागयद्धं कालं चिट्ठंति ॥

૯૩ – તે જીવો ત્યાં સિદ્ધ થાય છે તેઓ સાદિ અનત, અશરીરી, ઘનપ્રદેશી, દર્શનજ્ઞાનથી યુકત, કૃતકૃત્ય, નિશ્ચલ, બધ્યમાન કર્મોથી રહિત, નિર્મળ–પૂર્વબદ્ધકર્મોથી મુકત, અજ્ઞાનરૂપ અધકારથી રહિત, વિશુદ્ધ, ભવિષ્યમાં શાશ્વત સિદ્ધાવસ્થાથી યુકત રહે છે

९४- से केणट्ठेणं भंते ! एवं वुच्चइ–ते णं तत्थ सिद्धा भवंति सादीया अपज्जवसिया जाव चिट्ठंति ? गोयमा ! से जहा णामए बीयाणं अग्गिदड्ढाणं पुणरवि

૯૪ – હે ભગવન્ત! તેઓ સાદિ અપર્યવસિત છે એમ આપ શા કારણુથી કહો છો? હે ગૌતમ! જેમ અગ્નિથી બળેલ બીજથી ફરી અકુર ઉત્પન્ન થતો નથી તેવીજ રીતે સિદ્ધ ભગવાનને કર્મરૂપી

अंकुरुप्पत्ती ण भवइ, एवामेव सिद्धाणं कम्मबीए दड्ढे पुणरवि जम्मुप्पत्ती न भवइ, से तेणट्ठेणं गोयमा ! एवं वुच्चइ– ते णं तत्थ सिद्धा भवंति सादीया अपज्जवसिया जाव चिट्ठंति ।

બીજ બળી જવાથી ફરીને જન્મની ઉત્પત્તિ થતી નથી તેથી હે ગૌતમ! હુ એમ કહુ છુ કે તે સિદ્ધો સાદિ અપર્યવસિત હોય છે

९५- जीवा णं भंते ! सिज्झमाणा कयरंमि संघयणे सिज्झंति ? गोयमा ! वइरोसभणारायसंघयणे सिज्झंति ।

૯૫ – હે ભગવન્ત! જીવ સિદ્ધ થતાં કયા સંહનનથી સિદ્ધ થાય છે? હે ગૌતમ! વજ્રઋષભનારાચ સહનનથી તેઓ સિદ્ધ થાય છે,

९६- जीवा णं भंते ! सिज्झमाणा कयरंमि संठाणे सिज्झंति ? गोयमा ! छण्हं संठाणाणं अण्णयरे संठाणे सिज्झंति ।

૯૬ – હે પૂજ્ય! સિદ્ધ થતાં જીવો કયા સંસ્થાનથી સિદ્ધ થાય છે? હે ગૌતમ! છ સસ્થાનોમાંથી કોઇ પણ એક સંસ્થાનથી સિદ્ધ થાય છે

९७- जीवा णं भंते ! सिज्झमाणा कयरम्मि उच्चत्ते सिज्झंति ? गोयमा ! जहण्णेणं सत्तरयणीए, उक्कोसेणं पंचधणुसइए सिज्झंति ।

૯૭ – હે પૂજ્ય! સિદ્ધ થતાં જીવો કેટલી અવગાહનાથી સિદ્ધ થાય છે? હે ગૌતમ! ઓછામાં ઓછી સાત હાથની અવગાહનાથી અને ઉત્કૃષ્ટ ૫૦૦ ધનુષ્યની અવગાહનાથી સિદ્ધ થાય છે, [ જઘન્ય અવગાહનાની વાત તીર્થંકરની અપેક્ષાએ છે સામાન્ય રીતે જઘન્ય ૨ હાથની અવગાહનાવાળા સિદ્ધ થાય છે ]

९८- जीवा णं भंते ! सिज्झमाणा कयरम्मि आउए सिज्झंति ? गोयमा ! जहण्णेणं साइरेगट्ठवासाउए, उक्कोसेणं पुव्वकोडियाउए सिज्झंति ।।

૯૮– હે પૂજ્ય! સિદ્ધ થતાં જીવો કેટલા આયુષ્યમાં સિદ્ધ થાય છે? હે ગૌતમ! જઘન્ય આઠ વર્ષથી વધારે અને ઉત્કૃષ્ટ પૂર્વક્રોડની આયુષ્યવાળા જીવ સિદ્ધ થાય છે

**સિદ્ધોનું સ્થાનઃ ઈષિત પ્રાગ્ભાર પૃથ્વીઃ**

९९- अत्थि णं भंते ! इमीसे रयणप्पभाए पुढवीए अहे सिद्धा परिवसंति ? णो इणट्ठे समट्ठे ! एवं जाव अहे सत्तमाए ।

૯૯– હે પૂજ્ય! શું સિદ્ધ ભગવતો રત્નપ્રભા પૃથ્વીની નીચે રહે છે? હે ગૌતમ! આ અર્થ સમર્થ નથી આ પ્રકારે શર્કરાપ્રભાથી લઇને સાતમી નરક સુધી સમજવું.

१००- अत्थि णं भंते ! सोहम्मस्स कप्पस्स अहे सिद्धा परिवसंति ? णो इणट्ठे समट्ठे ! एवं सव्वेसिं पुच्छा, ईसाणस्स सणंकुमारस्स जाव अच्चुयस्स गेवेज्जविमाणाण अणुत्तरविमाणाणं ।

૧૦૦– હે પૂજ્ય! શુ સિદ્ધ ભગવાન સૌધર્મકલ્પની નીચે રહે છે? હે ગૌતમ! આ અર્થ સમર્થ નથી આ જ રીતે ઇશાન, સનત્કુમારથી લઇને અચ્યુત દેવલોક, ગ્રૈવેયક, અનુત્તરવિમાન સુધીના પ્રશ્ન અને જવાબ સમજવા

१०१- अत्थि णं भंते ! ईसीपब्भाराए पुढवीए अहे सिद्धा परिवसंति?, णो इणट्ठे समट्ठे ।।

૧૦૧– હે પૂજ્ય ! શું સિદ્ધ ભગવન્ ઈષત્પ્રાગભાર પૃથ્વીની નીચે રહે છે? હે ગૌતમ! આ અર્થ સમર્થ નથી.

१०२- से कहिं खाइ णं भंते ! सिद्धा परिवसंति ?। गोयमा ! इमीसे रयणप्पहाए पुढवीए बहुसमरमणिज्जाओ भूमिभागाओ उड्ढं चंदिमसूरियग्गहगणणक्खत्तताराभवणाओ बहूइं जोयणाइं, बहूइं जोयणसयाइं, बहूइं जोयणसहस्साइं, बहूइं जोयणसयसहस्साइं, बहूओ जोयणकोडीओ, बहूओ जोयणकोडाकोडीओ उड्ढतरं उप्पइत्ता सोहम्मी–साण–सणंकुमार–माहिंद–बंभ–लंतग–महासुक्क–सहस्सार–आणय–पाणय-आरण-अच्चुए तिण्णि य अट्ठारे गेविज्जविमाणावाससए वीईवइत्ता विजय–वेजयंत-जयंत-अपराजिय–सव्वट्ठसिद्धस्स य महाविमाणस्स सव्वउवरिल्लाओ थूभियग्गाओ दुवालसजोयणाइं अबाहाए एत्थ णं ईसीपब्भारा णाम पुढवी पण्णत्ता, पणयालीसं जोयणसयसहस्साइं आयामविक्खंभेणं, एगा जोयणकोडी बायालीसं च सयसहस्साइं तीसं च सहस्साइं दोण्णि य अउणापण्णे जोयणसए किंचिविसेसाहिए परिरएणं ।।

૧૦૨–હે પૂજ્ય! સિદ્ધો ક્યાં રહે છે? હે ગૌતમ! આ રત્નપ્રભા પૃથ્વીના ઘણા સુંદર રમણીય ભૂમિભાગથી ઉપર ચંદ્રમા, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર તેમજ તારાઓનાં ભવનોથી ઘણા યોજન, ઘણાં સેકડો યોજન, ઘણા હજાર યોજન, ઘણાં લાખો યોજન, ઘણાં કરોડો યોજન તેમજ અનેક કોટાકોટી યોજન ઉપર જતા સૌધર્મ, ઈશાન, સનત્કુમાર, માહેન્દ્ર, બ્રહ્મ, લાંતક, મહાશુક્ર, સહસ્રાર, આનત, પ્રાણત, આરણ, અચ્યુત, ત્રણ ત્રિકના ૩૧૮ ગ્રૈવેયક (પ્રથમ ત્રિકમા, ૧૧૧, બીજીમાં ૧૦૭ અને ત્રીજીમાં ૧૦૦=૩૧૮) વિમાનોને પાર કર્યા પછી વિજય, વૈજયન્ત, જયંત અપરાજિત અને સર્વાર્થસિદ્ધ મહાવિમાનના શિખરના અગ્રભાગથી ૧૨ યોજન ઉપર જતા ઈષત્પ્રાગ્ભારા પૃથ્વી છે તે ૪૫ યોજનની લાંબી પહોળી, ૧ કરોડ ૪૨ લાખ ૩૦ હજાર ૨૪૯ યોજનથી કંઈક વધારે પરિધિવાળી છે.

१०३- ईसीपब्भाराए णं पुढवीए बहुमज्झदेसभाए अट्ठजोयणिए खेत्ते अट्ठ जोयणाइं बाहल्लेणं, तयाणंतरं च णं मायाए२ परिहायमाणी२ सव्वेसु चरिमपेरंतेसु मच्छियपत्ताओ तणुयतरा अंगुलस्स असंखेज्जइभागं बाहल्लेणं पण्णत्ता ।।

૧૦૩–આ ઈષત્પ્રાગ્ભાર પૃથ્વી વચ્ચોવચ્ચ આઠ યોજન જાડી છે તે મધ્ય ભાગથી ક્રમશઃ ધીમે ધીમે ઓછી થતાં સર્વ ચરમ પ્રદેશોમાં માખીની પાંખથી પણ વધારે પાતળી છે તે આંગુલના અસંખ્યાતમાં ભાગ જેટલી પાતળી છે

१०४- ईसीपब्भाराए णं पुढवीए दुवालस णामधेज्जा पण्णत्ता, तं जहा–ईसीइ वा ईसीपब्भाराइ वा तणूइ वा तणुतणूइवा सिद्धीइ वा सिद्धालएइ वा मुत्तीइ वा मुत्तालएइ वा लोयग्गेइ वा लोयग्गथूभिगाइ वा लोयग्गपडिबुज्झणाइ वा सव्व-पाण-भूय-जीव-सत्त-सुहावहाइ वा ।।

૧૦૪ – આ ઈષત્પ્રાગભાર પૃથ્વીના ૧૨ નામો છે તે આ પ્રમાણે–ઈષત્, ઇષત્પ્રાગભારા, તનુ, તનુતનુ, સિદ્ધિ, સિદ્ધાલય, મુકિત, મુકતાલય, લોકાગ્ર, લોકાગ્રસ્તુપિકા, લોકાગ્રપ્રતિબોધના, સર્વ પ્રાણ-ભૂત-જીવ સત્વસુખાવહા.

१०५- ईसीपब्भारा णं पुढवी सेया संखतल–विमलसोल्लिय–मुणाल–दगरय–तुसार–गोक्खीर–हार–वण्णा उत्ताणय–छत्त–संठाण– संठिया सव्वज्जुणसुवण्णयमई अच्छा सण्हा लण्हा घट्ठा मट्ठा णीरया णिम्मला णिप्पंका णिक्कंकडच्छाया समरीचिया सुप्पभा पासादीया दरिसणिज्जा अभिरूवा पडिरूवा ।।

૧૦૫ – ઈષત્પ્રાગ્ભારા પૃથ્વી શંખના તળિયા જેવી ઉજ્જવલ, નિર્મળ શ્વેત પુષ્પસમાન, કમળની મૃણાલ જેવી, પાણીના બિંદુ જેવી, બરફ જેવી, ગાયના દૂધ જેવી, હાર જેવી શ્વેત છે શીર પર ઓઢેલા છત્ર સમાન તેનો આકાર છે સંપૂર્ણ શ્વેત સુવર્ણ સમાન છે, સ્વચ્છ છે, ચીકણી (સૂક્ષ્મ), ઘૂંટેલ વસ્ત્રની જેવી ચીકણી, સાણ પર ઘસાયેલા પથ્થર જેવી, કોમળ શાણથી ઘસેલા પત્થર જેવી ચીકણી, નિર્મળ, કાદવથી રહિત, આવરણ રહિત, કિરણો જેમાંથી નીકળે છે શોભાસંપન્ન છે તે પ્રાસાદિક, દર્શનીય છે તેને જોતા ધરાય જ નહિ–વારંવાર જોતાં નવું નવુ જોવા મળે તેવી છે

## સિદ્ધના સ્વરૂપનું વર્ણન

१०६- ईसीपब्भराए णं पुढवीए सेयाए जोयणंमि लोगंते । तस्स जोयणस्स जे से उवरिल्ले गाउए, तस्स णं गाउयस्स जे से उवरिल्ले छब्भागे, तत्थ णं सिद्धा भगवंतो सादिया अपज्जवसिया अणेगजाइ-जरा-मरण-जोणि-वेयणं संसार-कलंकलीभाव–पुणब्भव–गब्भवास–वसही–पवंचं अइक्कंता सासयमणागयद्धं चिट्ठंति ।

૧૦૬– શ્વેત ઇષત્પ્રાગ્ભારા પૃથ્વી ઉપર ૧ યોજનમાં લોકનો અંત છે તે યોજન પ્રમાણ લોકનો છેલ્લા ગાઉના ૬ ઠ્ઠા ભાગમાં સિદ્ધ ભગવંતો આદિ અનંતકાળ સુધી સ્થિત રહે છે.

અનેક જન્મ, જરા, મરણની વેદનાથી તથા અસમંજસપૂર્ણ જે વારવાર જન્મ લેવો, ગર્ભમાં વાસ કરવો આદિ દુઃખોથી યુકત સંસારના પ્રપંચથી રહિત થઇ સદા શાશ્વત બિરાજે છે

| | |
|---|---|
| १०७- कहिं पडिहया सिद्धा?, कहिं सिद्धा पडिट्ठिया ? कहिं बोंदि चइत्ता णं, कत्थ गंतूण सिज्झइ ? ।। | ૧૦૭– હે પૂજ્ય ! સિદ્ધ ભગવંતો કયા સ્થાને અટકયા છે? કયાં પ્રતિષ્ઠિત થયા છે? આ શરીરને છોડીને કયા જઈને સિદ્ધ થાય છે? |
| १०८- आलोगे पडिहया सिद्धा, लोयग्गे य पडिट्ठिया । इह बोंदि चइत्ता णं, तत्थ गंतूण सिज्झइ ।। | ૧૦૮ – સિદ્ધ ભગવાન લોકના અગ્રભાગમાં રહે છે લોકના અગ્રભાગમાં તેમની સ્થિતિ છે. આ મનુષ્યલોકમાં શરીરનો ત્યાગ કરીને ત્યાં જઈને સિદ્ધ થાય છે |
| १०९- जं संठाणं भवं, चयंतस्स चरिमसमयंमि । आसीय पएसघणं, त संठाणं तहि तस्स ।। | ૧૦૯ – શરીરનો ત્યાગ કરતા સમયે ચરમ સમયમાં અહિ જે સસ્થાન હોય છે તે સિદ્ધનું સસ્થાન છે. ત્યાં પ્રદેશઘન રૂપે થાય છે. |
| ११०- दीहं वा हस्सं वा, जं चरिमभवे हवेज्ज संठाणं । तत्तो तिभागहीण, सिद्धाणोगाहणा भणिया ।। | ૧૧૦– સસ્થાન દીર્ઘ હોય કે ટૂકુ હોય અંતિમ સમયમાં જેવું સસ્થાન હોય તેમાંથી ત્રીજો ભાગ ન્યૂન અવગાહના સિદ્ધોની હોય છે. |
| १११- तिण्णि सया तेत्तीसा, धणुत्तिभागो य होइ बोद्धव्वो । एसा खलु सिद्धाणं, उक्कोसोगाहणा भणिया ।। | ૧૧૧– ૩૩૩ ધનુષ્ય તથા એક ધનુષનો ત્રીજો ભાગ અર્થાત્ ૩૨ આંગુલ આ સિદ્ધોની ઉત્કૃષ્ટ અવગાહના છે |
| ११२- चत्तारि य रयणीओ, रयणितिभागूणिया य बोद्धव्वा । एसा खलु सिद्धाणं, मज्झिमओगाहणा भणिया ।। | ૧૧૨– ચાર હાથ અને ૧ હાથનો ત્રીજો ભાગ અર્થાત્ ૧૬ આંગુલ એ સિદ્ધોની મધ્યમ અવગાહના જાણુવી જોઇએ |
| ११३- एक्का च होइ रयणी, साहीया अंगुलाइ अट्ठ भवे । एसा खलु सिद्धाणं, जहण्णओगाहणा भणिया ।। | ૧૧૩–૧ હાથથી થોડી વધારે (૮ આંગુલ) એ સિદ્ધોની જઘન્ય અવગાહના જાણુવી જોઈએ |
| ११४- ओगाहणाए सिद्धा, भवत्तिभागेण होंति परिहीणा । संठाणमणित्थत्थं, जरामरणविप्पमुक्काणं ।। | ૧૧૪– સિદ્ધ પોતાની અવગાહનાથી અંતિમ શરીરના ત્રીજા ભાગને ઓછો કરી જેનો આકાર કહી શકાય નહિ તેવા આકારમાં સ્થિત છે જે જરા, મરણુથી મુકત છે. |

| | |
|---|---|
| ११५- जत्थ य एगो सिद्धो, तत्थ अणंता भवक्खयविमुक्का ।<br>अण्णोण्णसमोगाढा, पुट्ठा सव्वे य लोगंते ।। | ૧૧૫– જે ક્ષેત્રમાં સિદ્ધો બીરાજે છે તે જ ક્ષેત્રમાં અનંત સિદ્ધો બિરાજે છે. તેમના ભવનો ક્ષય થઈ ગયો છે. તેઓ એકબીજામાં વ્યાપીને રહેલા છે. |
| ११६- फुसइ अणंते सिद्धे, सव्वपएसेहि णियमसा सिद्धो ।<br>ते वि असंखेज्जगुणा, देसपएसेहिं जे पुट्ठा ।। | ૧૧૬– એક સિદ્ધ નિયમથી આત્માના અસંખ્યાત પ્રદેશો દ્વારા અનંત સિદ્ધોનો સ્પર્શ કરે છે. તે બધા અસંખ્યાત પ્રદેશોથી સસ્થિત છે. દેશથી સ્પર્શાયેલા અસખ્યાત સિદ્ધો ગુણા છે. |
| ११७- असरीरा जीवघणा, उवउत्ता दंसणे य णाणे य ।<br>सागारमणागारं, लक्खणमेयं तु सिद्धाणं ।। | ૧૧૭- તે અશરીરી, ઘનરૂપ, કેવળજ્ઞાન કેવળદર્શનથી યુકત, સાકાર ઉપયોગથી યુકત તથા નિરાકારોપયોગથી ઉપયુકત છે આ સિદ્ધોના લક્ષણો છે. |
| ११८- केवलणाणुवउत्ता, जाणंति सव्वभावगुणभावे ।<br>पासंति सव्वओ खलु, केवलदिट्ठीहिं णंताहिं ।। | ૧૧૮ – કેવળજ્ઞાનોપયોગથી યુકત ભગવાન સર્વ વસ્તુના અનંતગુણ અને અનત પર્યાયને જાણે છે અને અનત કેવળદષ્ટિથી સર્વ પ્રકારે જુએ છે |
| ११९- ण वि णत्थि माणुसाणं, तं सोक्ख ण वि य सव्वदेवाणं ।<br>जं सिद्धाणं सोक्खं, अव्वाबाहं उवगयाणं।। | ૧૧૯ – સિદ્ધોને જે બાધારહિત સુખ પ્રાપ્ત થયું છે તે સુખ મનુષ્યને કે સર્વ દેવોને હોતું નથી |
| १२०- जं देवाणं सोक्खं, सव्वद्धापिंडियं अणंतगुणं ।<br>ण य पावइ मुत्तिसुहं, णतेहिं वग्गवग्गेहिं ।। | ૧૨૦ – દેવોનુ સર્વકાળનુ જે સુખ છે તેને અનતગણું કરવામાં આવે તો પણ તે મુકિતના સુખની બરાબર ન થઈ શકે તે અનંત વર્ગોથી વર્ગિત કરવામા આવે પણ મુકિત સુખની બરાબર ન થઇ શકે. |
| १२१- सिद्धस्स सुहो रासी, सव्वद्धापिडिओ जइ हवेज्जा ।<br>सोऽणतवग्गभइओ, सव्वागासे ण माएज्जा ।। | ૧૨૧ – સિદ્ધ ભગવાનના સુખની જે રાશિ છે તેને સર્વ કાળના સમયોથી જો ગુણવામા આવે અને તે રાશિને અનતવર્ગથી ભાગવામાં આવે તો પણ સર્વ આકાશમાં સમાઇ શકે નહિ |
| १२२- जह णाम कोइ मिच्छो, नगरगुणे बहुविहे वियाणते ।<br>न चएइ परिकहेउ, उवमाए तहि असंतोए । | ૧૨૨ – જેમ કોઇ મ્લેચ્છ ઘણા પ્રકારના નગર ગુણોને જાણતો થકો પણ તેનું વર્ણન કરી કરી શકતો નથી કારણ કે ત્યા ઉપમાનો અભાવ છે. |

१२३- इय सिद्धाणं सोक्खं, अणोवमं णत्थि तस्स ओवम्मं ।
किंचि विसेसेणेत्तो, ओवम्ममिणं सुणह वोच्छं ॥

૧૨૩ – આ રીતે સિદ્ધોનું સુખ છે જે અનુપમ છે. તેની કોઇ ઉપમા નથી. કંઇક વિશેષતાથી સિદ્ધોના સુખની ઉપમા આપી સમજાવે છે.

१२४- जह सव्वकामगुणियं, पुरिसो भोत्तूण भोयणं कोई ।
तण्हाछुहाविमुक्को, अच्छेज्ज जहा अमियतित्तो ॥

૧૨૪– જેમ કોઇ પુરુષ સર્વ કામગુણોથી યુક્ત ભોજન ભોગવી તૃષા તથા ક્ષુધાથી રહિત થઇ અમૃતપાનની તૃપ્તિની સમાન સુખી થાય છે.

१२५- इय सव्वकालतित्ता, अउलं निव्वाणमुवगया सिद्धा ।
सासयमव्वाबाहं, चिट्ठंति सुही सुहं पत्ता ॥

૧૨૫ – તેમ સર્વકાલ તૃપ્ત થયેલા, નિર્વાણને પ્રાપ્ત થયેલા સિદ્ધો અતુલ, અવ્યાબાધ સુખને પ્રાપ્ત કરી મુકિતસ્થાનમાં સદા સુખી રહે છે

१२६- सिद्धत्ति य बुद्धत्ति य, पारगयत्ति य परंपरगयत्ति ।
उमुक्ककम्मकवया, अजरा अमरा असंगा य ॥

૧૨૬– કૃતકૃત્ય હોવાથી સિદ્ધ, લોકાલોકના જ્ઞાતા હોવાના કારણે બુદ્ધ, સંસારના પારગામી, શ્રેષ્ઠથી શ્રેષ્ઠ સ્થાનને પ્રાપ્ત કરવાથી પરંપરગત, કર્મ કવચથી રહિત હોવાના કારણે અજર, અમર, અસંગી બન્યા છે

१२७- णिच्छिण्णसव्वदुक्खा, जाइजरामरणबंधणविमुक्का ।
अव्वाबाहं सुक्खं, अणुहोती सासयं सिद्धा ॥

૧૨૭ – તે સિદ્ધ સર્વ દુઃખોનુ અતિક્રમણ કર્યું છે જન્મ, જરા, મરણ ના બંધનથી મુક્ત થવાના કારણે શાશ્વત, અવ્યાબાધ સુખનો અનુભવ કરે છે

१२८- अतुलसुखसागरगया. अव्वाबाहं अणोवम पत्ता ।
सव्वमणागयमद्ध, चिट्ठति सुही सुहं पत्ता ॥

૧૨૮ – અતુલ સુખ-સાગરમા મગ્ન, અવ્યાબાધિત, અનુપમ સ્થાનને પ્રાપ્ત કરેલ સિદ્ધો સર્વકાળ– અનંતકાળ સુધી સુખી રહે છે

સમાપ્ત